# ન-પ્રભાત:

હાસિક નવલ કથા.



મૂળ બંગાળીમાં.

શ્રી રમેશચંદ્ર દત્ત પ્રણીત.

તેનું ભાષાન્તર કર્ત્તા

નારાયણ હેમચંદ્ર.

અમદાવાદ.

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ"માં છાપી.

ઈ. સં. ૧૮૮૫.

# ઉત્સર્ગ.

જેને હું આદર્શ સમજું છું,
પરસ્પરનો પ્રેમ અતુલ્ય છે,
જેના સદ્‌ગુણો અગાધ છે,
જે દંપતિ મનુષ્ય જાતિ ઉપર
અપાર પ્રેમ દર્શાવે છે,
તથા
જેના નિર્મળ સ્નેહથી
હું
**મુગ્ધ થયો છું,**
તે દંપતિ,
**સન્માન ભાજન લલ્લુભાઈ સામળદાસ**
અને
**શ્રદ્ધેય બહેન સૌભાગ્યવતી સત્યવતીને**
તેમના ગુણોને મળતી
આ "**જીવન-પ્રભાત**" નામની નવલ કથા,
**ઉત્સર્ગ કરીને,**
**આનંદિત થાઉં છું.**

ભાવનગર.
૧૫ જુલાઈ ૧૮૮૯ } **નારાયણ હેમચંદ્ર.**

वन प्रभात. ३९१९

# પ્રકરણ ૧ લું.

## જીવન-ઉષા.

ઇસવીસનની અગીઆરમી સદીની શરૂઆતમાં ગીનો બાદશાહ મહમ્મદ હિંદુસ્તાનપર ચઢી આ-ા, ત્યારથી બસેં વર્ષમાં હિંદુસ્તાનનો ઘણો ભ-ાગ મુસલમાનોના હાથમાં આવ્યો હતો. હિંદુ-ાનનું મ્હોટું અને પૈસાદાર રાજ્ય હાથમાં આવ્યા-ા મુસલમાનો એકસો વર્ષ સુધી ચુપ થઈને બેઠા હતા. વિંધ્યાચલ જેવો મ્હોટો પહાડી કિલ્લો અને નર્મદા જેવી મ્હોટી ખાઈ પાર કરવાની તેમણે એકદમ ઉતાવળ કરી નહિ. તેરમી સદીની આખરે નો શાહજાદો અલાઉદ્દીન ખિલજી આઠ હજાર ઘોડેસ્વાર લશ્કર લઈ નર્મદા ઉતર્યો અને ખાનદેશપર ચઢાઈ કરી એકદમ હિંદુની રાજધાની દેવગઢ જઈ પહોચ્યો. દેવગઢનો રાજા સલાહ કરવાની અરજ કરતો હતો, એટલામાં રાજપુત્રે લશ્કર એકઠું કરીને

અલાઉદ્દીનને ઘેરી લીધો પણ
હોવાથી તે પરાજય પામ્યો અને
ધન તેમજ ઈલિચપુરનો મુલક ૨
દ્દીનની સાથે સલાહ કરી. પછી જ્યારે
દિલ્લીનો બાદશાહ થયો, ત્યારે તેના સેનાપ
કાફુર ત્રણવાર દક્ષિણ ઉપર ચઢી આવ્યો; નમ
દીના કિનારાથી તે ઠેઠ કુમારિકા અંતરીપ સુધી
ડે અને ધૂળધાણી કરી મૂક્યાં. તથાપિ અલ
મરણ પછી કેવળ દેવગઢ સિવાય બીજો સઘ
પાછો હિંદુઓના હાથમાં આવ્યો હતો.

ઈસવીસનની ચઉદમી સદીમાં જ્યારે ગ્યાસુદ્દ
તઘલખ દિલ્લીની ગાદીએ બેઠો, ત્યારે તેના છોકરા
નાખાને દક્ષિણ ઉપર ચઢાઈ કરી આખો તૈલંગણ
કબજે કર્યો (૧૩૨૩ ઈસવીસન) અને જ્યારે
મ્મદ તઘલખ એ નામ ધારણ કરીને પોતે
બાદશાહ થયો, ત્યારે તે પોતાની રાજધાની દિલ
દેવગઢમાં લાવવાની મેહેનત કરવા લાગ્યો. દેવગ
નામ ફેરવીને દૌલતાબાદ રાખ્યું અને દિલ્લીના સઘ
રહેવાસીઓને ત્યાં વસવાનો હુકમ કર્યો. પ્રજાને પી
અને ઠેકઠેકાણે બલવો થવાનાં કારણોને લીધે જ્યા

એ મેહેનત નિષ્ફળ થઈ ત્યારે પણ બાદશાહે દક્ષિણ દેશ સર કરવાની ઈચ્છા છોડી નહિ. ટુકામાં દક્ષિણના હિંદુ અને મુસલમાનો નારાજ થઈ તે બાદશાહની સામે થવા લાગ્યા. તૈલંગણ દેશપર જય મેળવ્યા પછી તે દેશના કેટલાક હિંદુ રાજાઓએ વિજયનગરમાં નવી રાજધાની બનાવીને એક મ્હોટું રાજ્ય સ્થાપ્યું (ઈસવીન સન ૧૩૩૫); અને જફીરખાં નામના એક મુસલમાને તૈલંગણના રાજાની મદદથી દિલ્લીના સેનાપતિ ઈમાદઉલમુલ્કને લડાઈમાં હરાવીને દૌલતાબાદમાં એક જુદું મુસલમાન રાજ્ય સ્થાપ્યું (ઈસવીસન ૧૩૪૭). કાળે કરીને વિજય નગર અને દૌલતાબાદ દક્ષિણમાં સર્વથી બે મ્હોટાં રાજ્ય થઈ પડ્યાં, અને લગભગ ત્રણસેં વર્ષ સુધી દિલ્લીના બાદશાહોએ દક્ષિણને તાબે કરવાની કંઈ પણ કોશીશ કરી નહિ.

પરંતુ આ આફતથી છૂટયા છતાં દક્ષિણમાં હિંદુરાજ્ય વિપત્તિમાંથી પૂરેપૂરૂં બચ્યું નહોતું. હિંદુઓએ દૌલતાબાદમાં મુસલમાની રાજ્ય સ્થાપન થવા દઈ પોતાના ઘરમાંજ પોતાના નાશનું બીજ વાવ્યું હતું. તે વેળાએ હિંદુઓનું જાતીય જીવન દુર્બળ અને હલકું થયું હતું. વિજયી મુસલમાનોનું જાતીય જી-

વન પ્રબલ અને ઉન્નત થતું હતું, તેથી એકે બી-જાનો નાશ કર્યો. કહેવત છે કે, દૌલતાબાદનો પહેલો બાદશાહ જાફરખાં એક બ્રાહ્મણનો વેચાતો લીધેલો ગુલામ હતો. બ્રાહ્મણે બાળકની બુદ્ધિ જોઇને તેને ગુલામગિરીમાંથી છૂટો કર્યો. પછી જ્યારે જફી-રખાં બાદશાહ થયો ત્યારે પેલા બ્રાહ્મણને પોતાનો ખ-જાનચી નિમ્યો અને તેને લીધે જફીરનું કુળ બાહ-મણી (બ્રાહ્મણી) વંશથી પ્રખ્યાત થયું. કાળક્રમે દૌલ-તાબાદનું રાજ્ય વિસ્તાર પામી જુદાજુદા ખંડમાં વિ-ભક્ત થયું; અને તેનાં વિજયપુર, ગોળકોંડા અને અ-હમદનગર એવાં ત્રણ મુસલમાન રાજ્ય સ્થાપન થયાં ઈસવીસન ૧૫૨૬ માં બાહ્મણી વંશનો તથા દૌલ-તાબાદ રાજ્યનો લોપ થયો, અને મુસલમાન બાદ-શાહઓએ એકઠા થઈ ઈસવીસન ૧૫૬૪ માં ટેલિકોટા તથા રક્ષિત ગંડીની લઢાઈમાં વિજયનગરના લશ્કરને હરાવીને હિંદુ રાજ્યનો નાશ કર્યો. દક્ષિણમાં હિંદુ સ્વતંત્રતાનો એક રીતે અંત આવ્યો હતો. પણ વિજયપુર, ગોળકોંડા અને અહમદનગ-રનાં મુસલમાન રાજ્ય ઘણાં બળવાન થઈ પડ્યાં હતાં. કર્ણાટક અને દ્રાવિડના હિંદુ રાજાઓએ પણ ધીરે ધીરે

વિજયપુર અને ગોળકોંડાની તાબેદારી સ્વીકારી હતી.

ઈસવીસન ૧૫૯૦ માં અકબર બાદશાહ ફરીથી આખો દક્ષિણદેશ દિલ્લીને તાબે કરવાની કોશીશ કરવા લાગ્યો, અને તેના મરવાની આગમજ આખો ખાંનદેશ અને અહમદનગરના રાજ્યો ઘણું કરીને દિલ્લીના લશ્કરને હસ્તગત થયાં હતાં. તેના પૌત્ર શાહજહાંને ઈ૦ સ૦ ૧૬૩૬ માં અહમદ નગરનું આખું રાજ્ય તાબે કર્યું, ટુંકામાં આ કથાના આરંભકાળે દક્ષિણમાં કેવળ વિજયપુર અને ગોળકોંડા એ બે પ્રબળ સ્વતંત્ર મુસલમાન રાજ્ય હતાં.

આ આખા રાજ્યના ફેરફારની વેળાએ દેશીય લોકો એટલે મરાઠાની હાલત કેવી હતી તે આપણે જાણવી જોઇએ. મુસલમાન રાજાના તાબાના દૌલતાબાદ, અહમદનગર, વિજયપુર અને ગોળકોંડાની હિંદુ પ્રજાની હાલત ઘણી નબળી નહોતી. વસ્તુતઃ મુસલમાનોના રાજ્ય ચલાવવામાં ઘણું કરીને મરાઠાની બુદ્ધિમત્તા ચાલતી હતી. દરેક રાજ્ય કેટલાક જીલ્લામાં અને દરેક જીલ્લો કેટલાક પરગણામાં વહેંચાયેલું હતું. અને એ સઘળા જિલ્લા તેમજ પરગણામાં કોઈ કોઇ વેળાએ મુસલમાન અધીકારી નિયુક્ત થતા હતા, પ-

રંતુ ઘણીક વખતે મરાઠા અમલદારો પણ પ્રજામાંથી કર ઉઘરાવીને રાજકોશમાં પૈસા મોકલાવતા હતા. દક્ષિણનો મુલક પહાડોથી ઘેરાયલો છે અને તે પહાડો ઉપર અસંખ્ય કિલ્લા બાંધેલા હતા. મુસલમાન સુલતાનો પહાડપરના આ કિલ્લા મરાઠાઓના હાથમાં સોંપવાને સંકુચિત થતા નહોતા; કેટલાક કિલ્લેદારોને રાજકોશમાંથી પગાર મળતો હતો અને કેટલાકોને આજુબાજુની જમીન જાગીરમાં મળતી તેની આમદાનીમાંથી કિલ્લાની રખેવાળી માટે જરૂરનો ખરચ કરતા હતા. આ કિલ્લેદારો અને દેશમુખ સિવાય મુસલમાન સુલતાનોના આધીનમાં ઘણા હિંદુ નોકરો હતા. તેમાં કોઇ સો, કોઈ બસેં, કોઈ પાંચસેં, કોઈ હજાર, અને કોઈ વળી તેથી પણ વધારે ઘોડેસ્વારના સેનાપતિ હતા. સુલતાનના હુકમ પ્રમાણે તેઓ લશ્કર લઇને લઢાઈની વેળાએ હાજર થતા. અને લશ્કરના પગાર તથા બીજા જરૂરી ખરચને માટે તેમને એક એક જાગીર મળેલી હતી. મરાઠાનું લશ્કર અરિદળપર અચાનક છાપો મારી પ્રાણું વિખરાઈ જવામાં એક્કો ગણાતું હતું, અનેસુલતાનોને લઢાઈની વખત ઘણું મદદગાર થઈ પડતું હતું; કોઇ કોઈ વખત તેઓ

પોતપોતામાં લઢતા. વિજયપુરના સુલતાનના આધીન-માં ચંદ્રરાવ અને મોરોબા નામના બે સરદાર હતા તેઓ બાર હજાર પેદલ લશ્કરના સેનાપતિ હતા અને તે-ઓએ સુલતાનના હુકમથી નીરા અને વારણા નદી-ના વચમાંના મુલકો હાથ કર્યા હતા. એથી સુલતાન ખુશ થયો અને તે દેશ ચંદ્રરાવને ઘણોજ થોડો કર મુકરર કરીને જાગીરમાં આપ્યો અને ચંદ્રરાવની સાત પેઢી સુધીના પુત્રો રાજા નામથી તે દેશ ઉપર રાજ્ય ચલાવતા હતા. આવી રીતે રાવનાયક નિમ્બા-લકર વંશ વંશપરંપરાથી ફલટણ દેશના દેશમુખ થઇને તે દેશપર રાજ્ય ચલાવતા હતા. આવીજ રીતે ઘાટગે વંશ મલ્લઓરી દેશમાં, મનય વંશ મુશ્વર પ-રગણામાં, ધારપુરે વંશ કાપસી અને મુઢોલ પરગ-ણામાં ડફલે વંશ જત પરગણામાં અને સાવન્ત વંશ-વાડી પ્રદેશમાં રહીને વંશ પરંપરાથી વિજયપુરના સુ-લતાનનું કામ કરતા હતા, અને વખતો વખત પોત પોતામાં પણ ભારી જંગ મચાવતા. જ્ઞાતિ વિરોધના જેવો બીજો વિરોધ નથી; પહાડથી ઘેરાયલા કોકણ-માં અને દક્ષિણમાં સર્વ જગાએ અને સર્વ કાલમાં સ્થાનિક મ્હોટા મ્હોટા વંશમાં પરસ્પર વિરોધ જોવા-

માં આવતો હતો, અને પર્વત ઉપર તેમજ રસાળી જમીનપર સર્વદા મ્હોટી લઢાઈઓ ઘણી મારામારી અને લોહીની રેલંરેલા થતી હતી, એ કુલક્ષણ નહિ, પણ એક રીતે સુલક્ષણ છે; જેમ પરિચાલન દ્વારા આપણું શરીર મજબૂત થાય છે તેમ સર્વદા કામમાં મંડ્યા રહ્યાથી અને જુલમ સહન કર્યાથી જાતીય બળ અને જાતીય જીવન રક્ષિત તથા પરિપુષ્ટ થાય છે. આવી રીતે મરાઠા જીવનના સવારનું પહેલું કિરણ શિવાજી સૂર્યના ઉદય થવા પહેલાં ભારત આકાશ રંજિત થયું હતું.

અહમદનગરના સુલતાનના તાબામાં જાધવ અને ભોંસલે નામના બે બહાદુર વંશ હતા. અને ઘણા લોકો ધારે છે કે દેવગઢના પ્રાચીન હિંદુરાજના વંશમાંથી આ બહાદુર વંશની ઉત્પત્તિ થઈ છે. સોળમી સદીમાં લાખોજી જાધવ અહમદનગરના સુલતાનના તાબાનો સર્વથી મ્હોટો સેનાપતિ હતો, તે દશ હજાર ઘોડેસ્વારનો ઉપરી હોઈ મ્હોટી જાગીર ભોગવતો હતો. ભોંસલે વંશ જાધવ વંશના જેટલો ચઢીયાતો નહોતો તોપણ તે ઘણા શક્તિવાન વંશમાં ખપતો હતો. તેમાં સંદેહ નથી. આ જગાએ આટલુંજ કહી

રાખવું જરૂરનું છે કે જાધવ કુળમાં શિવાજીની માતાની અને ભોંસલે વંશમાં તેના પિતાની ઉત્પત્તિ હતી.

નવલના આરંભમાં દક્ષણ દેશનો ઈતિહાસ અને ત્યાંના લોકોની અવસ્થા ટુંકામાં વર્ણન કરવામાં આવી છે એ વાંચતા વાંચનારાઓ કંટાળશે નહિ એવી આશા છે.

---

# પ્રકરણ ૨ જું.

## રઘુનાથજી હાવિલદાર.

કોકણ દેશ વરસાદની વેળાએ કુદરતનું ઓરજ એક રૂપ ધારણ કરે છે; ઈ. સ. ૧૬૬૩ ની વર્ષા ઋતુની એક સાજે તેણે ઘોર ઘટાનું અને સૌન્દર્યશાલી અનુપમ સ્વરૂપ ધારણ કર્યું હતું. સૂર્ય અસ્ત થયો નહોતો, તથાપિ આખું આકાશ લાંબા વખતથી અતિકૃષ્ણ મેઘથી ઘેરાયાલું અને ચારે બાજુના પહાડોની હાર અને ગાઢું જંગલ દુર્ભેદ્ય અંધકારથી છવાયલું હતું. પહાડોમાં, જંગલમાં, આકાશમાં ધરતીપર ક્યાંએ શબ્દ પણ સંભળાતો નહોતો. થોડીવારમાં મ્હોટું તોફાન આવશે એમ જાણીને જાણે જગત ભ-

યથી સ્તબ્ધ થઈ રહ્યું હોય ને. આસપાસના પહાડ ઉપરના જવા આવવાના રસ્તાઓ આછાઆછા દેખાતા હતા, દૂરના મ્હોટાં મ્હોટાં ઝાડોથી ઘેરાયલા પર્વતો કેવળ ગાઢા કાળા રંગના થઈ ગયા હતા અને નીચેની ખો એકીવારે અંધારામાં ઢંકાઈ ગયેલી જણાતી હતી. પહાડ ઉપરથી વહેતા ઝરાઓ, કહીં કહીં રૂપેરી ગૂંછળાં જેવા જણાતા હતા અને કહીં કહીં તો અંધારામાં લીન થઈ ગયેલા હોઈ કેવળ શબ્દથીજ પોતાની ઓળખાણ આપતા હતા.

આ પર્વતના માર્ગપરથી એક ઘોડે સ્વાર દોડતે ઘોડે જતો હતો. ઘોડાનું આખું શરીર ફીણથી અને પરસેવાથી નીગળતું હતું. ઘોડે સ્વારનો પણ પોશાક ધૂળથી અને કીચડથી ભરાઈ ગયલો હતો. તેનો દેખાવજ કહી આપતો હતો કે તે ઘણે દૂરથી આવતો હશે. તેના જમણા હાથમાં ભાલો, કમરમાં તરવાર, ડાબા હાથમાં ઘોડાની લગામ અને ડાબા ખભા ઉપર ઢાલ અને આખું શરીર બખતરથી આચ્છાદિત હતું. પોશાક અને પાઘડી મરાઠી લઢણનાં હતાં. ઉમ્મર અઢારેક વર્ષની દેખાતી હતી; ઘણાખરા મરાઠાઓના કરતાં તેનો બાંધો ઉન્નત અને રંગ સફેત હતો,

પરંતુ પરિશ્રમથી, તડકાથી આટલી ઉમ્મરમાં પણ તેનું સફેત મુખ કંઈક શ્યામ થયું હતું, તેનું કપાળ પહોળું, બંને આંખ જ્યોતિ પરિપૂર્ણ, મુખ મંડળ ઉદારતાવાળું અને ઘણુંજ તેજસ્વી હતું. ઘોડાને થોડો વિશ્રામ આપવા માટે ઘોડા ઉપરથી કુદકો મારી સ્વાર જમીન ઉપર ઉતર્યો અને લગામ ઝાડે ભેરવી, ભાલો ઝાડના ડાળામાં ભરાવ્યો, અને પોતાના હાથથી કપાળ ઉપરનો પરસેવો લુછી પોતાના કાળા ભમર જેવા વાળનાં ગૂછળાં પહોળા કપાળ ઉપરથી પછવાડે ખસેડી આકાશની તરફ જોવા લાગ્યો.

તે વેળાએ આકાશની આકૃતિ ઘણીજ ભય પમાડે એવી હતી. થોડી વારમાં મ્હોટું તોફાન આવશે એમ જણાતું હતું. મંદ મંદ વાયુ આવવાનો આરંભ થયો અને અનંત પર્વત તથા ઝાડોની હારમાંથી ગંભીર શબ્દ ઉઠવા લાગ્યો; એક બે સ્તિમિત મેઘની ગંર્જના પણ સંભળાઇ. જુવાનના સૂકાયલા ઓઠ ઉપર એક બે પાણીનાં ટીપાં પણ પડ્યાં. હવે વખત ખોવાનો નથી આકાશ સ્વચ્છ થવા સારૂ ક્યાં સુણ વાટ જોવી નિરર્થક છે. એમ વિચારી અને પોતે જે કામ માટે જતો હતો તેમાં વિલંબ કરાય તેમ

નહોતું. જે માલિકનું કામ તે કરવા જતો હતો તેણે કદીપણ કોઈની તકરાર સાંભળી નહોતી તથા પોતાને પણ તકરાર કરવાનો કે કામમાં વાર લગાડવાનો અભ્યાસ નહોતો સબબ ફરીથી ભાલો હાથમાં લઈ કુદકો મારી પોતે ઘોડા ઉપર સ્વાર થયો. તેની તરવાર ઘોડાની પીઠ ઉપર અથડાઈ અને ફરી એક વેળા આ-કાશ સામું જોઈ, તીરવેગથી ઘોડો દોડાવતો તે નિઃશબ્દ પહાડી મુલકમાં સુપ્ત પ્રતિધ્વનિ જાગૃત કરતો ચાલ્યો.

થોડીવાર પછી મ્હોટું તોફાન આવવાનાં ચિન્હ જણાવવાં માંડ્યાં. આકાશના એક ભાગથી બીજા ભાગ સુધી વિજળી ચમકવા માડી, મેઘની ગર્જ-નાથી આખો પહાડ ધ્રુજી ઉઠયો. કરોડો રાક્ષસોની ગ-ર્જનાને પણ તુચ્છ ગણતો એવો પવનનો ધુંધવાટ થવા લાગ્યો, જાણે મરૂતદેવ અનંત પર્વતને જડમૂળથી ઉખેડી નાખવાનું આદરી બેઠો ન હોય એમ સેંકડો પહાડના અસંખ્ય ઝાડોમાંથી કર્ણભેદી શબ્દ એકી-વારે નીકળવા લાગ્યો અને આખું જગત્ કંપાયમાન થયું. વરસાદપણ મૂસળધાર વરસવા લાગ્યો. પાણી-ના ધોધ પર્વતનાં ઝરણાં તેમજ નદીઓ, નવા પાણી-થી સ્ફીતકાય થઈ જોરથી ઉછાળાબંધ વહેવા લાગ્યાં

વીજળી ઘડીએ ઘડીએ ઝબકી કુદરતમાં થતી આ મ્હોટી ઉથલપાથલ ઘણે દૂર સુધી દૃષ્ટિ ગોચર કરતી.

ઘોડેસ્વાર આ તોફાનથી કંઈપણ ન રોકાતા વેગથી ચાલવા લાગ્યો. પવન જોરથી વાતો હતો તેથી એમ લાગતું હતું કે ઘોડો અને સ્વાર વાયુ વેગથી પહાડપરથી નીચે પડી જશે. અંધકારને લીધે એક ઝરો કુદી પાર થતાં ઘોડો ઠોકર ખાઈ લથડયો તેથી ઘોડે સ્વાર પથ્થર ઉપર પછડયો પણ પાછો આગળ વધ્યો. જરા આગળ જતાં પવનથી નમેલા ઝાડનું ડાળું વાગ્યું અને કપાળમાં બે ત્રણ લોહીનાં ટીપાં ઝામ્યાં અને પાઘડી ફાટી ગઈ તથાપિ જે કામ ઉપર તે જતો હતો તેમાં વાર લગાડવી નહોતી, તેથી તે જુવાન પોતાને વિશે કંઈપણ વિચાર નહિ કરતાં સાવચેતીથી ઘોડો ચલાવી વેગથી આગળ વધ્યો. દોઢેક કલાક સુધી મુસલધાર વરસાદ વરસ્યા પછી આકાશ સ્વચ્છ થવા લાગ્યું, અને અસ્તાચલ ચૂડાવલથી સૂર્યનો પ્રકાશ તે પહાડો અને ઝાડોના વચાળામાંથી જણાવા લાગ્યો. તે જુવાન પણ ઉદ્દેશ સ્થાન કિલ્લા આગળ આવી પહોચ્યો, કિલ્લા આગળ પહોચતાંજ તેણે એકદમ ઘોડાને રોકયો અને ભીંજાયલા વાળનાં

ગૂછળાં ફરીથી પોતાના સુંદર પહોળા કપાળ ઉપરથી ખસેડી નીચે જોયું. નીચે જુએ છે તો આખા પહાડની હાર, એક પછી એક તેની નજર આગળ ખડી થઈ અને તે હારોની પાસે, માથાપર, ચારે બાજુએ, નવા પાલવથી શોભાયમાન લીલાછમ અનંત વૃક્ષોની હાર સૂર્યના તેજથી ચળકતી હતી. વચ્ચે વચ્ચે પાણીના ધોત પોતાના અસલના પ્રમાણના કરતાં સેંકડો દરજ્જે વધીને ગૌરવથી એક શીખર ઉપરથી બીજા શિખર ઉપર પડી જાણે નૃત્ય કરતા હોયની એમ જણાતા હતા. સૂર્ય પોતાના શોનાના જેવા રશ્મીથી ઘણીજ સુંદર ક્રીડા કરતો હતો. પ્રત્યેક પહાડ ઉપર અને શિખર ઉપર સૂર્ય રશ્મિએ નાના પ્રકારના રૂપ ધારણ કર્યા હતા, કોઈ કોઈ જગાએ પાણીના ધોધમાં સૂર્ય કિરણો પ્રતિબિમ્બિત થવાથી કાંઈ અવનવી શોભા થઈ રહી હતી. આકાશમાં મ્હોટા ઈન્દ્ર ધનુએ નાના પ્રકારના રંગ ધારણ કર્યા હતા.

જુવાન થોડી વાર સુધી આ શોભામાં મુગ્ધ થયો; પછી સૂર્યની તરફ જોઇને, જલદી કિલ્લાની ઉપર ચઢવા લાગ્યો. ત્યાં જઈ પોતાની ઓળખાણ આપીને કિલ્લીમાં પેઠો; દરવાજામાં પેસતી વખતે પછવાડે જુ-

એ છે તો સૂર્ય આથમે છે, તરત ધબ ધબ શબ્દ કરી કિલ્લાનો દરવાજો બંધ થયો.

દરવાજા ઉપર પહેરો ભરનારાઓએ દરવાજો બંધ કરી જુવાનની તરફ જોઈ કહ્યું "તમે ટાંકણાસર આવ્યા, એક પળ પણ મોડા આવ્યા હોત તો રાત કિલ્લાની બહાર કાહાડવી પડત."

જુવાને હસ્તે ચહેરે કહ્યું "એક પળનો પણ વિલંબ થયો નથી; ભવાનીની કૃપાથી માલિકની આગળ જે પ્રતિજ્ઞા કરી છે તે પાળીશ, આજેજ કિલ્લેદારની પાસે માલિકની આજ્ઞા જણાવી શકીશ."

પહેરેગીરે કહ્યું "કિલ્લેદાર તમારે માટે વાટ જોતા બેઠા છે."

"ત્યારે ચાલ્યો." આટલું કહી જુવાન રાજભવન તરફ જવા નિકળ્યો.

અનુમતિ મળતાંજ જુવાન કિલ્લેદારના દિવાનખાનામાં ગયો અને યથાયોગ્ય નમીને પોતાની કમરમાંથી બંધન ખોલી કેટલાક કાગળો તેના હાથમાં આપ્યા. કિલ્લેદાર શિવાજી મહારાજનો માઉલી જાતીનો એક વિશ્વાસુ યોદ્ધા હતો. તે કાગળોનીજ વાટ જોતો હતો, તેથી દૂતની તરફ નહિ જોતાં ધ્યાન લગા-

કીને કાગળ વાંચવા મંડી પડયો.

દિલ્લીના બાદશાહની સાથે લડાઈનો આરંભ છે. લડાઈની હમણાની હાલત કેવી છે, કેવી રીતે કિલ્લેદાર શિવાજીને વિશેષ રૂપથી મદદ આપી શકે અને અમુક અમુક વિષયમાં શિવાજીની અમુક અમુક આજ્ઞા છે તે સર્વ કાગળ ઉપરથી તેણે જાણ્યું. કાગળ વાંચી રહ્યા પછી કાગળ લાવનારની તરફ જોયું તો એક અઢાર વર્ષની ઉમ્મરના બાળકોચિત સરળ અને ઉદાર મુખમંડળવાળા આનયનવિલંબી ગૂછળાંવાળા કાળા ભમર જેવા વાળવાળા મજબૂત બાંધાના, ઉન્નત અવયવના અને પહોળા કપાળવાળા એક જુવાનને જોઈ કિલ્લેદાર એકદમ આશ્ચર્ય પામ્યો; ઘડીકમાં કાગળની તરફ જોયું ને ઘડીકમાં તે જુવાન તરફ મર્મ ભેદી તિક્ષ્ણ આંખથી તાકીને જોયછે, થોડી વારસુધી આમ નિરખ્યા બાદ બોલ્યો, "હાવિલદાર! શું તમારૂં નામ રઘુનાથજી છે? તમે શું જાતે રજપૂત છો?

રઘુનાથજી નમ્ર ભાવથી માથું નમાવી બોલ્યો "જી, હા"

કિલ્લેદાર "તમે આકૃતિયેં અને ઉમ્મરે બાળક માત્ર જણાઓ છો." (જરા ક્રોધથી રઘુનાથજીની આં-

ખ ઉજ્વલ થઈ, તે જોઈને કિલ્લેદારે ધીરે ધીરે કહ્યું) તથાપિ કામ કરવામાં પાછી પાની ભરે એવા નથી."

રઘુનાથજી જરા ક્રોધ કંપિત સ્વરે તો પણ નમ્ર ભાવે બોલ્યો "યત્ન એ મનુષ્યને સાધ્ય છે, માલિકે મ્હારા યત્નમાં મ્હારી ત્રુટિ જોઈ નથી, સિદ્ધિ થવી એતો ભવાનીની ઇચ્છાને આધીન છે."

કિલ્લેદાર "તમે સિંહગઢથી તોરણાગઢમાં આટલા જલદી શી રીતે આવ્યા?"

સ્થિર સ્વરથી જુવાને જવાબ આપ્યો "માલિકની પાસે એવીજ પ્રતિજ્ઞા કરી હતી."

કિલ્લેદાર આ ઉત્તરથી ખુશ થઇ જરા હસીને બોલ્યો, "કહેવાની કાંઈ જરૂર નથી પણ કહું છું કે પ્રતિજ્ઞા સિદ્ધ કરવામાં તમારો યત્ન કેવો દૃઢ અને બળવાન હતો એ તમારો દેખાવજ કહી આપે છે." રઘુનાથજીનું આખું શરીર અને વસ્ત્ર હજી પણ ભીનાં હતાં તથા કપાળ ઉપરનો જખમ પણ થોડો થોડો દેખાતો હતો.

ત્યારબાદ કિલ્લેદારે સિંહગઢ તથા પુનાની અવસ્થા અને મરાઠા, મોગલ અને રજપૂત સેનાની અવસ્થા તથા સંખ્યા વિશે બારીક બારીક પ્રશ્ન પૂછ્યા

રઘુનાથજી જે કંઈ જાણતો હતો તે સઘળું તેણે તેને કહ્યું.

પછી કિલ્લેદારે કહ્યું "કાલે સવારે મ્હારી પાસે આવજો, મ્હારા કાગળો તે વેળાએ તૈયાર થશે, બીજું શિવાજીને મ્હારૂં નામ દઈને કહેજો કે તમે જે તરૂણ હાવિલદારને આ મુશ્કિલ કામમાં જોડ્યો છે તે હાવિલદાર કામને અનુપયુક્ત નથી." આ પ્રશંસા વાક્યથી રઘુનાથે મસ્તક નમાવીને કૃતજ્ઞતા બતાવી.

રઘુનાથજી વિદાયગીરી લઈને ચાલ્યો ગયો. રઘુનાથની આમ પરીક્ષા કરવામાં કિલ્લેદારનો ઉદ્દેશ એ હતો કે, તેણે શિવાજીને ઘણીજ છૂપી રાજકીય ખબરો અને કેટલીક ગૂઢ સલાહ તેની મારફત મોકલવાનો વિચાર કર્યો હતો. તે સર્વ કાગળમાં લખે તો કાગળ શત્રુને હાથ જવાની બ્હીક હતી અને જો રઘુનાથજીને મુખથી કહાવે તો પૈસાના લોભથી અથવા કોઇ બીજી તદબીરથી શત્રુને વશવર્તી થઈને છૂપી સલાહ તેમની આગળ પ્રકાશ કરે એ રઘુનાથના સંબંધમાં સંભવ છે કે નહિ, તેનેજ માટે કિલ્લેદાર તેની પરીક્ષા કરતો હતો. કસોટીમાં રઘુનાથ પાર ઉતર્યો. રઘુનાથ નજરથી બહાર ગયો એટલે કિલ્લેદાર જરા હસીને બોલ્યો. "શિવાજી આ વિષયમાં અસાધારણ પંડિત છે, યોગ્ય કામમાં યોગ્ય માણસજ યોજે છે."

# પ્રકરણ ૩ જુ.

## સરયુબાળા.

રઘુનાથ કિલ્લેદારની પાસેથી વિદાય લેઈને ભવાની દેવીના મંદિર તરફ જવા નીકળ્યો. આ કિલ્લો હસ્તગત કર્યા પછી થોડી મુદતમાં શિવાજીએ તેમાં ભવાનીની મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી અને અંબર અર્થાત્ જેપુરના એક અતિ ઉચ્ચ કુળના બ્રાહ્મણને બોલાવી દેવ સેવામાં નિયુક્ત કર્યો હતો. લઢાઈની વેળાએ આ દેવીની પૂજા કર્યા સિવાય શિવાજી તેમાં કદીપણ પડતો નહિ. આ કામમાં રઘુનાથને મોકલવામાં શિવાજીનો એ પણ ઉદ્દેશ હતો કે દેવીની પૂજા કરવી તથા પુરોહિતની પાસેથી લઢાઇનું ફળાફળ જાણી લેવું.

રઘુનાથ યૌવનોચિત ઉલ્લાસથી પોતાના વાળાનાં ગૂછળાં નચાવતો નચાવતો એક લઢાઈનું ગીત મૃદુ સ્વરથી ગાતો ગાતો મંદિર તરફ ચાલ્યો જતો હતો; મંદિરની પાસે આવી પહોચ્યો એટલે મંદિરની પાસેના ઘરની અગાશીપર સહસા તેની નજર પડી. નજર પડતાંજ તે ઉભો રહ્યો. તેનું શરીર એકદમ કંટકિત થયું. તે એગાશી ઉપર એક અનુપમ લાવણ્યમયી

ચૌદ વર્ષની બાળિકા હાથપર ગાલ ટેકી એકલી બેઠી હતી અને આથમતા સૂર્યની શોભા એકી ટસે જોતી હતી. કન્યાના રેશમને પણ કોરે મુકે એવા સુમાર્જિત અતિ કૃષ્ણ કેશ ગાલ ઉપર, હાથ ઉપર તેમજ પીઠ ઉપર ઝુલતા હતા. મુખમંડળ ઉજ્જવલ હતું, ભ્રમર વિનિંદિત, આંખો જરા મીચાયલી હતી, ભ્રયુગલ પીછીથી ચિત્રેલુંજ હોય ને એમ સુંદર વક્રાભાવથી કપાલને શોભા આપતું હતું! બંને ઓઠ પાતળા અને લાલ હતા, ઉમ્મરની પેઠે રઘુનાથ તે બન્ને ઓઠની તરફ જોતો હતો. હાથ અને બાહુ સુગોળ અને ઘણાજ ગૌર વર્ણના હોઈ સોનાની ચૂડી અને કંકણ શોભતા હતા. કન્યાના કપાળમાં આકાશની લાલાશ મારતી છાયા પડીને તે તપ્ત કાંચન વર્ણના જેવી શોભતી હતી. કંઠમાંથી જરા ઉન્નત સ્તન યુગલ સુધી એક કંઠમાળા ઝુલતી હતી. રઘુનાથ! રઘુનાથ! સાવધાન. રાજ્યના કામને માટે તું આવ્યો છે. તું ગરીબ છે, એક સિપાઈ માત્ર છે. એ કન્યા તરફ જોઈશમાં! એ માર્ગે જઈશમાં! પણ રઘુનાથ આ સઘળાનો વિચાર કરતો નહોતો, તે તો મુગ્ધ થઈ એકી ટસે તે સાયંકાળના આકાશ પટપર ચિત્રેલી અનુપમ છબીની તરફ જોતો હ-

તો; તેનું હૃદય ફુલાતું હતું. પૂર્વે તેણે જે ભાવ કદી-પણ જાણ્યો નહોતો, તે નવા ભાવનો ઉદ્રેક આજ એક-દમ તેનું હૃદય અનુભવવા લાગ્યું. જુવાનીના આરંભમાં પહેલ વહેલા પ્રેમના દુર્દ્દમનીય વેગથી તેનું આખું શરીર કંપાયમાન થયું અને તેથી રઘુનાથ ઉન્મત્ત જેવો થઈ ગયો.

જ્યાં સુધી અજવાળું હતું ત્યાં સુધી રઘુનાથે પ-થ્થર જેવા અચળ થઈ તે સુંદર મૂર્તિને નિરખ્યા કીધી. સાંજના આકાશની શોભા ધીરે ધીરે લીન થઈ ગઈ, સંધ્યાની છાયા ધીરે ધીરે ગાઢી થતી તે પ્રતિમૂર્તિના ઉપર પડવા લાગી, તે વેળાએ પણ રઘુનાથ ઉભો રહી જોતો હતો!

સંધ્યા સમયે કન્યા ઘરમાં જવા માટે ઉભી થઈ. જતી વેળાએ બાજુ તરફ નજર પડતાં તેને જણાયું કે એક દીર્ઘકાયનો અતિ રૂપવાન જુવાન થોડેક દૂર ઉભો રહી પોતાની તરફ અકી ટસે જુએ છે. કન્યા-ને આ જ્ઞાન થતાંજ તેના કપાલ ઉપર લજ્જાની છાયા પથરાઈ અને તેણે નજર નીચી કરી દીધી પણ તે જુ વાનના ઘાટદાર બાંધે, તગતગતા પહોળા ભવ્ય કપા-ળ ઉપર રમતાં કાળા વાળના ગુચ્છાએ જ્યોતિઃ પૂ-ર્ણ બન્ને આંખે કમરમાંની તરવારે હાથમાંના લાંબા

બાલાએ ફરીથી કન્યાની નજર તે જુવાન તરફ ખેંચી, ધસડી તેના ઉપર ઠારી. ક્ષણભર રમણીનું -હૃદય કંપાયમાન થયું તેનું મુખમંડળ ઉપર ફરીથી લજ્જાની લાલાઈ ચઢી આવી. આ કૃત્ય અવિનયનું ધારી તરત ઘુમટા તાણી તે ઘરમાં પેઠી.

તે વેળાએ રઘુનાથ બેશુદ્ધ જેવા થઇ ગયો. કપાળ ઉપર પરસેવાનાં બેત્રણ ટીપાં બાઝયાં. મંદિરના પુરોહિતને મળવા માટે ધીરેધીરે ચિંતાતુર ભાવથી તે મંદિરમાં પેઠા, અને પુરોહિતની વાટ જોતા બેઠા.

પાછળ લખ્યું છે કે પુરોહિત અંબર અર્થાત્ જેપુરના એક ઊંચા કુળના રજપૂત બ્રાહ્મણ હતા. તેનું નામ જનારધન દેવ હતું. તે જેપુરના રાજા પ્રસિદ્ધ જયસિંહના એક સભાસદ હતા અને શિવાજીની આગ્રહ પૂર્વક વિનંતિથી જયસિંહની અનુમતિથી શિવાજીએ સર્વેની પહેલાં જીતેલા તોરણાગઢમાં ગયો હતો. તેને પોતાને કાંઈ સંતાન નહોતું. પરંતુ સ્વદેશ ત્યાગ કરતાં પહેલાં તેણે એક ક્ષત્રિય કન્યાનું લાલનપાલન કરવાનો ભાર લીધો હતો. એ કન્યાનો પિતા જનારધનના બાલ્ય કાલનો પરમ બંધુ હતો; કન્યાની માતા પણ જનારધનની સ્ત્રીને બહેન કહી બોલાવતી

હતી. એકા એક માબાપનું મરણ નિપજવાથી છોક-
રાં વગરનાં જનારધન અને તેની સ્ત્રીએ પેલી ક્ષત્રિ-
ય બાળકીનું લાલન પાલન કરવાનો ભાર પોતાને
માથે લીધો અને તોરણીના કિલ્લામાં આવતી વખત
તે બાળકીને પણ પોતાની સાથે આણી તેને પુત્રની
પેઠે સ્નેહથી પાલવા લાગ્યાં.

ત્યાર પછી જનારધનની સ્ત્રીનું મરણ નિપજ-
વાથી કન્યા સરયુ સિવાય વૃદ્ધના સ્નેહનું બીજું કોઈ
સ્થાન રહ્યું નહિ. સરયુબાળા જનારધનને પિતા ક-
હીને બોલાવતી હતી અને તેના ઉપર પ્રીતિ રાખતી
હતી. કાળે કરીને સરયુ બાળા નિરૂપમ લાવણ્યવતી
થઈ. ટુંકામાં કિલ્લાના તમામ શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણો હાસ્ય
વિનોદમાં જનારધનને કણ્વમુનિ અને તેની પાલિતા
નિરૂપમા લાવણ્યમયી ક્ષત્રિય બાળાને શકુન્તલા કહી
બોલાવતા. જનારધન પણ કન્યાના સૌન્દર્ય અને સ્ને-
હથી પરિતુષ્ટ થઇને રાજસ્થાનમાંથી આવવાનું દુઃખ
પણ વિસરી ગયો હતો.

દેવાલયમાં રઘુનાથે કેટલીક વાર સુધી વાટ જોે-
યા પછી જનારધન દેવ મંદિરમાં આવ્યો. તેની ઉ-
મ્મર આસરે પચાસ વર્ષની હતી. શરીરનો બાંધો

મજબૂત હતો, બન્ને આંખ શાન્તિરસ પૂર્ણ હતી, અને દાઢી છાતી સુધી આવી હતી, જનારધનનો રંગ ગૌર હતો , ખભા ઉપર જનોઈ ઝુલતું હતું. પૂજકનું પવિત્ર શાન્તિ પૂર્ણ મન અને બાળકના જેવું સરળ હૃદય જનારધનનું મુખ જોયાથીજ જણાતું હતું. જનારધને ધીરે ધીરે મંદિરમાં પ્રવેશ કર્યો. તેને જોઈને રઘુનાથ માન આપવા માટે ઉભો થયો.

મિષ્ટાલાપ કરીને બન્ને બેઠા અને જનારધને શિવાજીના કુશળ સમાચાર પૂછ્યા. રઘુનાથે જ્યાં સુધી કહેવાનું હતું ત્યાં સુધી લઢાઈનું વર્ણન કર્યું, તથા શિવાજીના પ્રણામ જણાવીને પૂજારીના હાથમાં કેટલીક સોનાની મોહર મૂકી કહ્યું "માલિકની વિનંતિ આટલીજ છે કે હાલ મોગલોની સાથે મ્હાટી લઢાઈ થશે તેમાં આપ તેમના જયને માટે ભવાનીની પૂજા કરજો. દેવીના પ્રસાદ સિવાય મનુષ્યનો યત્ન ફોકટ છે."

જનારધને પોતાના નૈસર્ગિક સ્થિર ગભીર સ્વરથી જવાબ આપ્યો "સનાતન હિંદુ ધર્મની રક્ષા કરવા માટે મ્હારા જેવા મનુષ્યે સર્વદા યત્ન કરવો જોઈએ. હું તે ધર્મના પ્રહેરી સ્વરૂપ શિવાજીના જય માટે અવશ્ય પૂજા કરીશ. મહાત્માને જણાવજો કે આ

વિષયમાં હું કંઈ ઓછાપણું રાખીશ નહિ."

રઘુનાથ—"માલિકની દેવી પદમાં બીજી એક વિનંતિ છે, હું લડાઈમાં પ્રવૃત્ત થઈશ, તેનું ફલાફલ જાણવાની આકાંક્ષા રાખુંછું આપના જેવા દૂરદર્શી જ્યોતિર્વિદ્ આ વિષયમાં અવશ્ય મ્હારી મનસ્કામના પૂર્ણ કરી શકશે."

જનારધને થોડીકવાર સુધી આંખ મીંચી અને પછી પોતાના ગભીર સ્વરથી કહ્યું "રજની યોગે દેવી પદમાં શિવાજીની વાસના જણાવજો, કાલે સવારે જવાબ મળશે."

રઘુનાથ ધન્યવાદ આપી જવાની તૈયારી કરતો હતો એટલામાં જનારધને કહ્યું "તમને પહેલાં આ કિલ્લામાં મેં કદી જોયા નથી, આજે શું તમે પહેલવહેલા અહિં આવ્યા છો?"

રઘુનાથ "આજેજ આવ્યો છું."

જનારધન. "કિલ્લામાં કોઈને ઓળખો છો? રહેવાની કોઈ જગા છે?"

રઘુનાથ "ઓળખાણ નથી પરંતુ કોઈએક જગાએ રાત ગાળીશ, કાલે સવારે ચાલ્યો જઈશ."

જનારધન "શા માટે વૃથા ક્લેશ ભોગવો છો?"

રઘુનાથ "માલિકની કૃપાથી કંઈ ક્લેશ થશે ન-હિ, અમે સર્વદા આવીજ રીતે રાત્રિ ગાળીએ છિયે."

યુવકની આવી વાત સાંભળી અને તેની સરળ ઉદાર આકૃતિ જોઈ જનારધનના અન્તઃકરણમાં તેના પ્રતિ વાત્સલ્યનો સંચાર થયો, તેથી બોલ્યો "વત્સ! લડાઈની વેળાએ ક્લેશ સહન કરવું એ આનિવાર્યછે, પરંતુ આજે ક્લેશ સહન કરવાની આવશ્યક્તા નથી મ્હારા આ મંદીરમાં રહો. મ્હારી પાલિતા રજપૂત બાળા તમારા ખાવા પીવાની તજવીજ કરશે. રાતે વિશ્રામ કરીને કાલે દેવીની આજ્ઞા શિવાજીની પાસે લઈ જજો."

આ સાંભળીને રઘુનાથનું હૃદય એકદમ ફુલ્યુ કોઈએ અંદરથી જોરથી કાંઈ અઘાત કર્યો હોયને એમ તેને લાગ્યું. આ યાતના હતી કે આનંદનો ઉછાળો હતો? રજપૂત બાળા કોણ? પેલી સાયંકાળે આ-કાશપટમાં અંકીત થયલુ મનોહર ચિત્ર તે તેજ કે શું? રાત્રિ પડવાથી આકાશ પટમાંથી તે ચિત્ર લીન થયું હતું ખરૂં પરંતુ રઘુનાથના હૃદય પટમાંથી તે આનંદમયી મૂર્તિ કદી પણ લીન થઈ નહોતી અને થશે પણ નહિ.

## પ્રકરણ ૪ થુ.

### કંઠમાળા.

સરયુબાળાએ પિતાની આજ્ઞા પ્રથાણે અતિથિને માટે ખાવાની તૈયારી કરી, રઘુનાથ પાટલા ઉપર બેઠો, સરયુ પછવાડે ઉભી રહી. રઘુનાથ બેઠો ખરો પણ ખાવાનું તો ભૂલીજ ગયો. તે પોતાનું ચિત્ત સંયમ કરી શકયો નહિ. સફેત સંગે મરમરના કટોરામાં મિષ્ટ સરબત આણી સરયુએ તેની આગળ ધર્યું પણ તે લેવાનું ભાન રઘુનાથમાં ન રહેતાં તે પાત્રધારિણીની તરફ સદૃેગ ચિત્તથી જોઈજ રહ્યો. જાણે તેનું જીવન, પ્રાણ, દૃષ્ટિની સાથેજ તે કન્યાની તરફ ધસડાયા ન હોય ! ચારે આંખનું મળવું થયું, ને સરયુનું મુખમંડળ લજ્જાથી રક્ત વર્ણું થયું. લજ્જાવતી આંખ મીંચાઈ ગઈ. મુખ અવનત થઈ ગયું, બાલિકા ધીરે ધીરે ખસી ગઈ. રઘુનાથ પણ ઘણોજ શરમાઈ ગયો ને માથુ નીચું ઘાલી બેઠો.

ફરી સરયુએ બીજી એક ખાવાની વસ્તુ આણી, રઘુનાથ અસભ્ય અવિનયી પુરુષ નહોતો, આ વેળા તેણે દૃષ્ટિ નીચીજ રાખી. પણ કેવળ સરયુનાં સુંદર

સુવર્ણ વલય વિજડિત હાથ અને કંકણ સુશોભિત સુગોળ બાહુ માત્ર નજરે પડતાંજ લાચાર પરાયું થયલું -હૃદય સ્ફીત થયું, અને ત્યાંથી એક દીર્ઘ નિઃશ્વાસ નિકળ્યો. સરયુએ તે સાંભળ્યો, અને તેનો હાથ જરા થરથરવા લાગ્યો. વળી તે ત્યાંથી ધીરે રહીને ખસી ગઈ.

ભોજન પૂરૂ થયું પછી બિછાનુ તૈયાર હતું તે ઉપર દીવો ઓળવી નાંખી રઘુનાથ પડયો પડયો માત્ર કાંઈ ઊંઘ આવી નહિ, થોડીવાર પછી ઓરડાની બારી ધીરે ધીરે ઉઘાડીને તારાના પ્રકાશથી પ્રકાશિત અગાશી ઉપર તે પાયચાલી કરવા લાગ્યો.

ગંભીર અંધકારમાં તારાથી વિભૂષત આકાશની તરફ સ્થિર દૃષ્ટિ કરી આપણો આ ન્હાની ઉમ્મરનો યોદ્ધો વિચારમાં નિમગ્ન થયો. અંધકારની છાયા આસ્તે આસ્તે ગાઢી થતી ગઈ. તે સુસ્નિગ્ધ છાયામાં મનુષ્ય, જીવ, જંતુ, તમામ જગત્ સુપ્ત થયું, કિલ્લામાં એકપણ શબ્દ સંભળાતો નહોતો કેવળ કોઈક કોઈક વેળાએ પહેરેગીરોના શબ્દ ધ્વનિથી શાંતિ કાંઈ ભંગ થતી હતી. અને ઘડીયે ઘડીયે ઘંટાનો અવાજ તે નિસ્તબ્ધ કિલ્લામાં અને ચારે બાજુના પહાડોમાં પ્રતિહત થતો સંભળાતો. આ ગાઢા અંધકારમાં ર-

ઘુનાથ જાગીને શેનો વિચાર કરે છે વારૂ?

રઘુનાથના જીવનમાં વિચાર કરવાનો આજ પેહેલોજ વખત આવ્યો છે, તેના હૃદયનો પહેલ વેહેલો ભીષણ ઉદ્વેગ થયો છે, આ વિચાર અને ઉદ્વેગ રાતમાંજ ખતમ થનાર નથી, ચિરજીવનમાં શું તેનો અંત આવશે? આટલા દિવસ સુધી રઘુનાથ બાળક હતો, આજે એકાએક તેના શાંત, નીલજીવનાકાશના ઉપરથી વીજળીના જેવી એક મૂર્તિ ચાલી ગઈ તેથી રઘુનાથની આંખ, હૃદય ઝબકી ઉઠયાં તેના સૂતેલા વિચાર ઉદ્વેગ અને મનોવૃત્તિ એકદમ જાગી વેગવતી થઈ. હજારોવાર પેલી આનંદમયી મૂર્તિ હૃદયપટપર આલેખાવા લાગી પેલું પીછાથી જાણે આંકેલું નહોય એવું ધનુષ્યાકાર ભ્રુયુગલ, પેલી ભ્રમર જેકાળી, પાણીદાર ઉજ્વલ આંખ, પેલા પાટલ પુષ્પને પણ એક કોરે મૂકે એવા ઓઠ, પેલા શેષનાગને શરમાવે એવા કાળા કેશ, પેલું સકોમળ સુગોળ બાહુયુગલ એકપછી એક તેની મનોદૃષ્ટિ આગળ ખડા થવા લાગ્યાં. અને રઘુનાથ છેક ઉન્મત્ત થઈ અને બોલવા લાગ્યો કે રઘુના"

ન્યાનું શું તું એ

સ્નેહ પૂર્ણ આંખ, એ બિમ્બથી નિન્દિત ઓઠ, એ ચત્ત હરનારૂં લાવણ્ય, એ સર્વ શું તારા થશે? તું એક સામાન્ય હાવિલદાર માત્ર છે, જનારધન અતિ ઊંચા કુળનો રજપૂત બ્રાહ્મણ છે; તેની પાળેલી કન્યા રાજાઓને પણ પ્રાર્થનીય છે! તો શા માટે આવી આશાથી -હૃદયને તું વૃથા વ્યથિત કરે છે? રઘુનાથ! આ વૃથા તૃષ્ણા અગ્નિમાં શા માટે -હૃદયને બાળે છે?

રાત અડધી ગઇ, પરંતુ રઘુનાથના આ ભારી ચિંતા વિચારનો અંત આવ્યો નહિ. લમણા ઉપર હાથ મૂકી તે વિચારમાં નિમગ્ન રહ્યો. બાહારનું જગત્ સઘળું શાન્તિમાં સૂતું હતું પણ તેના -હૃદયમાં ભારે ગડમથલ થઇ રહી હતી!

જુવાનીમાં આશા બળવતીજ હોય છે. માણસ એકાએક નિરાશ થતું નથી, અસાધ્ય વસ્તુને પણ સહસા સાધ્ય ગણે છે. અસંભવને પણ સંભવ સમજે છે. રઘુનાથને પણ એમજ થયું તે આકાશની તરફ જોઇ એકદમ ઉભો રહ્યો અને પોતાના -હૃદય ઉપર ને હાથ મૂકી સગર્વથી મનમાં ને મનમાં બોલ્યો

થા. અવશ્ય કામમાં પાર પડીશ;

માત્રને સાધ્ય છે. તો

.ાર શુ ભા-
દબાડી શકે આ વ-
"ત્યારબાદ? જો કામ-
તમારા અયોગ્ય ગણાઈશ
સર્વ વાત કહી સંભળા
ની મ્હારા હાથને કૃતાર્થ કર-
તુચ્છ કરીશ. મ્હારે હાથે ત-
ામાં મોતી પરોવીશ સુંદર બિંબ
.ઠ રઘુનાથ! સાવધાન! ઉન્મત

પ જરા શાંત થયું અને તે સૂવા.
.લ્યો. ઓરડામાં જતાં જતાં અ-
ાએ સાંજરે સરયુ બેઠી હતી તે જ-
ક કંઠમાળા પડેલી દીઠી. તે માળામાં
દાણા પછી એક એક પરવાળાનો દાણો
.. રઘુનાથે તે માળા ઓળખી તે માળા
ક સાંજે સરયુએ ગળામાં પહેરી હતી.
અહિં પડી ગઈ હશે. એમ ધીરી તે
મને આકાશની તરફ જોઈ બોલ્યો "ભ-
ાશા પૂર્ણ કરવાનું આ શું પૂર્વ લક્ષણ

બતાવ્યું ?
બંડીના ગજવામા
નિદ્રાવશ થયો. પરંતુ
સરયુ પૂર્ણ હતું.
બીજે દિવસે સવારે
પાસેથી ભવાનીની આજ્ઞા
થે લડાઈમાં જય મેળવશો,
ડાઈમાં પરાજય પામશો." પ
કેટલાક કાગળ અને લડાઈ સંબ
ઘુનાથ સિંહગઢ જવા નિકળ્યો.
કિલ્લો છોડવાની આગમજ
રયુની સાથે મેળાપ કરવાનો ઠરા.
માં જતી હતી, તેની પછવાડે પછ
ત્યાં ગયો, -હૃદયમાં થતાં તુમુલ યુદ્ધ
કંપિત સ્વરથી બોલ્યો "ભદ્રે ! કાલે
આ કંઠમાળા મળી છે, એ તમારી હ
આપવા માટે આવ્યો છું, અપરિચિત
મા કરજો."
આ વિનય વાકય સાંભળીને
જોયું તો પોતાને પ્રિયથઈ પડેલો ર

આ ગરીબ સિપાઈને યાદ કરજો.”

સરયુ જવાબ આપી શકી નહિ. રઘુનાથે જતી વેળાએ જોયું તો સરયુની બન્ને આંખો સજલ થયલી દીઠી. પોતાની આંખ પણ કાંઈ સૂકી નહોતી.

રઘુનાથ દેવાલયમાંથી બહાર નિકળ્યો, અને તરત ઘોડા ઉપર સ્વાર થઈ તેણે કિલ્લાનો દરવાજો વટાવ્યો.

રઘુનાથના તાબાના ઘોડેસ્વારો આગલે દિવસે રઘુનાથના પછી આવ્યા હતા તેથી તેઓ કિલ્લાની બહાર રહ્યા હતા. તેઓ ફરી પોતાના અસીમસાહસી અને દુર્દ્દમનીય તેજસ્વી હાવિલદારને મેળવીને હુંકાર શબ્દ કરી ઉઠયા. પરંતુ આ વખતે તેમણે પોતાના અસલના બાળકના જેવા સરળ ભાવવાળા હાબિલદારને જોયો નહિ. તોરણા કિલ્લામાં ગયો ત્યારથી રઘુનાથ ની બાલોચિત ચપલતા દૂર થઈ હતી મનુષ્યની ચિંતા- અને પ્રતિજ્ઞાથી તેનું જીવન છવાઈ ગયું હતું.

તે દિવસે રઘુનાથજી હાવિલદાર સિંહગઢમાં ગ- યો અને શિવાજીને સર્વ ખબર કહ્યા.

---

# પ્રકરણ ૫ મું.

## શાઇસ્તખાન.

યદ્યપિ કેટલાંક વર્ષથી શિવાજીની શક્તિ રાજ્ય અને કિલ્લાની સંખ્યા એ દિવસે દિવસે વધતાં હતાં, તથાપિ ઈ. સ. ૧૬૬૨ ની પહેલાં દિલ્લીના બાદશાહે તેને વશ કરવા માટે કંઈ વિશેષ યત્ન કર્યો નહોતો. આ વર્ષમાં પાદશાહે શાઈસ્તખાનને અમીર ઉલઉમરાનો ખિતાબ આપી દક્ષિણનો સુબો મુકરર કર્યો, અને બીજે વર્ષે એટલે આ કથા શરૂ થવાને સમયે શિવાજીનો સમૂળો નાશ કરવાનો સંકલ્પ કર્યો. બાદશાહના હુકમથી મારવાડનો રાજા જસવતસિંહ પણ આ વર્ષ (ઈ. સ. ૧૬૬૩) માં એક જબરદસ્ત લશ્કર લઈ શાઈસ્તખાનની સાથે સામેલ થયો. ટુંકામાં શિવાજીની વિપદ્‌ની હદ રહી નહોતી. મોગલ અને રજપૂત લશ્કર પુનાની પાસે છાવણી નાંખી પડ્યુ હતું અને શાઈસ્તખાન દાદાજી કાન્ડો દેવના અર્થાત્ જે ઘરમાં શિવાજી બાલ્યકાળે માની સાથે રહેતો હતો તે ઘરમાં રહેતો હતો. શાઈસ્તખાન શિવાજીની ચતુરાઈ સારી પેઠે જાણતો હતો, તેથી તેણે હુકમ કર્યો હતો

કે કોઈપણ મરાઠાને પરવાના સિવાય પુનામાં પેસવા દેવો નહિ. શિવાજી પુનાની પાસેના સિંહગઢમાં લશ્કર લઈ ભરાયો હતો. મરાઠાઓ તે વેળાએ લઢાઈના કામમાં જેવા જોઈએ તેવા હોશિયાર થયા નહોતા. તેમ દિલ્લીના જૂના કસાયલા લશ્કરની સાથે સામે રહી લઢાઈ કરી જય મેળવવો એ પણ કોઈ રીતે સંભવે એમ નહોતું. આથી ચતુરાઈ સિવાય સ્વતંત્રતાની રક્ષા કરવાનો અને હિંદુરાજ્ય વિસ્તારવાનો બીજો ઉપાય શિવાજીને જણાયો નહિ.

ચૈત્ર મહીનાના આરંભમાં એક દિવસે સાંજે મોગલ સેનાપતિ શાઈસ્તખાન પોતાના ઉમરાવો અને સલાહકારોની સભા ભરી બેઠો હતો અને તેમાં શિવાજીને શી રીતે વશ કરવો એ બાબતપર વિચાર ચાલતો હતો. મકાનમાં સભા ભરવાના ઓરડામાં આ સભા ભરાઈ હતી. ચારે બાજુએ ઉજ્વળ દીવાની હાર ઝગઝગી રહી હતી. બારી બારણાંમાંથી સાંજનો ઠંડો પવન બગીચામાંના ફુલોનો વાસ લઈને સઘળાને આનંદ પમાડતો હતો. આકાશ અંધકારમય હતું. માત્ર એક બે તારા જોવામાં આવતા હતા, અમીર ઉલઉમરા જરા હસ્તે ચહેરે બોલ્યો "તે મળ્યાથી

ફતેહ થતાં શી વાર લાગનાર છે?" અનવરીખાન નામે એક હાજીહા કરનાર બોલ્યો "પવનના સપાટાથી સૂકાં પાંદડાં જેમ ઉડી જાય છે તેમ અમીરના લશ્કરની આગળ મરાઠાનું લશ્કર ઉડી જશે, અથવા તો ડરીને ધરતીમાં પેશી જશે."

સેનાપતિ ખુશી થઈ હસ્યો.

ચાંદખાન નામનો એક જૂનો કસાયલો સિપાઈ જે કેટલાંક વર્ષ થયાં મરાઠાઓનું બળ અને પરાક્રમ બારીકીથી તપાસતો હતો, તે ધીરે રહી બોલ્યો " મને લાગે છે કે તમારામાં એટલી તાકાત નથી."

શાઈસ્તખાને પૂછ્યું "કેમ ?"

ચાંદખાને અરજ કરી "ગયા વર્ષમાં કેટલાક પહાડી મરાઠાઓ જ્યારે ચાકનના કિલ્લામાં પેઠા હતા, ત્યારે આપણા આખા લશ્કરને બે મહીના સુધી કેટલી મહેનત કરવી પડી હતી અને કેટલાં બધાં માણસો પડયાં ત્યારે આપણી ફતેહ થઈ હતી તે તો હજુરનો યાદ હશેજ; એક કિલ્લો કબજે લેતાં હજારો મોગલના જાન ગયા હતા. વળી આ વર્ષે આપણું લસ્કર સર્વ મુખ્ય મુખ્ય જગાએ રાખવા છતાં નેતાજી પાલકર અહમદનગરથી ઔરંગાબાદ સુધી

સઘળો દેશ પાયમાલ કરી આવ્યો છે."

સભાસદો આ સાંભળીને ચુપ થયા. શાઈસ્તખાન જરા ચિડાયો, પરંતુ ક્રોધને સમાવી હસ્તે ચહેરે બોલ્યો "ચાંદખાનની ઉમ્મર મ્હોટી થઈ છે તેથી એને હમણાં આ પહાડી ઊંદરોનો ડર લાગે છે. પહેલાં તેને એવો ભય લાગતો નહોતો." આ સાભળીને ચાંદખાનનું મુખ લાલચોળ થઈ ગયું. પરંતુ તેણે જવાબ આપવો દુરસ્ત ધાર્યું નહિ.

અનવરખાને લાગ જોઈ કહ્યું "હજુરે ઠીક ફરમાવ્યું. મરાઠાઓ ઊંદરની જાત છે, તેઓ પહાડના ઊંદરની પેઠે ખાડામાંજ રહે છે.

શાઈસ્તખાન આનું રહસ્ય સમજી હસી પડ્યો, તેથી સઘળા સભાસદો પણ ખડખડ હસ્યા. હાજી હા કરનારનો જય થયો.

ચાંદખાન હવે વધારે અપમાન સહન કરી શક્યો નહિ તેથી અસ્પષ્ટ સ્વરે બોલ્યો "ઊંદરને પુનાની અંદરથી ખણીને બહાર કાઢવા મુશ્કિલ પડશે !" શાઇસ્તખાન આ વિષયમાં ઉદ્વેગ વગરનો નહોતો, પરંતુ ભયનાં ચિન્હ છુપાવી મ્હોટે અવાજે હસ્તો હસ્તો બોલ્યો "અહિં દિલ્હીના હજારો નખવાળા બિલાડાછે,

ઊંદરો એકદમ કાંઈ કરી શકનાર નથી" સર્વ સભા સદ "કયામત" "કયામત" કહી આ વાક્યનું અનુમોદન કર્યું.

મરાઠાઓ વિશે આવી અનેક પ્રકારની તિરસ્કારયુક્ત મશ્કરી થયા પછી કેવી રીતે લઢાઈ કરવી જોઈએ તે બાબત વિચાર ચાલ્યો. ચાકનનો કિલ્લો તાબે કર્યો ત્યારથી કિલ્લો તાબે કરવો એ ઘણુંજ કઠણ કામ છે એવી શાઈસ્તખાનની ખાતર જમા થઈ હતી તેથી તે બોલ્યો "આ મુલકમાં કિલ્લા ઘણા છે. જો એક એક કિલ્લો કબજે કરીએ તો પાદશાહના કામને પાર પડતાં ઘણી મુદત લાગે. કામ થશે કે નહિ તે પણ કાંઈ નક્કી નથી." ચાંદખાન કામ કરવાવાળો અને જાણુભેદુ હતો. આટલી વાર સુધી તેને અપમાન મળ્યું હતું તે બધું વિસારી દઈ સારી સલાહ આપવા માટે તે આગળ પડ્યો "હજુર! કિલ્લાજ મરાઠાઓનું જોર છે. એઓ સામા રહી લઢશે નહિ. કદાચ લઢયાને હાર્યા તોપણ તેથી તેમને કાંઈ નુકસાન થનાર નથી, કેમકે દેશ પહાડી છે. એઓનું લશ્કર એક જગાપરથી નાશી બીજી જગાએ જશે, આપણે તેનો પત્તો પણ મેળવી શકીશું નહિ પરંતુ કિલ્લા એક એક તાબે કરી શ-

કીશું તો મરાઠાઓ જરૂર દિલ્હીની તાબેદારી માનશે."

શાઈસ્તખાને ચાકનનો કિલ્લો તાબે કર્યો ત્યારથી કિલ્લા જય કરવાની આશા સમૂળી છોડી હતી. તેથી તે બોલ્યો "આ મરાઠાઓ લઢાઈમાં હારી નાશી જશે તો શું આપણે તેમની પછવાડે જઈ શકીશું નહિ? આપણી પાસે શું ઘોડેસ્વારો નથી? તેમનો પીછો પકડી શું આખી મરાઠી ફોજ ઘાણવાળી નાખી શકીશું નહિ?"

ચાંદખાને ફરી અરજ કરી "લઢાઈ થશે તો જરૂર મોગલો જીતશે, પકડવા પામીશું તો આપણે મરાઠાના લશ્કરનો નાશ કરીશું તેમાં પણ કાંઈ શક નથી. પરંતુ આ પહાડી મુલકમાં મરાઠા ઘોડેસ્વારના પીછો લઈ તેમને પકડે એવા ઘોડેસ્વાર આખા હિંદુસ્તાનમાં નથી. આપણા ઘોડા મ્હોટા છે, ઘોડેસ્વાર બખતર અને ઘણાં હથિઆરોથી સજેલા છે, સરખી જમીનપર અને સામે લઢાઈ કરવામાં તેઓનું તેજ છે, તેમની ગતિ રોકી શકાય તેમ નથી. પણ તેઓનો બોજો વધારે છે તેથી પહાડી મુલકમાં તેઓને જવા આવવામાં ઘણી હરકત થાય છે. ન્હાનાં ન્હાનાં દખ્ખણનાં ટટ્ટુ અને તેમના સ્વારો બકરાંની પેઠે એક શિખર

ઉપરથી કુદી બીજા શિખર ઉપર જાય છે અને હરે ણની પેઠે પહાડનાં શિખરો અને ખીણમાં ન્હાસતાં ફરે છે. હજુર! મ્હારી સલાહ સાંભળો. સિંહગઢમાં શિવાજી રહે છે, એકદમ તેને ઘેરો; એક કે બે મહીનામાં કિલ્લો તાબે કરી શિવાજીને કેદ કરી સકશો, અને બાદશાહની ફતેહ થશે. આ જગાએ મરાઠાઓની વાટ જોતા બેઠાથી શું વળવાનું છે? તેઓની પછવાડે દોડ કર્યાથી પણ કાંઇક લાભ થશે.? જુઓ, નેતાજીએ વગર હરકતે આપણી પાસેથી જઇને અહમદનગર અને ઔરંગાબાદને ધૂળધાણી કરી મુક્યાં. રૂસ્તમ જમાન તેની પછવાડે થઇને શું કરી આવ્યો ?"

શાઈસ્તખાન ક્રોધ આણી બોલ્યો "રૂસ્તમ જમાને બળવો કર્યો હતો, જાણી જોઈને તેણે નેતાજીને જવા દીધો. હું તેને માટે યોગ્ય સજા આપીશ. ચાંદખાન, તમે શું સામા રહી લઢાઈ કરવા વિરૂદ્ધ સલાહ આપો છો ? બાદશાહની ફોજમાં શું કોઈ હીંમ્તવાન નથી ?"

પ્રાચીન યોદ્ધા ચાંદખાનનું મુખમંડળ ફરી રક્તવર્ણ થઈ ગયું. આંખમાં પાણી આવ્યું તે પછવાડે મુખ ફેરવીને લુંછી નાંખ્યું, અને સેનાપતિની તરફ ફ-

ને ધીરે રહી બોલ્યો "સલાહ આપવાની મ્હારામાં તાકાત નથી; સેનાપતિ, લઢાઈની રીતિ મુકરર કરો, જે હુકમ કરશો તે બજાવવામાં આ ગુલામ પાછી પાની કરશે નહિ."

ચાંદખાનની ઉત્તમ સલાહ પ્રમાણે કામ કરવું એ-વી શાઈસ્તખાનમાં હિંમત નહોતી.

આટલામાં એક નોકરે આવી સમાચાર કહ્યા કે કોઈ બ્રાહ્મણ દૂત આવ્યો છે. તે નીચે હજુરના હુકમની વાટ જુએ છે. શાઈસ્તખાન પણ તેની રાહ જોતો હતો, તેથી તેને સભામાં આણવાનો હુકમ કર્યો. સ-ભાના સર્વ મનુષ્યો આ દૂતને જોવા માટે આતુર થયા.

થોડીવારમાં મહાદેવજી ન્યાયશાસ્ત્રી સભામાં આ-વી પહોચ્યા.

ન્યાયશાસ્ત્રીની ઉમ્મર આ વખતે ચાલીશ વર્ષ-થી ઓછી હતી; દક્ષિણ તરફના લોકોની પેઠે તેમા અવયવ જરા ખર્વ અને કાળા હતા; તેનું મુખમંડળ સુંદર હતું, છાતી પહોળી, હાથ લાંબા, આંખ ઊંડી, બુદ્ધિ દેખાડનારી હતી. ત્હેના કપાળ ઉપર મ્હોટું ચંદનનું ટીલું હતું અને ખભા ઉપરથી જનોઈ ઝુલતું હતું. શરીરપર એક પાતળા કુમાશનું પહેરણ પહેરે-

લું હતું તેથી શરીરનો બાંધો સ્પષ્ટ દેખાતો હતો. મા
થા ઉપરની પાઘડી એવી મ્હોટી હતી કે મુખમંડળ
તેની છાયાથી ઘેરાઈ ગયું હતું. શાઈસ્તખાને માન પૂર્વક
દૂતને બોલાવી બેસવાને કહ્યું. અને પૂછ્યું" સિંહગ-
ઢના શા સમાચાર છે?"

મહાદેવજીએ એક સંસ્કૃત શ્લોક કહ્યો.

सन्ति नद्यो दंडकेषु तथा पंचवटी वने ।
सरयूविच्छेदशोकं राघवस्तु कथं सहेत् ॥

પછી તેનો અર્થ કર્યો, "દંડકારણ્યમાં અને પં-
ચવટીવનમાં સેંકડો નદી છે, પરંતુ તે જોઈને શું રા-
ઘવ સરયૂ નદીના વિયોગનું દુઃખ ભૂલી શકશે? સિં-
હગઢ વગેરે સેંકડો કિલ્લા શિવાજીના હાથમાં છે પરંતુ
પુના આપના હાથમાં છે તે સંતાપશું તેઓ ભૂલી
શકશે?"

શાઈસ્તખાન આ વાત સાંભળી ખુશ થઈને બો-
લ્યો "હા, તમારા માલિકને કહેજો કે સર્વથી મ્હોટો
કિલ્લો મેં તાબે કર્યો છે, હવે લઢાઈ કરવામાં કાંઈ
હાંસલ નથી. બાદશાહની તાબેદારી માન્યાથી કંઈ પણ
આશા રહે એમ છે".

બ્રાહ્મણ જરા હસીને ફરી સંસ્કૃત શ્લોક બોલ્યો.

"न शक्तोहि स्वाभिलाषं ज्ञापयितुं हिचातकः ।
ज्ञात्वातु तत् वारिधरस्तोषयति याचकं" ॥

"અર્થાત્ ચાતક બોલીને પોતાની અભિલાષા મેઘને જણાવી શકતો નથી, પરંતુ મેઘ પોતાના દયાળુપણાથી તે અભિલાષા જાણીને તે પૂર્ણ કરે છે. યાચકોને આપવાની મહજ્જનોની આજ રીતિ છે. પ્રભુ શિવાજીએ પુના તથા ચાકન ખોયાથી હવે તે સલાહ કરવાને શરમાય છે. પરંતુ આપના જેવા મહાપુરૂષ તેમના મનની અભિલાષા જાણી અનુગ્રહ કરીને જ આપશે તે તેને શિરોધાર્ય છે."

આ સાંભળીને શાઈસ્તખાન પોતાનો આનંદ રોકી શક્યો નહિ તેથી બોલ્યો "પંડિતજી! તમારી દાનેશ્મંદિથી હું ઘણોજ ખુશી થયો છું, તમારી સંસ્કૃત ભાષા ઘણીજ મધુર છે. ખરેખર શું શિવાજી સલાહ કરવાની ઈચ્છા રાખે છે"?

મહાદેવજી "ખાન સાહેબ! સંમુખયુદ્ધમાં દિલ્લીશ્વરનું લશ્કર ઘણુંજ બહાદુર છે એ જાણી કેવળ સલાહ સલાહ" એ શબ્દનુંજ અમે રટણ કરીએ છિયે."

શાઇસ્તખાન આ વેળાએ પોતાના આહ્‌લાદને સમાવી શક્યો નહિ, તેથી બોલ્યો "ચાંદખાન સામે લઢાઈ કરવી સારી કે કિલ્લાને ઘેરવો સારો, શેનાથી શત્રુઓ વધારે ડરે છે?" પછી આનંદને જરા મનમાં સમાવીને મહાદેવજી તરફ જોઈ બોલ્યો "બ્રાહ્મણ ! હું આપની બોલીથી ઘણો રાજી થયો છું, જો હમણા સલાહ કરવાને માટે આવ્યા હોય અને શિવાજીએ તમને મુકરર કર્યા હોય તો તેનું પ્રમાણ શું છે?"

તે વેળાએ બ્રાહ્મણે ગંભીર ભાવથી કપડાંમાંથી નિદર્શન પત્ર બહાર કાઢ્યું. ઘણીવાર સુધી શાઈસ્તખાન તે જોઈ રહી બોલ્યો " ખત બરાબર છે શી શી વાત કહેવા ઈચ્છો છો તે કહો"

મહાદેવજી, "મ્હારા માલિકનો એવો હુકમ છે કે જ્યારે પહેલવેહલો આપનો જય થયો છે, ત્યારે લઢાઈ કરવી વૃથા છે."

શાઈસ્તખાન "ઠીક."

મહાદેવજી, "તેથી સલાહને માટે તેઓ ઉત્સુક થયા છે."

શાઈસ્તખાન, " વારૂ."

મહાદેવજી, "શી શી શરતે દિલ્લીશ્વરની સાથે

સલાહ થઈ શકે તે જાણવાને તેઓ ઉત્સુક છે!થા ખેદ
ઍ્યાથી તે પાળવાને યત્ન કરશે." તે વા-

શાઈસ્તખાન, "અવ્વલતો બાદશાહની તાબેના-
ઉઠાવવી તમારા માલિકને તે કબુલ છે?"

મહાદેવજી "તેમની સંમતિ અથવા અસંમતિ
જણાવવાનો મ્હારો અધિકાર નથી; આપ જે જે વાત
કહેશો તે હું તેમની પાસે જણાવીશ, તેના ઉપર વિ
ચાર કરીને સંમતિ અસંમતિ પાછળથી જણાવીશું."

શાઈસ્તખાન "ઠીક છે, પહેલું મેં કહ્યું તેમ
બાદશાહની તાબેદારી ઉઠાવવી. બીજું, પુના દિલ્લીશ્વરની
પાસે રહેશે, ત્રીજું સિંહગઢ વગેરે કેટલાક કિલ્લા અમને
આપવા પડશે."

મહાદેવજી "તે કિયા કિયા?"

શાઈસ્તખાન "તેનાં નામ એક બે દિવસમાં
જણાવીશ. ચોથું, બાકી જે જે કિલ્લા અને ગામ શિ-
વાજીના તાબામાં રહેશે તે પણ બાદશાહના તાબાની
જાગીરરૂપે તેમને ભોગવવા પડશે. એને માટે કરૂ
આપવો પડશે. આ બધું તમારા માલિકને જણાવ-
જો, એમાં તેમની કબુલાત છે કે નહિ તે હું એક
બે દિવસમાં જાણવા ચાહું છું."

શ...દેવજી " જેવો હુકમ આપ્યો છે તેમ હું ક-
માવી કમણાં સલાહ કરવાની વાત થાય છે માટે સ-
કરજ થતાં સુધી લડાઈ બંધ રાખવી "

શાઈસ્તખાન એમ થનાર નથી. એ ઠગારા કપટી ગંરાડાઓને હું કદીપણ વિશ્વાસ રાખવા લાયક સમજતો નથી; એવી એકે લુચ્ચાઈ નથી કે જે તેઓ કરી જાણતા નહિ હોય. જ્યાંસુધી સલાહ થશે નહિ થાય ત્યાંસુધી લડાઈ ચાલશે, અમે તમને નુકસાન પહોંચાડશું તમારાથી બને તો અમને નુકસાન પહોંચાડજો."

"એવમસ્તુ" કહી બ્રાહ્મણ વિદાય થયો. તેની આંખ લાલચોળ થઈ ગઈ અને તેમાંથી આગના તનખા નીકળતા હોય એમ જણાયું.

તે ધીરે ધીરે ઓરડામાંથી નીકળ્યો. પ્રત્યેક દરવાજો અને પ્રત્યેક ઓરડો તપાસતો તપાસતો તે ધીરે ધીરે ઘરની બહાર પડ્યો. એક મોગલ પેહેરેગીરે તેના આ વર્તનથી કંઈ આશ્ચર્ય થઈ પૂછ્યું "દૂત મહાશય; શું જુઓ છો! "દૂતે જવાબ આપ્યો" આ મકાનમાં મ્હારા માલિક શિવાજી બાલ્યકાલે રહેતા હતા. તે એ પણ તમારે હાથ આવ્યું છે, પ-

મ્હેરેગીર હસીને બોલ્યો "એને માટે હવે વૃથા ખેદ કર્યાથી શું થશે? તમે તમારે કામે જાઓ." "તે વાત ખરી છે" એમકહી મહાદેવજી જલદીથી બહુ જનાકીર્ણ પુના શહેરના લોકોમાં ભળી ગયો.

---

## પ્રકરણ ૬ ઠું.

## શુભકાર્યનું મુહૂર્ત.

બ્રાહ્મણે એકપછી એક પુનાના ઘણા રસ્તા વટાવ્યા; જે જે જગાપરથી જતો તે તે જગાને તે બારીકીથી તપાસતો. કાંઈક ખરીદવાને બ્હાને એક બે દુકાનમાં જઈ ત્યાંથી નાના પ્રકારની માહિતી મેળવી લીધી. પછી બજાર વટાવીને ધોરી રસ્તાપરથી એક ગલીમાં પેઠો, ત્યાં રાતના દીવા ઓલવાઈ ગયાથી અંધારૂં હતું. સર્વ ઘરના દરવાજા બંધ થયલા હતા અને માણસો પોતાના મકાનમાં સૂતાં હતાં.

બ્રાહ્મણ એકલો ઘણે દૂર ગયો. આકાશ અંધકારમય હતું, કેવળ એક બે તારા જણાતા હતા, શહેરનાં તમામ માણસો ઘોર નિદ્રામાં હતાં. જગત્ નિ-

સ્તબ્ધ થયલું હતું. એવામાં કાંઈ સેહેજ અવાજ બ્રાહ્મણને કાને પડ્યો તેથી તેના મનમાં સંદેહ ઉપજ્યો કે કોઈ તેની પછવાડે આવે છે. તેથી સ્થિર થઈને ઉભો રહ્યો. પણ કોઈને દીઠું નહિ. તેથી આગળ ચાલવા લાગ્યો. પણ થોડીવાર પછી એમ લાગ્યું કે કોઈ પછવાડે આવે છે. તેથી બ્રાહ્મણનું હૃદય ચંચળ થયું. આ અંધારી રાત્રે કોણ મારી પછવાડે આવે છે? તે શત્રુ છે કે મિત્ર; શત્રુ હોયતો શું થયું; તે કાંઇ મને ઓળખી શકશે; ઉદ્વેગ પરીપૂર્ણ હૃદયથી થોડોક વિચાર કર્યો; પછી શબ્દ કર્યા વગર પોતાના કુડતાની નીચેથી એક છુરો બહાર કાઢ્યો. અને રસ્તાની એકબાજુએ ઉભો રહ્યો; ગંભીર અંધકારની તરફ જોયુંતો કોઇ જણાયું નહિ. સર્વ ઉંઘમાં સુતાછે, શહેર શબ્દ વિનાતું નિસ્તબ્ધ છે.

સંદેહ ઉપજેલા મનથી બ્રાહ્મણ ફરી બજારમાં આવ્યો; ત્યાં ઘણી દુકાનોમાં નાના પ્રકારનાં માણસો હજી પણ માલની આપલે કરતા હતા તેમાં ભળવાનો યત્ન કર્યો. ફરી ત્યાંથી એકદમ એક ગલીની અંદર પેઠો. પછી જલદીથી બીજી ગલીની અંદર થઈ શહેરના ઝાંપા આગળ આવી પહોચ્યો. શબ્દ કર્યા વગ-

ર ઘણીક વાર સુધી શ્વાસ બંધ કરીને ઉભો રહ્યો. ક્યાંયે શબ્દ પણ સંભળાતો નથી. ચારે બાજુએ રસ્તો, ઝુંપડી, મકાન સર્વ નીરવ છે, રાત્રિના આકાશે ગંભીર દુર્ભેદ્ય અંધકારથી સર્વ જગતને ઘેરી લીધું છે. ઘણી વારે એક ચીત્કાર શબ્દ સંભળાયો; તેથી બ્રાહ્મણનું હૃદય થરથરવા લાગ્યું અને તે કાંઇ શબ્દ કર્યા વગર ત્યાં ઉભો રહ્યો

થોડી વાર પછી ફરીથી તેવો શબ્દ થયો પણ આ વખતે મહાદેવજીનો ભય દૂર થયો. કારણ એ શબ્દ શહેરનો પહેરેગીર પહેરો ભરતો હતો તેને તેણે દીઠો તેથી એ અવાજ તેનાથી થયો હતો એવી તેની ખાતરી થઈ. મહાદેવ જે ગલીમાં છુપાયો હતો તે ગલીમાં સિપાઇ પણ આવ્યો. ગલી ઘણી સાંકડી હતી મહાદેવ ફરીથી છુરો હાથમાં લઇ ગાઢા અંધકારમાં ઉભો રહ્યો.

સિપાઇ ધીરે ધીરે અહિંથી તહિં જોતો જોતો જે જગાએ મહાદેવજી ઉભો હતો તે જગાએ આવી ચઢયો એટલે મહાદેવનું હૃદય થરથરવા લાગ્યું, તેણે શ્વાસ રોકી હાથમાંનો છુરો મજબૂત પકડ્યો.

સિપાઇએ અંધારામાં મહાદેવજીને દીઠો નહિ અ-

ને આસ્તે આસ્તે તે માર્ગપરથી જતો રહ્યો. મહાદેવે પણ ત્યાંથી બહાર પડી કપાળ ઉપરનો પરસેવો લુંછ્યો.

ત્યાર બાદ તણે પાસેના એક ઘરનો દરવાજો ઠોક્યો. અવાજ સાંભળી મરાઠા લશ્કરમાંનો એક સિપાઇ બહાર આવ્યો. અને બન્ને જણા ચુપકીથી લપાતા છુપાતા શહેરના એક દૂરના અને જ્યાં કોઇ મનુષ્યની આવજાવ નહોતી તે ભાગમાં ગયા.

બ્રાહ્મણે પૂછ્યું " સર્વ તૈયાર છે? „

સિપાઇ "હાજી. તૈયાર છે. "

ફરીથી અસ્પષ્ટ પગલાં સંભળાવવા લાગ્યાં. મહાદેવ આ વેળાએ ક્રોધથી રાતો પીળો થઈ ગયો અને છુરો હાથમાં જોરથી પકડી આસપાસ જોવા લાગ્યો. અંધકારમાં ઘણીવાર સુધી જોયું પણ કાંઈ દેખાયું નહિ તેથી ધીરેધીરે પાછા ફરી સિપાઈને પૂછ્યું " તુ શું ખાલી હાથે આવ્યો છે? "

સિપાઈએ કમરમાંથી છુરો કાઢી દેખાડયો બ્રાહ્મણ બોલ્યો, " ઠીક સાવચેત રહેજે. લગ્ન ક્યારે છે?"

સિપાઈ " કાલે છે."

બ્રાહ્મણ " પરવાનો મેળવ્યો છે? "

સિપાઈ " હાજી" એમ કહી એક કાગળ દેખાડયો.

બ્રાહ્મણ. "કેટલાં માણસોને માટે છે?"

સિપાઈ. "વાજાં વગાડનાર દશ માણસ અને હથિયારવાળાં ત્રીસ એથી વધારે આદમીનો પરવાનો મળી શકયો નહિ."

બ્રાહ્મણ "એટલાંજ ઘણાં છે. કઈ વેળાએ?"

સિપાઈ "અડધી રાત્રે."

બ્રાહ્મણ "ઠીક. વરઘોડો અહીંથી નીકળશે.

સિપાઈ "યાદ છે."

બ્રાહ્મણ "વાજાં વગાડનારા ઘણા જોરથી વગાડશે."

સિપાઈ "હા યાદ છે."

બ્રાહ્મણ "જ્ઞાતિનાં કુટુંબનાં જેટલાં બનશે તેટલાં માણસો એકઠાં થશે.

સિપાઈ "હાજી એ પણ યાદ છે."

બ્રાહ્મણ તે વેળાએ જરા હસીને બોલ્યો અમે પણ એ શુભકાર્યમાં સામેલ થઈશું. તે શુભકાર્યનો બનાવ આખા ભારતવર્ષમાં ફેલાશે."

તેટલામાં એકદમ એક જોરથી ફેંકેલું તીર બ્રાહ્મણની છાતીમાં ભોકાયું. તે તીરથી નિશ્ચય પ્રાણ નષ્ટ થાત, પરંતુ બ્રાહ્મણે કુડતાની નીચે લોખડનું બ-

ખતર પહેરેલું હતું તેથી તીર અંદર પેશી શક્યું નહિ.

વળી બીજું તીર આવ્યું. તીરના ભીષણ આઘાતથી બ્રાહ્મણ જમીન ઉપર પડયો, પરંતુ તે દુર્ભેદ્ય બખતરે કંઈ ઈજા થવા દીધી નહિ. મહાદેવ ઉઠયો. ઉઠીને જુએ છે તો એક મોગલ હાથમાં ઉઘાડી તરવાર લઈને ઉભો છે. એ મોગલ તે આપણો ચાંદખાન હતો.

સાંજરે સભા થઈ હતી તેમાં સેનાપતિ શાઈસ્તખાને ચાંદખાનને બ્હીકણ કહી હશી કાઢયો હતો. લઢાઈના ધંધામાંજ ચાંદખાનના વાળ સફેત થયા હતા. આવો અપવાદ કોઈએ કદી પણ તેના ઉપર આજસુધી લગાડયો નહોતો. આજે આવો અપવાદ આવ્યાથી તેના મનમાં મર્માન્તિક વેદના થઈ પણ બીજાને તે શી રીતે જણાવે? મનમાં નક્કી કર્યું હતું કે કાર્યદ્વારા આ અપવાદ દૂર કરવાની તજવીજ કરીશ, નહિ તો આ લઢાઈમાં આ અકિંચિત્કર પ્રાણ વિસર્જન કરીશ.

બ્રાહ્મણનું આચરણ જોઈને તેને સંદેહ ઉપજ્યો હતો. શિવાજીને તે સારી પેઠે ઓળખતો હતો. તે જાણતો હતો કે શિવાજીની શક્તિ અસાધારણ છે. તેની પાસે ઘણા કિલ્લા છે. તેની પાસે અપૂર્વ અને જ-

લઈ દોડનારા ઘોડેસ્વારનું લશ્કર છે. તેની હિંદુધર્મ-પર આસ્થા દૃઢ છે. હિંદુરાજ્ય સ્થાપવાની સબળ અભિલાષા છે. હિંદુ સ્વતંત્રતા સાધ્ય કરવાની તેની પ્રતિજ્ઞા છે. મોગલોની સાથે લઢાઈના આરંભમાંજ શિવાજી પરાજય માને અને સલાહ કરવાની અરજ કરે એ ચાંદખાનને અસંભવિત જણાયું; તથાપિ બ્રાહ્મણે શિવાજીનું મુખ્તિયારનામું દેખાડ્યાથી તે ગુંછવાયો હતો માટે આ બ્રાહ્મણ કોણ છે ? એની છુપી મતલબ શી છે? તે નક્કી કરવાનો પોતાના મન સાથે ઠરાવ કર્યો.

બ્રાહ્મણની વાતોથી પણ ચાંદખનાને સંદેહ ઉત્પન્ન થયો હતો. મરાઠાઓની નિંદા સાંભળ્યાથી બ્રાહ્મણની આંખ તેજદાર થતી તેણે જોઈ હતી. આ તમામ સંદેહની વાત શાઈસ્તખાનની પાસે તેણે કહી નહિ, ખરેખરૂં કહીને વળી શા માટે તિરસ્કાર સહન કરવો. પરંતુ મનમાં નિશ્ચય કર્યો હતો આ ઢોંગી દૂતને પકડું અને ત્યારથી તે દૂતની પછવાડે લાગ્યો હતો. રસ્તે રસ્તે ગલી ગલીમાં છૂપી રીતે તેની પછવાડે ને પછવાડે રહ્યો હતો. પળને માટે પણ બ્રાહ્મણ તેની નજર બ્હાર જવા પામ્યો નહોતો.

સિપાઈની સાથે જે વાત થઈ તે તેણે સાંભળી, તેથી તીક્ષ્ણ બુદ્ધિના ચાંદખાને સર્વ હકીકત જાણી લીધી. આ દૂતને મારી નાંખીને સિપાઈને સેનાપતિની પાસે લઈને પોતાની બુદ્ધિ ને બહાદુરીની ઓળખાણ આપવાનો સંકલ્પ કર્યો. મનમાં ને મનમાં વિચાર કર્યો, "શાઈસ્તખાન! મેં લડાઈના ધંધામાં આ વાળ ફોકટ સફેદ કર્યા નથી, હું બ્હીકણ નથી, પાદશાહનો નિમકહલાલ નોકર છું. આજ આ દગલબાજી પકડીને બતાવી આપીશ. હવે પછી આ જૂના નોકરની વાતની અવગણના કરશો ના." પરંતુ આશા માયાવાળી છે.

મહાદેવજી એ ભૂમી ઉપરથી ઉઠી ચાંદખાનનું તીર અને ભાલો વ્યર્થ ગયલા જોઈ તેના ઉપર વાઘની પેઠે છલંગ મારી તેને તરવારથી જખમી કર્યો, અને બોલ્યો "કુક્ષણે તે મ્હારો પીછો લીધો હતો." આમ કહીને પોતાના કુડતાની બાંહ ચઢાવી તીક્ષ્ણ છરો આઆકાશમાં ઉછાળ્યો.

નિમેષ માત્રમાં વજ્રમુષ્ટિ ચાંદખાનની છાતીમાં વાગી અને ચાંદખાનનું શબ જમીન ઉપર પડ્યું.

બ્રાહ્મણે પોતાના ઓઠ ઉપર દાંત પીસ્યા ને તેની

આંખમાંથી આગ ઝરી. છરો છુપાવી તે બોલ્યો, " શાઈસ્તખાન! મરાઠાઓની નિન્દાનું આ પ્હેલું ફળ છે ભવાનીના પ્રસાદનું બીજું ફળ કાલે મળશે."

શાઈસ્તખાન ! ખોટો તિરસ્કાર કરી આજે જે અમૂલ્ય વીરરત્ન તેં ગુમાવ્યું છે તેનું વિપદ્‌ની વેળાએ તને સ્મરણ થશે પરંતુ તે તું પામીશ નહિ !

યોદ્ધાના કર્તવ્યકાર્યમાં જે સમયે ચાંદખાને પોતાનો જીવ છોડયો, તે વેળાએ સેનાપતિ શાઈસ્તખાન સુખથી ઊંઘતો હતો, અને શિવાજીને વશીભૂત કરવાનું સુખકારક સ્વપ્નું જોતો હતો.

સિપાઈએ આ સર્વ બનાવ જોઈ આશ્ચર્ય થઈને કહ્યું "મહારાજ તમે આ શું કર્યું? કાલે આ વિશે બુમાટો થશે, અને આપણો સર્વ સંકલ્પ વૃથા જશે."

બ્રાહ્મણ "કાંઈ પણ વૃથા જશે નહિ. મને ખબર છે કે ચાંદખાન આજની સભામાં અપમાનિત થયો હતો, તેથી કેટલાક દિવસ સુધી સભામાં તે નહિ જાય તોપણ કોઈને સંદેહ આવશે નહિ! આ મૃતદેહને પેલા ઉંડા કૂવામાં નાંખી દે, બીજું યાદ રાખજે કે કાલે અડધી રાત્રે—

સિપાઈ "અડધી રાત્રે."

બ્રાહ્મણે ગુપ ચુપ પુના ત્યાગ કર્યું. ત્રણ ચાર જગાએ પહેરેગિરોએ તેને ટોકયો પણ શાઈસ્તાખનની સહીનો પરવાનો દેખાડી નિરાપદે પુનામાંથી તે બ્હાર નિકળ્યો.

## પ્રકરણ ૭ મું.

### રાજા જસવંતસિંહ.

અડધી રાત્રે રજપૂત રાજા જસવંતસિંહ એકલો પોતાના તંબુમાં બેઠો હતો. સામે ફક્ત એક દીવો બળતો હતો. તેના તંબુમાં કોઈ પણ માણસ નહોતું. લમણા ઉપર હાથ મુકી આ ગંભીર ઘોર અંધારી રાતે તે કાંઈ વિચારમાં લીન થયલો ભાસતો હતો. ખિદમતગારે આવી જણાવ્યું કે મરાઠાનો દૂત મળવા ચાહે છે. જસવંતસિંહે તેને અંદર લાવવાનું કહ્યું, તેનીજ તે વાટ જોતો બેઠો હતો.

મહાદેવજી ન્યાયશાસ્ત્રી તંબુમાં આવ્યો. જસવતસિંહે તેને માનથી બોલાવી બેસવા કહ્યું. બંને બેઠા.

થોડીવાર સુધી જસવંતસિંહ ચુપ બેઠા બેઠા ગંભીર વિચાર કરતા હતા. મહાદેવ નિઃશબ્દથી રજપૂત

રાજાની તરફ સુતીક્ષ્ણ નજર જોતો હતો.

થોડીવાર પછી જસવંતસિંહે કહ્યું "મને આપના પ્રભુનો પત્ર મળ્યો છે. તેમાં જે લખવામાં આવ્યું છે તે સર્વ મેં જાણ્યું, તે સિવાય બીજું કાંઈ કહેવું છે?"

મહાદેવ "પ્રભુએ મને કંઈ કહેવાને મોકલ્યો નથી, ખેદ કરવાને મોકલ્યો છે."

જસવતાસિંહ " કેવળ પુના અને ચાકાનના કિલ્લા અમારા તાબામાં આવ્યા છે, એને માટે શું ખેદ કરવા આવ્યા છો ?"

મહાદેવ "તેઓ કિલ્લો જવાથી ખેદિત નથી, તેમની પાસે અસંખ્યા કિલ્લા છે."

જસવતાસિંહ " ત્યારે શું મોગલોની સાથેના યુદ્ધરૂપ વિપદ્માં પડ્યાથી તેઓ ખેદ કરે છે ? "

મહાદેવ "વિપદમાં પડ્યાથી ખેદ કરવો એ તેમનો સ્વભાવજ નથી."

જસવતસિંહ " ત્યારે શામાટે ખેદ કરે છે?"

મહાદેવ " જે હિંદુરાજ તિલક છે, જે શ્રેષ્ઠ ક્ષત્રિય કુલમાં જન્મ્યા છે, જે સનાતન ધર્મના રક્ષણ કર્તા છે, તેને આજે મ્લેચ્છના દાસ જોઈને પ્રભુ• ખેદ કરે છે ".

આ સાંભળીને જસવતસિંહનું મ્હોં લેવાઈ ગયું. મહાદેવે તે જોયું પણ જાણે પોતે તે દીઠુંજ નથી તેમ ગંભીર સ્વરથી બોલવા લાગ્યો, "ઉદયપુરના પ્રતાપ રાણાના વંશમાં જેનું લગ્ન થયું છે, મારવાડનું એક છત્ર જેના માથા ઉપર ધરાય છે, રાજસ્થાન જેની સુખ્યાતિથી પરિપૂર્ણ છે, સિપ્રાના તીરપર જેનું બાહુવિક્રમ જોઇ ઔરંગઝેબ ભયભીત અને આશ્ચર્ય યુક્ત થયો હતો, આખું ભારતવર્ષ જેને સનાતન હિંદુ ધર્મનો સ્તંભ જાણે છે, દેશે દેશ, ગામે ગામ, મંદિરે મંદિર જેના જયને માટે હિંદુઓ, બ્રાહ્મણો જગદીશ્વરની આગળ પ્રાર્થના કરે છે, આજે તેને મુસલમાનના પક્ષમાં જોઇ, હિંદુની વિરૂદ્ધમાં લડાઇ કરતો જોઇ પ્રભુ ખેદિત થાય એમાં શી નવાઇ? રાજન્ હું સામાન્ય દૂત માત્ર છું, શું કહેવું તે જાણતો નથી અપરાધ થયો હોયતો ક્ષમા કરજો, પરંતુ આ યુદ્ધની તૈયારી શા માટે? આ સૈન્ય સામંત શા માટે? આ સઘળાં વિજય તોરણ શા વાસ્તે ઉડે છે? શું સ્વાધિકારનીવૃદ્ધિ કરવા માટે? હિંદુની સ્વતંત્રતા સ્થાપવા માટે? શું ક્ષત્રિયોચિત યશોલાભને માટે? આપ ક્ષાત્રકુલર્ષભ છો! આપ વિચાર કરો; હુંતો કાં-

ઇ જાણતો નથી."

આ બધું સાંભળીને જસવંતસિંહે નીચું માથું ઘાલ્યું. મહાદેવ વળી બોલ્યો "આપ રજપૂત છો. મરાઠા રજપૂત પુત્ર છે. પિતા પુત્ર વચ્ચે લઢાઈ થવી ઉચિત જણાતી નથી. ભવાનીએ પોતે આવી લઢાઈ કરવાની મનાઈ કરી છે. આપ આજ્ઞા આપો તે પાલન કરવા અમે તૈયાર છિયે. રજપૂતનું ગૌરવજ અનાથ ભારતવર્ષનું એક માત્ર ગૌરવ છે. રજપૂતનાં યશોગીત અમારાં ઘરની સ્ત્રીઓ હજીપણ ગાય છે. રજપૂતોનું ઉદાહરણ લઈ અમારાં બાળકો શીખે છે. તે રજપૂતની સાથે શું હવે લઢવું ? ક્ષત્રિયકુલતિલક! રજપૂત લોહીથી અમારી તરવાર મલીન થવા કરતાં ભલે મરાઠાઓનું નામ અને રાજ્ય વિલુપ્ત થાય. અમે તરવાર અને તીર છોડી દઇને પાછા હળ ચલાવતાં શીખીશું એ બહેત્તર પણ અમે રજપૂતોની સાથે લઢાઈ કરી શકતા નથી."

જસવતસિંહે પોતાનું માથું હળવે હળવે ઉપાડયું અને કહ્યું, "દૂતવર તમારી વાત ઘણી પ્યારી લાગે છે, પણ હું દિલ્લીશ્વરના આધીનમાં છું. મરાઠાઓની સાથે લઢાઈ કરવા હુંજ આવ્યો છું. મરાઠા-

ઓની સાથે લડાઈ કરીશ–"

"અને હજારો સ્વધર્મીઓનો નાશ કરીશ. હિંદુ હિંદુનાં મસ્તક છેદશે, બ્રાહ્મણ બ્રાહ્મણની છાતીમાં તરવાર ભોંકશે, ક્ષત્રિયનું લોહી ક્ષત્રિય લોહીના ઝરામાં મળશે અને મ્લેચ્છ બાદશાહ સંપૂર્ણ જય પામશે" એમ મહાદેવજી વચમાંજ બોલી ઊઠ્યો.

આ સાંભળીને જસવતસિંહનું મ્હોં જરા રાતું થયું; પરંતુ ઉદ્વેગ રોકીને જરા કર્કશ બોલમાં બોલ્યો "કેવળ દિલ્લીશ્વરના જયને માટે લડાઈ નથી; હું તમારા માલિકની સાથે કેવી રીતે મિત્રતા કરૂં? શિવાજી બળવાખોર છે. દગાબાજ શિવાજી આજે જે અંગીકાર કરે છે તે કાલે તોડે છે."

આ વેળાએ બ્રાહ્મણની આંખ પ્રજ્વલિત થઈ. તે આસ્તે આસ્તે બોલ્યો "મહારાજ! સાવચેતીથી બોલો. વગર પાયાની નિંદા કરવી એ આપને શોભતું નથી. શિવાજીએ ક્યારે હિંદુઓને આપેલું વચન તોડ્યું છે? ક્યારે બ્રાહ્મણની આગળ ક્ષત્રિયની આગળ કરેલી પ્રતિજ્ઞા તેણે વિસારી દીધી છે? દેશેદેશ ગામેગામ દેવાલયે દેવાલયે તપાસ કરો ક્યારે શિવાજી સત્ય પાળવામાં, બ્રાહ્મણને આશ્ર-

ય આપવામાં, હિંદુઓ ઉપર ઉપકાર કરવામાં, ગયા-
ની રક્ષા કરવામાં, હિંદુ દેવને પૂજા ધરાવવામાં પરાં-
મુખ થયો છે ? લઢાઈ તો મુસલમાનોની સાથે છે.
જીતેલા અને હારેલા વચ્ચે ક્યારે મિત્રતા હોય છે ?
નોળીઓ સર્પને પકડે છે, તે વખતે તે મૃતવત્ થઈ
જાય છે. મૃત જાણીને તેનો પરિત્યાગ કરતાંજ જર્જ-
રિત નાગરાજ લાગ મળેલો જોઇને નોળીઆને દં-
ખે છે. એ શું બળવાખોરપણું? કૂતરાં સસ-
લાને પકડવાનો યત્ન કરે છે ત્યારે સસલો પ્રાણ ર-
ક્ષાને માટે ઘણો યત્ન કરે છે. નાસવાની તજવીજ
એક તરફ કરે છે ને સટકી જાય છે બીજીજ તરફ.
એ એની ચાતુરી ને સ્વભાવ છે. જુઓ, સઘળા જીવ
જંતુઓને જગદીશ્વરે પ્રાણરક્ષાને માટે યત્ન અને
ઉપાય કરવાની પ્રેરણાજ મૂકી છે. મનુષ્યને શું
તે ઉપાય દેખાડયો નથી ? અમારા પ્રાણનો પ્રાણ,
જીવનનું જીવન સ્વતંત્રતા મુસલમાનો સેંકડો વર્ષથી
શોષણ કરે છે, -હૃદયના લોભસ્વરૂપ બળ, માન, દેશ
ગૌરવ જાત્યભિમાન શોષણ કરે છે, ધર્મનો વિનાશ
કરે છે, તેમની સાથે શું અમારી મિત્રતા અને ખરેખરો
સંબંધ છે? જીવ બચાવવા માટે ભાગતા કુશળ હરણ-

ની દોડતી ગતિને શું બળવો કહેવાય ? પોતાનાં બ-ચ્ચાંને બચાવવા માટે પક્ષી અપહારકને બીજી તરફ લઈ જવાનો યત્ન કરે છે તે શું નિંદાને પાત્ર છે ? ક્ષત્રિયરાજ ! દિવસે દિવસે, પળેપળે, મુસલમાનોની પાસેથી મરાઠાઓની ચતુરાઈની નિંદા સાંભળો, પરંતુ હિંદુપ્રવર ! આપ હિંદુ જીવનની રક્ષાના એકમાત્ર ઉપાયને નિંદશો ના. શિવાજીને નિંદશો ના" મહાદેવની જ્વલત બંને આંખ આંસુથી ભીંજાઈ ગઈ.

બ્રાહ્મણની આંખ સજળ થયલી જોઈ જસવતસિંહનું હૃદય દુઃખિત થયું, તેથી બોલ્યો "દૂત પ્રવર! હું આપને કષ્ટ આપવા ઈચ્છતો નથી. જો કાંઈ અન્યાય બોલ્યો હોઊં તો ક્ષમા કરજો. હું કેવળ એટલુંજ બોલતો હતો કે, જુઓ રજપૂતો પણ સ્વતંત્રતાની રક્ષા કરે છે; પરંતુ તેઓ સાહસ અને સંમુખ રણસંગ્રામ શિવાય બીજો ઉપાય જાણતાજ નથી. મરાઠાઓ શું તે ઉપાય અવલંબન કરી તેવું ફળ મેળવી શકશે નહિ ?

મહાદેવ "મહારાજ ! રજપૂતોની સ્વતંત્રતા પુરાતન કાળથી છે. તેમની પાસે વિપુલ ધન છે. મ્હોટા મ્હોટા કિલ્લા અને રસાળ જમીનથી ઘેરાયલા મુલક છે. સુંદર રાજધાની છે. હજારો વર્ષથી કુ-

સાયલું લશ્કર છે. મરાઠાની પાંસે તેમાંનું શું-છે? તેઓ દરીદ્રિ છે. તેઓ પરાધીન છે. તેમની-આ પહેલી વારની રણશિક્ષા છે. આપના દેશપર ચઢી આવ્યાથી આપ પુરાતન રીતિ અનુસાર લઢાઇ કરો છો. પુરાતન દુર્ધર્ષ તેજ અને બહાદુરી પ્રકાશ કરો છો. અસંખ્ય રજપૂત સેનાની સામે દિલ્લીશ્વરની સેના નમી જાય છે. અમારા દેશમાં ચઢી આવેતો અમે શું કરીશું? લઢાઈ લઢવાની શિક્ષા મેળવી નથી. તેમજ ઘણું લશ્કર પણ નથી. જે છે તેણે ઘણી લઢાઈ જોઈ નથી. જ્યારે દિલ્લીશ્વર કાબુલ, પંજાબ, અયોધ્યા, બાહાર, માળવા, અને વીરપ્રસવિની રાજસ્થાનમાંથી હજારો પુરાતન રણદર્શિ યોદ્ધા મોકલે છે, જ્યારે અનુપમ મ્હોટા અને જેમની ગતિ રોકી શકાય નહિ તેવા રણના અશ્વ અને રણ ગજ મોકલે છે, જ્યારે તેઓ બંદુક, તોપ, દારૂ ગોળો, ધન હજારો ગાડામાં ભરી રાખે છે, ત્યારે ગરીબ મરાઠાઓ શું કરે? તેઓની પાસે તેવી યુદ્ધદર્શી સેના નથી, તેવા અશ્વ ગજ નથી, તેવું વિપુલ ધન નથી, ચતુરાઈ શિવાય બીજો શો ઉપાય તેમની પાસે છે? ત્વરિતગતિ અને પહાડમાં ભરાઈ રહી યુદ્ધ કરવા શિવાય તેઓ બીજા ક્રિયા

ઉપાયનું અવલંબન કરે ? ક્ષત્રિય રાજ ! જીવનના પ્રારંભમાં ગરીબ જાતિને આવા આચરણ શિવાય બીજો ઉપાય નથી. જગદીશ્વર કરેને મરાઠા જાતિ દીર્ઘ કાળ સુધી સારી અવસ્થામાં રહે, તેની પાસે પૈસાનો અને લઢાઈ કરવાની સામગ્રીનો ભરાવ થાય, ઘણાં વર્ષ સુધી લઢાઇના કામમાં તે કસાય તો જરૂર રજપૂતના અસાધારણ ગુણોનું તે અનુકરણ કરશે.

આ સર્વ સાંભળી જસવતસિંહ કપાળ ઉપર હાથ મુકીને એકાગ્ર ચિત્તથી ઊંડા વિચારમાં પડ્યો. મહાદેવે મનમાંને મનમાં વિચાર કર્યો કે મ્હારૂં એક પણ વાક્ય નિષ્ફળ ગયું નથી. ફરી ધીરે ધીરે કહેવા લાગ્યો "આપ હિંદુ શ્રેષ્ઠ છો, હિંદુ ગૌરવ સાધનમાં સંદેહ શા માટે કરો છો ? હિંદુ ધર્મનો જય થવાની આપ અવશ્ય ઇચ્છા રાખો છો. શિવાજીને પણ એ શિવાય બીજી કોઈ ઇચ્છા નથી. મુસલમાન રાજ્યનો નાશ કરવો, હિંદુ જાતિનું ગૌરવ વધારવું, ઠેકઠેકાણે દેવાલય સ્થાપવાં, સનાતન ધર્મનું મહાત્મ્ય વધારવું, હિંદુ શાસ્ત્રની આલોચના કરવી, બ્રાહ્મણને આશ્રય આપવો, ગાયની રક્ષા કરવી, એ શિવાય શિવાજીની બીજી કાંઈજ મતલબ નથી. આવા કામમાં તેમને મદદ

કરવામાં તમે જો વિમુખ થવા ચાહતા હો તો આપ જાતે એ કામ માથે લ્યો. આપ આ દેશનું રાજત્વ ધારણ કરો, મુસલમાનોનો પરાજય કરો, હિંદુઓની સ્વતંત્રતા સ્થાપો. આજ્ઞા કરો તો હમણાં કિલ્લાનો દરવાજો ઉઘાડીએ. પ્રજા આપને કર આપશે. આપ શિવાજીના કરતાં હજારો દરજ્જે બળવાન છો, હજારો-દરજ્જે દૂરદર્શી છો, હજારો દરજ્જે યોગ્ય છો. શિવાજી સંતુષ્ટ ચિત્તથી આપનો એક સેનાપતિ થઈ મુસલમાનોનો નાશ કરવા જશે. તેમની બીજી કાંઈ પણ વાસના નથી.”

આ પ્રસ્તાવથી ઉચ્ચાભિલાષી જસવતસિંહની આંખમાંથી આનંદાશ્રુ વહેવા માંડ્યાં. ઘણી વાર સુધી વિચાર કરી ધીરે રહી કહ્યું, “મારવાડ અને દક્ષિણ ઘણા દૂર છે. એકજ રાજાના આધીનમાં રહી શકશે નહિ.”

પોતાના બોલવાની અસર થતી જાણી મહાદેવજી બોલ્યો. “ત્યારે આપના યોગ્ય પુત્ર હોય તો તેમને રાજ્ય સોંપો, નહિ તો કોઈ સગાને આપો. શિવાજી ક્ષત્રિય રાજાની તાબેદારી ઉઠાવી કામ કરશે. કદાપિ ક્ષત્રિયની સાથે લઢશે નહિ.”

જસવતસિંહ વિચાર કરી બોલ્યો. "આવી અણીની વખતે ઔરંગજેબની સામે લઢી આ દેશનું રક્ષણ કરી તેને કબજામાં રાખી સકે એવો કોઈ પણ મ્હારો સગો જણાતો નથી."

મહાદેવજી "ત્યારે કોઇ ક્ષત્રિય સેનાપતિને મુકો. હિંદુ ધર્મ અને હિંદુ સ્વતંત્રતાની રક્ષા થાય એટલે શિવાજીની મનઃકામના પૂર્ણ થશે; ને એમ થશે તો શિવાજી સાનંદ ચિત્તે રાજપાટ છોડી સન્યાસ લેશે."

જસવતસિંહ "એવો કોઈ સેનાપતિ પણ નથી."

મહાદેવજી "ત્યારે આ મહત્ કામ પૂર્ણ કરી શકે એવો જે છે તેને મદદ કરો. આપના આશીર્વાદથી, શિવાજી અવસ્ય સ્વદેશનું રક્ષણ કરશે અને સ્વધર્મનું ગૌરવ વધારશે. ક્ષત્રિય રાજ! ક્ષાત્રયોદ્ધાને મદદ કરો, ભારત વર્ષમાં એવો કોઈ પણ હિંદુ નથી, અને આકાશમાં એવો દેવતા પણ નથી જે પોતાની પ્રશંસા સાંભળવા ચાહતો નહિ હોય."

જસવતસિંહ ઘણો વિચાર કર્યા પછી બોલ્યો, "દ્વિજવર! તમારો તર્ક અલંઘનીય છે, પરંતુ દિલ્લીશ્વરે મારાપર સ્નેહ કરી મને આ કામમાં નિયુક્ત કર્યો છે તે હું શી રીતે તેનીવિરૂદ્ધ થાઉ? એવું કામ શું

સુજનોચિત કહેવાય " ?

મહાદેવજીઃ—" ઔરંગજેબ હિંદુઓને કાફર કહી તેમનો તિરસ્કાર કરે છે. તેણે હિંદુઓ ઉપર જજીયા વેરો મુકયો છે. દેશે દેશમાં હિંદુ પૂજારીઓને, હિંદુ મંદિરોને અને હિંદુ દેવાલયને અપમાન આપે છે, તે શું સારૂં કામ છે ? કાશીનું પુરાણું મંદિર તોડી નાંખીને તેનાજ પથ્થરો વડે તે પુણ્ય ધામમાં મસીદ બંધાવી તેને અપવિત્ર કર્યું તે શું સારૂં કામ છે. ?

ક્રોધ કંપિત સ્વરથી જસવતસિંહે કહ્યું; " દ્વિજવર! દ્વિજવર! હવે કાંઈ વધારે બોલશો ના; ઘણું થયું. આજથી શિવાજી મ્હારો મિત્ર થયો છે, હું શિવાજીનો મિત્ર થઈ રહીશ. રજપૂતની પ્રતિજ્ઞા કદી પણ મિથ્યા થતી નથી. આજથી શિવાજીની પ્રતિજ્ઞા અને મ્હારી પ્રતિજ્ઞા એક છે. શિવાજીનો યત્ન અને મ્હારો યત્ન અભિન્ન છે. જે મહાત્માએ આ હિંદુધર્મવિરોધી દિલ્લીશ્વર સામે આટલા દિવસ સુધી લઢાઈ કરી છે તે મહાત્મા ક્યાં છે? તે જો હમણાં અહીં આવે તો એક વાર તેની પુણ્યશાળી દેહને આલિંગન દઈ હૃદયનો સંતાપ દૂર કરૂં "

મરાઠા દૂતે જરા હશી જસવતસિંહના કાનમાં

કાંઈક કહ્યું. તે સાંભળતાંજ જસવતસિંહ એકદમ ઝબકયો અને ચકિતની પેઠે જરા વાર નિવાર્ક્ થઈ ગયો. અને વિસ્મયોત્ફુલ્લ લોચનથી દૂતની તરફ જોઈ રહ્યો. પછી સાનંદથી અને સાદરથી તેને ભેટયો. બન્ને ગુપ્ત રીતે ધીરેધીરે વાતચીત કરવા લાગ્યા. ઘણીવાર સુધી વાતચીત કર્યા પછી મહાદેવે કહ્યું " મહારાજ!અનુગ્રહ કરીને કાલે કાંઈ બ્હાનું કાઢી પુનેથી કેટલાક કોશ આઘા જશો તો ઘણુંજ સારૂં "

જસવતસિંહઃ—કેમ કાલે પુના તાબે કરવાનો યત્ન છે કે શું?"

દૂત હશીને બોલ્યો " નહિ એક લગ્ન થવાનું છે. મહારાજ હોય તો શુભ કાર્યમાં વિઘ્ન નડે."

જસવતસિંહ સમજીને બોલ્યા " ઠીક છે. હું દૂર રહીશ." દૂતે વિદાય થવાની વિનંતી કરી. જસવતસિંહ જરા હશીને બોલ્યા "ન્યાય શાસ્ત્રી મહાશય! જણાય છે કે ઘણા દિવસથી આપે પાઠ જીવ્હાગ્રે કર્યો હશે હમણાં કાંઈ યાદ છે કે?"

" મહાદેવજી " જે કાંઈ વિદ્યા છે તેનાથી દિલ્હીનો સેનાપતિ શાઈસ્તખાન વિસ્મય પામ્યો છે. "

જસવતસિંહ દરવાજા સુધી સાથે ગયો. પછી વિ-

દાયગિરીની વખતે કહ્યું "ત્યારે લઢાઇના વિષયમાં આપણે જે પ્રમાણે વાતચીત થઈ છે તે પ્રમાણે કામ કરવું"

મહાદેવ "તે પ્રમાણે કાર્ય કરવાને માટે પ્રભુ શિવાજીને કહીશ"

જસવતસિંહ "હા, બોલતાં વિસરી ગયો. તે પ્રમાણે કરવાને તમારા પ્રભુને કહેજો" એમ કહી જસવતસિંહ તંબુમાં પેઠો.

જસવતસિંહના એક વિશ્વાસુ મંત્રીએ થોડીવાર પછી તંબુમાં આવી પૂછ્યું "આપના તંબુમાંથી હમણા એક ઘોડેસ્વાર સિંહગઢની તરફ ગયો એ કોણ હતો?"

જસવતસિંહે જવાબ આપ્યો, "એ હિંદુજાતિની આશા છે, હિંદુધર્મનો રક્ષક છે."

## પ્રકરણ ૮ મું.

### શિવાજી.

પૂર્વ દિશાએ બાલસૂર્યનું કિંચિત્ રક્તબિંબ દેખાવા માંડ્યું છે એવી વખતે બ્રાહ્મણ સિંહગઢમાં પેઠો. જનોઈ કાઢી નાંખ્યુ. પાઘડી અને કુડતું કાઢી ખીં-

ટીપર લટકાવ્યાં; સ્હવારના તેજથી માથા ઉપરની લો ખંડની ટોપી અને શરીર ઉપરનું બખતર ઝકઝક વા લાગ્યાં. કમરમાં એક તીક્ષ્ણ છરી અને "ભવાની" નામની પ્રસિદ્ધ તરવાર શોભી રહ્યાં છે. તેના હાથ લાંબા, છાતી પહોળી, શરીર કાળું પરંતુ ઘાટદાર છે. મોરો ત્રિમલ પિંગળેએ આનંદથી તેમને વધાવી લઈ "ભવાનીનો જય થાઓ! આપ આટલી વારમાં ક્ષેમ કુશળ પાછા આવ્યા એ દેવીનો પ્રસાદ છે" એમ કહ્યું.

શિવાજી "આપના આશીર્વાદથી કઈ વિપદ્‌માંથી છૂટયો નથી"?

પિંગળે. "સર્વ નક્કી થયું છે કે?"

શિવાજી. "હા."

પિંગળે. "આજે રાત્રે વિવાહ છે?"

શિવાજી. "આજે રાત્રેજ."

પિંગળે. "શાઈસ્તખાન કાંઈ જાણતો તો નથી ને? તીક્ષ્ણ બુદ્ધિ ચાંદખાન પણ કાંઈ જાણતો નથી ને"?

શિવાજી. "શાઈસ્તખાન શિવાજીની પાસેથી સલાહની વિનંતિની વાટ જુએ છે. યોદ્ધો ચાંદખાન ચિર નિદ્રામાં સૂતો છે. એ હવે કદી પણ લઢી શકશે નહિ." શિવાજીએ તમામ હકીકત જણાવી.

પિંગળે. "જસવતસિંહનું શું થયું ?"

શિવાજી. "આપે પત્રમાં જે સર્વ યુક્તિ દેખાડી હતી તેથીજ તેનું મન વિચલિત થયું હતું. હું જઈને જોઉં છું તો તે કિંકર્તવ્ય વિમૂઢ થઈ રહેલો છે તેથી અનાયાસે મ્હારૂં કામ સિદ્ધ થયું."

પિંગળે "ભવાનીનો જય થાઓ! ઓહો! તમે એક રાત્રિમાં એકલાએ જે કામ કર્યું છે તે હજારોથી પણ થાય એમ નથી. આ અતીવ સાહસના કામમાં મહારાજ પ્રવૃત્ત થયા હતા તેનો વિચાર કર્યાથી હમણા પણ કંપારો છૂટે છે. મહારાજ! મહારાજ! આવા કામમાં હવે ફરી પડશો ના. આપને અમંગળ થશે તો દક્ષિણના શા હાલ થશે ?"

આ સાંભળી શિવાજી ગંભીર ભાવથી બોલ્યા, "મોરોપંત! વિપદ્‌થી ડર્યા હત તો અદ્યપિ જાગીરદાર માત્ર રહેત. વિપદ્‌માં ભય કર્યાથી આ મહત્ ઉદ્દેશ કેવી રીતે પૂરો થાત ? સર્વદા વિપદ્‌માં પડયો રહીશ તો ભલે પણ ભવાની કરે ને દક્ષિણ સ્વતંત્ર થાય એટલે ઘણું છે."

પિંગળે " વીર શ્રેષ્ઠ! તમારો જય થવો અનિવાર્ય છે. ભવાની પોતે મદદ કરશે. અડધી રાત્રે,

શત્રુની છાવણીમાં એકલા છદ્મવેશથી? અંગીકાર કરો કે હવે આવું આચરણ કરીશ નહિ. તમારી પાસે શું કોઈ વિશ્વાસુ નોકર નથી?"

શિવાજીએ જોયું તો વિશ્વાસુ પેશવાની આંખમાં આંસુનું એક બિંદુ છે. તેથી હશીને બોલ્યો, "આજે ખરેખર એક મહાવિપદ્‌માં પડ્યો હતો."

પિંગળે "શી!"

શિવાજી "જે પોતાની સહી પણ કરી શકતો નથી તેવા મૂર્ખને આપે સંસ્કૃત શ્લોક શીખવ્યા હતા તે વળી તેને યાદ શી રીતે રહે?

પિંગળે "શું થયું હતું?"

શિવાજી "બીજું કંઈજ નહિ. શાઈસ્તખાનની સભામાં જઇને ન્યાયશાસ્ત્રી લગભગ સર્વ શ્લોકો ભૂલી ગયો હતો."

"ત્યારપછી?"

શિવાજી "એક બે યાદ હતા. તેનાથી કાર્ય સિદ્ધ થયું." એમ કહી હસ્તે ચહેરે શિવાજી પોતાના સૂવાના ઓરડામાં ગયો.

શિવાજીની સાથે આપણો આ પ્રથમજ પરિચય છે. આ જગાએ તેનું પૂર્વ વૃત્તાન્ત અમે કહેવા ઈચ્છ-

યે છિયે; ઈતિહાસજ્ઞ વાંચનારની ઈચ્છા હશે તો તેને આ ભાગ મૂકી દેવાની પરવાનગી છે.

શિવાજી ઈ. સ. ૧૬૨૭ માં જન્મ્યો હતો, તેથી આ આખ્યાયિકા શરૂ થવાની વખતે તેની ઉમ્મર ૪૬ વર્ષની હતી. તેના પિતાનું નામ શાહજી અને પિતામહનું નામ માલોજી ભોંસલે હતું. અમે પહેલા પ્રકરણમાં ફલટણ પરગણાના પ્રસિદ્ધ દેશમુખ નિમ્બાલકર વંશની વાત લખી છે. એ વંશના જગપાલરાવ નાયકની બહેન દીપાબાઈની સાથે માલોજીનું લગ્ન થયું હતું. ઘણા દિવસ સુધી કાંઈ સંતાન નહિ થવાને લીધે અહમદનગરવાસી શાહશરીફ નામના એક મુસલમાન પીરની તેણે બાધા રાખી હતી. ત્યારબાદ થોડા દિવસ પછી દીપાબાઈને પેટે એક છોકરો થયો તેનું માલોજીએ તે પીરના નામ ઉપર શાહજી નામ રાખ્યું.

અહમદનગરના પ્રસિદ્ધ લક્ષ્મણજી જાધવનું નામ પહેલા પ્રકરણમાં લખ્યું છે. ઈ. સ. ૧૫૯૯ માં હોળીને દિવસે માલોજી પોતાના પુત્ર શાહજીને લઈને જાધવને ઘેર ગયા હતા. શાહજીની ઉમ્મર તે વેળાએ પાંચ વર્ષની હતી. જાધવની કન્યા જીજીની ઉમ્મર તે વખતે ત્રણ કે ચાર વર્ષની હતી, તેથી બાળક બા-

લિકા આનંદથી એકઠાં રમવા લાગ્યાં. તે જોઇને જાધવે સંતુષ્ટ થઇને પોતાની કન્યાને બોલાવી કહ્યું " કેમ તું આ બાળકની સાથે વિવાહ કરીશ?" પછી બીજા લોકો તરફ જોઈને બોલ્યો "બે જણાની જોડી કેવી સુંદર દેખાય છે!" આ વખતે શાહજી અને જીજી પરસ્પર તરફ ગુલાલ છાંટી હસતાં હતાં; માલોજી એકદમ ઉઠીને બોલ્યો, " ભાઇઓ, સાક્ષી રહેજો, જાધવ મ્હારો વેહેવાઈ થયો છે. આજે વચન આપ્યું છે." સર્વેએ આ પ્રસ્તાવ ઉપર સંમતિ આપી. જાધવનું કુલ ઊંચું હતું તેથી તેણે શાહજીની સાથે પોતાની કન્યાનું લગ્ન કરવાની કદી ઈચ્છા કરી નહોતી; પરંતુ તે માલોજીની આ ચતુરાઈ જોઇને આશ્ચર્ય પામ્યો.

બીજે દિવસે જાધવે માલોજીને જમવાનું નોતરૂં કર્યું. પરંતુ માલોજીએ કહાવી મોકલ્યું કે વેહેવાઈ તરીકે નહિ માનો તો હું આવીશ નહિ. જાધવે તેમ કરવા સાફ ના પાડી, તેથી માલોજી આવ્યો નહિ. જાધવની બાયડી જાધવના કરતાં પણ કુલ મર્યાદાની વધારે અભિમાની હતી. જાધવે માત્ર મશ્કરીમાંજ પોતાની છોકરીની સાથે શાહજીનું લગ્ન

કરીશ એવું કહ્યું હતું તેથી તેની બાયડીએ કેટલાંક કઠોર વેણુ તેને સંભળાવ્યાં હતાં. માલોજી ક્રોધ આણીને પાસેના એક ગામમાં ચાલ્યો ગયો અને જતી વેળાએ કહ્યું કે ભવાની સાક્ષાત્ મને વિપુલ ધન આપશે. મરાઠામાં કહેવત ચાલે છે કે ભવાનીએ આ વખતે માલોજીને કહયું હતું કે 'માલોજી! તારા વંશમાં એક રાજા થશે. તે શંભુ જેવો ગુણવાન અને પરાક્રમી થશે, દક્ષિણમાં ન્યાય વિચાર ફરી સ્થાપશે, બ્રાહ્મણ તથા દેવાલયના શત્રુઓને દૂર કરશે. એના સમયથી કાલની ગણતરી થશે અને તેના વંશના ૨૭ પુરૂષો રાજગાદી ભોગવશે."

ગમેતેમ હો, માલોજીને આ વેળાએ ઘણું ધન મળ્યું હતું તેમાં સંદેહ નથી. આ પૈસાથી પોતાની ઉન્નતિ કરવાનો તેણે યત્ન કર્યો, અને આ વિષયમાં તેને તેના સાળા જગપાલે વિશેષ મદદ કરી હતી. ટૂંકી મુદતમાં માલોજી અહમદનગરના સુલતાનના તાબામાં પાંચ હજાર ઘોડેસ્વારનો સેનાપતિ બન્યો, "રાજા ભોંસલે" એવો ખેતાબ મળ્યો, અને સિવનેરી અને ચાકનના કિલ્લા તેમજ તેમના આસપાસના પરગણાનો વહીવટ કરવાનું કામ મળ્યું. અને જાગીરમાં પુના અને સુપા-

પરગણાં મળ્યાં ત્યારે જાધવની કાંઈ તકરાર રહી નહિ. ઈ૦ સ૦ ૧૬૦૪માં મ્હોટી ધામધુમથી શાહજીની સાથે જીજીનું લગ્ન થયું અને તે વેળાએ અહમદ-નગરનો સુલતાન તે લગ્નમાં આવ્યો હતો. તે ટાણે શાહજીની ઉમ્મર ૧૦ વર્ષની હતી. કાળે કરીને માલોજીના મૃત્યુ પછી શાહજીને પૈતૃક જાગીર અને પદ પ્રાપ્ત થયાં.

એ સમયે દિલ્લીશ્વર અકબરશાહ અહમદ નગરનું રાજ્ય દિલ્લીને તાબે કરવા માટે મથતો હતો. આ લઢાઈ પચાસ વર્ષ સુધી ખતમ થઈ નહોતી. અકબરના પછી જાહાંગીર અને ત્યારબાદ શાહજહાન એમણે અહમદ-નગર જીતવાની કોશિશ કરી હતી અને છેલ્લા બાદ-શાહની વેળાએ ઈ૦ સ૦ ૧૬૩૭ માં આ રાજ્ય પૂરે પૂરૂં દિલ્લીને તાબે થવાથી તે લઢાઈનો અંત આવ્યો હતો. આ લઢાઈની વેળાએ શાહજી સૂતો નહોતો. ઈ૦ સ૦ ૧૬૨૦ માં (જહાંગીરના રાજત્વ વેળાએ) તે અહમદનગરના પ્રધાન સેનાપતિ મલેક અંબરની સરદારી હેઠે હતો. અને એક મ્હોટી લઢાઈમાં પોતાની હિંમત તથા બહાદુરી પ્રકાશ કરીને સર્વના સંમાનને પાત્ર થયો હતો. નવ વર્ષ પછી તેણે દિલ્લીશ્વર શાહ-

જહાનનો પક્ષ અવલંબન કર્યાથી બાદશાહે તેને પાં-
ચ હજાર ઘોડેસ્વારનો સેનાપતિ નીમી જાગીરમાં ઘણો વધારે કરી આપ્યો. પરંતુ બાદશાહની મેહેરબાની આજે છે તો કાલે નથી. ત્રણ વર્ષ બાદ શાહજીની કેટલીક જાગીર બાદશાહે લઈ લીધી અને તે ફતેહખાનને આપી. આથી શાહજીએ વિરક્ત થઈને બાદશાહનો પક્ષ ત્યાગ કરી ઈ૦ સ૦ ૧૬૩૨ માં બિજાપુરના સુલતાનના પક્ષનું અવલંબન કર્યું અને પોતાના મરણ સુધી અર્થાત્ બત્રીશ વર્ષ સુધી કદી પણ બિજાપુરના વિરૂદ્ધાચરણ કર્યું નહિ.

પડું પડું થઈ રહેલા અહમદનગરના રાજ્યને દિલ્લિની ગાદીને આધીન ન થવા દેવા શાહજીએ દિલ્લિના લશ્કરની સાથે ઘણીકં લઢાઈઓ કરી હતી. સુલતાન દુશ્મનને હાથે માર્યો ગયો ત્યારે શાહજીએ તે વંશના કોઈને સુલતાન તરીકે ગાદી ઉપર બેસાડયો અને કેટલાક સુજ્ઞ બ્રાહ્મણોની સહાયતાથી રાજ્ય સારી રીતે ચલવવા માટે નિયમ કર્યા; ઘણાક કિલ્લા જીતી લીધા અને સુલતાનના નામથી લશ્કર એકઠું કરવા લાગ્યો.

પરંતુ શાહજહાન બાદશાહ આવો બનાવ જો

ઈને ગુસ્સે થયો અને શાહજી અને તેના પ્રભુ અહમદનગરના સુલતાનને તાબે કરવા માટે ૪૮ હજાર ઘોડેસ્વાર અને ઘણું પેદલ લશ્કર મોકલ્યું. દિલ્લિપતિ સાથે લડાઈ કરવાની અહમદનગરના સુલતાન તથા શાહજીનામાં શક્તિ નહોતી. કેટલીક લડાઈઓ થયા પછી અહમદનગરનું રાજ્ય નાશ પામ્યું (૧૬૬૭) અને શાહજી બિજાપુરના તાબાનો જાગીરદાર અને સેનાપતિ થઈ રહ્યો. સુલતાનના હુકમ મુજબ કર્ણાટક દેશનો ઘણોક ભાગ જીતી લીધો તેથી બિજાપુરની ઉત્તરે પુનાની પાસે તેની જેવી જાગીર હતી તેવી દક્ષિણમાં કર્ણાટક દેશમાં પણ મોહોટી જાગીર મળી.

જીજીબાઇને પેટે શાહજીને શંભાજી અને શિવાજી નામના બે પુત્ર થયા હતા. આગળ લખવામાં આવ્યું છે કે જીજીનો પિતા લક્ષ્મણજી જાધવ દેવગઢના પુરાતન હિંદુ રાજાના વંશમાંથી ઉત્પન્ન થયો હતો એવી લોકવાયકા છે. આ લોકવાયકા જો ખરી હોય તો શિવાજીની ઉત્પત્તિ પુરાતન રાજવંશમાંથી છે એ નિઃસંશય ગણાય. ઈ૦ સ૦ ૧૬૩૦ માં એટલે શિવાજી ત્રણ વર્ષનો હતો ત્યારે શાહજીએ તુકાબાઈ નામની એક કન્યાની સાથે લગ્ન કર્યું, તેથી અભિમાની

જીજીબાઈ ગુસ્સે થઈ પોતાના સ્વામીનો સંસર્ગ છોડી શિવાજીને લઇ પુનાની જાગીરમાં આવીને રહી. શાહજી તુકાબાઈને લઇ કર્ણાટકમાં રહેવા લાગ્યો. થોડા દિવસમાં તુકાબાઇને વ્યંકોજી નામનો એક પુત્ર પ્રસવ્યો.

શાહજીના બે ઘણા વિશ્વાસુ બ્રાહ્મણ મંત્રી અને કામદાર હતા. એક દાદાજી કોંડદેવ; તે પુનામાં રહી ત્યાંની જાગીરની દેખરેખ રાખતો અને જીજી તથા શિવાજીનું રક્ષણ કરતો. બીજો નારાયણ પંત, તે કર્ણાટકની જાગીર સંભાળતો.

જીજીબાઈ તથા શિવાજીને રહેવા માટે દાદાજીએ પુનામાં એક મોટી હવેલી બંધાવી. આગલા પ્રકરણમાં જે હવેલીમાં શાઈસ્તખાનની કચેરી ભરાયલી વર્ણવી છે તે આજ હવેલીમાં. બાલ્યકાલથી શિવાજી દાદાજીની પાસે શિખવા લાગ્યો. શિવાજી લખતાં વાંચતાં કાંઇ શિખ્યો નહિ. તે પોતાનું નામ પણ લખી શકતો નહોતો; પરંતુ તેણે નાની ઉમરમાંજ તીર ફેંકવામાં, તરવાર ચલાવવામાં અને બીજા નાના પ્રકારનાં મરાઠી હથિયારો વાપરવામાં તેમજ ઘોડા ઉપર સ્વારી કરવામાં વિશેષ કુશળતા મેળવી હતી. ઘોડે-

સ્વાર તરીકે મરાઠાઓ ઘણા પંકાએલા હતા. પરંતુ તેમનામાં પણ શિવાજી ઘણો કુશળ સ્વાર ગણાતો. આવી રીતે અંગ કસરત અને લઢાઈની કેળવણીથી બાળકનું શરીર જલદીથી સુદૃઢ અને બળવાન થયું.

પરંતુ કેવળ લઢાઈની વિદ્યામાંજ શિવાજી કાળ ગાળતો નહોતો. જ્યારે જ્યારે અવકાશ મળતો ત્યારે ત્યારે દાદાજીની પાસે બેશી મહાભારત અને રામાયણમાંની વીરરસની કથા સાંભળવાનો તેને ઘણો શોખ હતો. કથા સાંભળતાં સાંભળતાં તેના બાળક-હૃદયમાં સાહસ ઉભરાઈ આવતું અને હિંદુ ધર્મઉપરની તેની આસ્થા વધારે ને વધારે દૃઢ થતી જતી. આથી પ્રાચીનકાળના વીરોના શૌર્યનું અનુકરણ કરવાની ઈચ્છા પ્રબલ થઈ; અને હિંદુધર્મવિદ્વેષી મુસલમાનોના પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થયો. થોડી મુદતમાં શાસ્ત્રાનુસાર ક્રિયા કર્મ કરતાં પણ તે શિખ્યો. કથા સાંભળવાનો તેને એટલો બધો શોખ હતો કે ઘણાં વર્ષ પછી તેને દેશમાં ખ્યાતિ મળી અને રાજ્ય પ્રાપ્ત થયું ત્યારે પણ કોઈ પણ ઠેકાણે કથા થવાની તેને ખબર પડતી તો તે સાંભળવા માટે પોતે ઘણું કષ્ટ વેઠીને પણ ત્યાં જવાનો યત્ન કરતો હતો.

આવી રીતે દાદાજીના યત્નથી શિવાજી સ્વધર્મમાં ચુસ્ત અને મુસલમાન ધર્મનો કટ્ટો દુશ્મન થયો. સોળ વર્ષની ઉમ્મરમાં દેશને સ્વતંત્ર કરવાના તે નાના પ્રકારના સંકલ્પ કરવા લાગ્યો. પોતાના જેવા ઉત્સાહી જુવાનોને ચારે બાજુએથી એકઠા કરી પર્વતથી પરિપૂર્ણ કોંકણ દેશમાં તેમની સાથે સર્વ સ્થળે ફરી નાના પ્રકારની તપાસ કરવા લાગ્યો. પહાડ કેવી રીતે ઓળંધવો, તેમાં ક્યાંથી અને કિયા કિયા રસ્તા છે, કિયા માર્ગથી કિયા કિલ્લામાં જવાય છે, કિયો કિલ્લો મજબૂત છે, કેવી રીતે કિલ્લો ઘેરવો તથા તેનો બચાવ કરવો વગેરેની તપાસ તથા વિચારમાં તે દિવસ ગાળવા લાગ્યો. દિવસોના દિવસ તે પહાડ ઉપર જ ગાળતો. કોઈપણ કિલ્લો, કોઈપણ માર્ગ, કોઈપણ તળેટી તેનાથી અજાણી નહોતી.

બાળક શિવાજીનું આવું આચરણ જોઈ વૃદ્ધ દાદાજી ભયભીત થવા લાગ્યો, તેથી શિખામણ દઈ શિવાજીનું મન તે માર્ગ ઉપરથી ખસેડી જાગીરની સારી વ્યવસ્થા કરવા તરફ વાળવાનો તે યત્ન કરવા લાગ્યો. પરંતુ શિવાજીના હૃદયમાં જે વીરત્વનો અંકુર ફૂટ્યો હતો તે તે ઉખેડી નાખી શક્યો નહિ. શિવાજી દાદાજીને પિતા સમાન સન્માન આપતો હતો. પરંતુ પોતે જે ઉન્નત

માર્ગનું અવલંબન કર્યું હતું તે ત્યાગ કરવાનું તે સ્વીકારી શક્યો નહિ.

માઉલી જાત ઘણી સહનશીલ અને વિશ્વાસુ તેથી શિવાજી તેને ચહાતો હતો. તેના પરમ મિત્ર યેસજી કંક તાનાજી માલૂસરે અને બાજી ફસલકર એ ત્રણે માઉલી જાતનાજ હતા. એમની મદદથી ઈ. સ. ૧૬૪૬માં તોરણાના કિલ્લાના કિલ્લાદારને સમજાવી શિવાજીએ તે કિલ્લો પોતાને હાથ કર્યો. આ કથાની શરૂઆતમાં તોરણાગઢનું વર્ણન કર્યું છે. આ પહેલા વિજયની વેળાએ શિવાજીની ઉમ્મર માત્ર ઓગણીસ વર્ષની હતી. એને બીજે વર્ષે તોરણાગઢથી દક્ષિણ તરફ એક પહાડના શિખર ઉપર તેણે એક કિલ્લો બંધાવ્યો અને તેનું નામ રાયગઢ રાખ્યું.

આ સમાચાર બીજાપુરના સુલતાનને કાને આવતાં જ તેણે શિવાજીના પિતા શાહજીને આ ઉપદ્રવનું કારણ પૂછ્યું. બિજાપુરનો વિશ્વાસુ નોકર શાહજી પોતાના પુત્રના આ સર્વ કામથી કેવળ અજાણ્યો હતો તેથી તેણે દાદાજીને એનું કારણ પૂછાવ્યું. દાદાજી કોંડદેવે શિવાજીને પોતાની પાસે બોલાવી સમજાવ્યું કે આવા કામથી સર્વ નાશની સંભાવના છે. બિજાપુરને તાબે રહી

શાહજીએ કેવી રીતે વિપુલ ધન, જાગીર, સત્તા અને સન્માન મેળવ્યું હતું તે પણ કહ્યું. શિવાજીએ પોતાના પિતા સમાન દાદાજીને મીઠા વચનથી જવાબ આપ્યો, પરંતુ પોતે આદરેલા કામથી તે હઠ્યો નહિ. ત્યારપછી થોડા દિવસમાં દાદાજી મરણ પામ્યો. અંતકાળે દાદાજીએ શિવાજીને પોતાની પાસે બોલાવ્યો. શિવાજીને ભય લાગ્યું કે વળી દાદાજી ઠપકો દેશે; પરંતુ ત્યાં જઇને જે કંઈ સાંભળ્યું તેથી તે ઘણું આશ્ચર્ય પામ્યો. મૃત્યુના બિછાનામાં જાણે દાદાજીને દિવ્યચક્ષુ આવ્યાં ન હોય તેમ તેણે શિવાજીને સસ્નેહ ભાવથી કહ્યું, "બેટા, તારા યત્ન કરતાં વધારે મહાન્ યત્ન બીજો કોઈ નથી. આ ઉન્નત માર્ગમાં તું પ્રવૃત્ત રહેજે. દેશને સ્વતંત્ર કરજે. બ્રાહ્મણ, ગાય અને ખેડુતોની રક્ષા કરજે. દેવાલયને અપવિત્ર કરનારાઓને શિક્ષા કરજે, ભવાનીએ જે ઉન્નત માર્ગ તને દેખાડચો છે તેજ માર્ગે તું ચાલજે." આટલું બોલી શિવાજીના ગુરૂએ પોતાના પ્રાણ છોડ્યા. શિવાજીનું હૃદય આ દિવ્ય ઉપદેશ મેળવીને ઉત્સાહ અને સાહસથી દશ ઘણું ફૂલ્યું. આ વખતે શિવાજીનું વય વીશ વર્ષનું હતું.

એજ વર્ષમાં ચાકાન અને કોંડાણાના કિલ્લાના

કિલ્લેદારોને પૈસા આપી શિવાજીએ તે કિલ્લા પોતાને કબજે કર્યા, અને કોંડાણાના કિલ્લાનું નામ બદલીને સિંહગઢ નામ રાખ્યું. આ કથામાં ચાકાન અને સિંહગઢ વિશે પહેલેથીજ લખવામાં આવ્યું છે. શિવાજીની સાવકી મા તુકાબાઈના ભાઈ બાજી મોહિતેને સુપાના કિલ્લાનું રક્ષણ કરવાનો ભાર સોંપ્યો હતો. એક દિવસે અડધી રાત્રે પોતાનું માઉલી લશ્કર લઇ શિવાજીએ એકદમ ચઢી આવી તે તાબે કર્યો. મામાના ઉપર કંઈ પણ જુલમ નહિ ગુજારતાં તેને કર્ણાટકમાં પિતાની પાસે મોકલ્યો. ત્યાર પછી પુરંદરના કિલ્લાનો માલિક મરણ પામ્યો તેથી તેના પુત્રો વચ્ચે ટંટો થયો. શિવાજીએ બે નાના ભાઈઓને મદદ આપવાને બહાને તે કિલ્લો પોતાને હાથ કરી લીધો. આ અન્યાય આચરણથી ત્રણે ભાઈઓ શિવાજીના ઉપર કોપ્યા, પરંતુ શિવાજીએ જ્યારે દેશને સ્વતંત્ર કરવાનો પોતાનો મહાન્ ઉદ્દેશ તેઓની આગળ જણાવ્યો અને એ ઉદ્દેશ પાર પાડવામાં પોતાને સાહાય્ય કરવાને તેમને વિનવ્યા, ત્યારે તેઓનો ગુસ્સો શમ્યો. શિવાજીની વાક્પટુતાની શક્તિ અસાધરણ હતી. તેની વાત સાંભળી ત્રણે ભાઈઓ શિવાજીને

આધીન રહી તેને મદદ કરવાને તૈયાર થયા.

આવી રીતે શિવાજીએ એક પછી એક ઘણા કિલ્લા પોતાને હસ્તગત કર્યા. પણ તેનાં નામ અત્રે લખવાની કાંઈ જરૂર નથી. ઈ. સ. ૧૬૪૮ માં શિવાજીના કામદાર આબાજી સોનદેવે કલ્યાણનો કિલ્લો અને કલ્યાણીનો આખો જિલ્લો જીતી લીધો. તે ઉપરથી બિજાપુરના સુલતાને ગુસ્સે થઈને શિવાજીના પિતા શાહજીને બંદીખાનામાં પૂરી હુકમ કર્યો કે અમુક વખતમાં શિવાજી તાબે નહિ થાય તો બંદીખાનાના ઓરડાનો દરવાજો પથ્થરથી ચણાવી બંધ કરવામાં આવશે. શિવાજીએ દિલ્લીશ્વરને તાબે થઈ પિતાનો પ્રાણ બચાવ્યો; પરંતુ ચાર વર્ષ સુધી શાહજીને બિજાપુરમાં બંદીખાનામાંજ રાખ્યો હતો.

જાવલીના રાજા ચંદ્રરાવને શિવાજીએ પોતાના પક્ષમાં આણવા તથા મુસલમાનોની આધીનતારૂપી શૃંખલા તોડી નાખવા માટે ઘણો સમજાવ્યો. પણ જ્યારે તેણે કાંઈ માન્યું નહિ ત્યારે શિવાજીએ પોતાનાં માણસો મારફત ચંદ્રરાવને અને તેના ભાઈને મરાવી નાખ્યા અને એકાએક રાત્રે ઘેરો નાખી જાવલીનો કિલ્લો કબજે કર્યો. એજ વર્ષમાં(૧૬૫૬)તેણે પ્ર-

તાપગઢ નામનો એક નવો કિલ્લો બંધાવ્યો અને પોતાના સર્વથી મોટા મંત્રી સામાજી પંતને પેશવાનો ખિતાબ આપી ત્યાં મુકરર કર્યો. બે વર્ષ પછી સામાજી કોંકણ માં ફતેહખાનથી હાર્યો તેથી શિવાજીએ તેને નકામો જાણી પદચ્યુત કરી મોરો ત્રિમલ પિંગળેને પેશવા તરીકે નીમ્યો. મોરો ત્રિમલની ઓળખાણ પહેલાં કરાવી છે.

આ વેળાએ બિજાપુરના સુલતાને શિવાજીનો સમૂળો નાશ કરવાનો વિચાર કરી અને અફજલખાન નામના એક પ્રખ્યાત વીરને ૫૦૦૦ ઘોડેસ્વાર અને ૭૦૦૦ પેદળ અને ઘણી તોપો આપી શિવાજીની સામે મોકલ્યો. નીકળતી વેળાએ અફજલખાન અભિમાનથી એમ બોલ્યો કે જલદીથી તે બળવાખોરને સાંકળથી બાંધીને સુલતાનના પાયતખ્તની પાસે લાવીશ. (ઈ. સ. ૧૬૫૬.)

બીજાપુરના લશ્કરની સાથે યુદ્ધ કરવાની પોતાની શક્તિ નથી એમ સમજી શિવાજીએ સલાહ કરવાની પ્રાર્થના કરી. આ ઉપરથી અફજલખાને ગોપીનાથ નામના એક બ્રાહ્મણને શિવાજીની પાસે પ્રતાપગઢમાં મોકલ્યો.

શિવાજી અસાધારણ વાક્ચતુર હતો. તેણે ગોપીનાથને ઘણીક રીતે સમજાવીને કહ્યું "આપ બ્રાહ્મણ છો, આપ મારા શ્રેષ્ઠ છો, મારી વાત સાંભળો. મેં જે કર્યું છે તે સર્વ હિંદુઓને તથા હિંદુ ધર્મને માટે કર્યું છે. ભવાની દેવીએ મને બ્રાહ્મણ અને ગાયની રક્ષા કરવા માટે ઉત્તેજના કરી છે. હિંદૂ દેવ અને દેવાલયનો નાશ કરનારાઓને સજા કરવાની અને સ્વધર્મના શત્રુની વિરૂદ્ધ આચરણ કરવાની મને આજ્ઞા આપી છે. આપ બ્રાહ્મણ છો. ભવાનીની આજ્ઞાને પુષ્ટી આપો. અને પોતાના જાતીય અને દેશીય લોકમાં સ્વચ્છંદે રહો હું જય મેળવીશ તો આપને વંશપરંપરા ગામો આપીશ." ગોપીનાથ આ સઘળી વાતચીતથી સંતુષ્ટ થઈને શિવાજીને મદદ આપવા કબુલ થયો. છેલ્લે એમ ઠર્યું કે કાર્યસિદ્ધિને માટે અફ્જલખાનની સાથે શિવાજીને કોઈ જગાએ મળવું અવશ્ય છે.

પછી પ્રતાપગઢના કિલાની પાસે શિવાજી તથા અફ્જલખાનની મુલાકાત થઈ. ખાનના પંદરસેં સિપાઈ કિલ્લાથી થોડે છેટે રહ્યા. તે પોતે ફક્ત એક નોકરની સાથે પાલખીમાં બેશીને નિર્દ્ધારેલા ઘરમાં આવ્યો.

શિવાજીએ તે દહાડે સવારે ઉઠીને સ્નાન પૂજાદિ કરી સ્નેહીમાતાના ચરણમાં મસ્તક મૂકીને તેના આશીર્વાદ ની પ્રાર્થના કરી. લોખંડનું બખતર પહેરી રૂતું બદન પહેર્યું અને માથા ઉપર લોઢાની ટોપી ઘાલી તેના ઉપર પાગડી વીંટાળી કિલ્લામાંથી નીચે ઉતર્યો એને પોતાના બાળમિત્ર તાનાજી માલૂસરેને સાથે લઈને અફ્જલખાનની પાસે આવ્યો અને ભેટવાને બ્હાને અફ્જલખાનના શરીરમાં વાઘ નખ ઘોંચી ખંજરથી તેનો પ્રાણ લીધો. તરત શિવાજીની છૂપી રહેલી સેનાએ ખાનના લશકરને હરાવી નસાડ્યું. અન્નાજીદત્ત નામના શિવાજીના પ્રખ્યાત કામદારે પાન્નાલા અને પવનગઢના કિલ્લા તાબે કર્યા અને શિવાજીએ વસંતગઢ અને વિશાળગઢ તાબે કર્યું; અને બીજાપુરના સેનાપતિ રૂસ્તમ ઝમાનને લઢાઈમાં હરાવી ઠેઠ બિજાપુરના દરવાજા સુધી જઈ દેશ લૂટી લાવ્યો.

બિજાપુરની સાથે લઢાઈ ત્રણ વર્ષ સુધી ચાલી, પંરંતુ કોઈનો વિશેષ જય થયો નહિ. આખરે ઈ૦ સ૦ ૧૬૬૨ માં શાહજીએ વચ્ચે પડી બિજાપુરના સુલતાન અને શિવાજી વચ્ચે સલાહ કરાવી. શાહજી

જ્યારે શિવાજીને મળવા આવ્યો ત્યારે શિવાજીએ પિતૃભક્તિની પરાકાષ્ટા દેખાડી હતી. પોતે ઘોડાઉપરથી ઉતરીને પિતાને રાજાના પ્રમાણે નમ્યો. પિતાની પાલખીનીસાથે ચાલ્યો, અને પિતાએ બેસવાની આજ્ઞા કર્યાથી તેની સાથે ન બેસતાં સામે બેઠો. કેટલાક દિવસ પુત્રની પાસે રહી શાહજી પરમ સંતુષ્ટ થઈ બિજાપુર ગયો. શિવાજી પિતાની કરેલી સલાહથી વિરૂદ્ધ આચર્યો નહિ અને શાહજી જીવ્યો ત્યાં સુધી શિવાજી તથા બિજાપુર વચ્ચે લઢાઈ થઈ નહોતી.

ઈ૦ સ૦ ૧૬૬૨ માં સલાહ થઈ હતી તે આગળ લખવામાં આવ્યું છે. એજ વર્ષમાં મુગલોની સાથે લઢાઈ જારી થઈ. આ કથાનો આરંભ પણ એજ સમયે થાય છે. મુગલોની સાથે લઢાઈમાં ઉતરતી વખતે આખો કોંકણ દેશ શિવાજીએ તાબે કર્યો હતો અને તેની પાસે સાત હજાર ઘોડેસ્વાર અને પચાસ હજાર પેદલ એટલી સેના હતી.



# પ્રકરણ ૯મું

## શુભકાર્ય સંપાદન.

સૂર્ય અસ્ત થવા આવ્યો છે. સિંહગઢના કિલ્લાની અંદર લશ્કર ગુચચુપ તૈયાર થાય છે. એટલું ગુપચુપ તૈયાર થાય છે કે કિલ્લાની બહારનાં માણસો પણ કિલ્લાની અંદર શું થાયછે તે જણાવા પામતા નથી.

કિલ્લામાંહેની એક ઉંચી જગાપર કેટલાક મહા યોદ્ધા ઉભા છે. તે જગા ઉપરથી કિલ્લાનો દેખાવ ઘણોજ રમણીય દેખાય છે કિલ્લાની નીચે પૂર્વ દિશાએ સુંદર નીરા નદી વહે છે. નદીની આસપાસની જગાએ વસંત કાળનાં નવાં પુષ્પપત્ર અને દુર્વાથી સુશોભિત થઇ મનોહર રૂપ ધારણ કર્યું છે. ઉત્તર તરફ મોટાં મોટાં ખેતરો આવી રહ્યાં છે તેમાં લીલાછમ અનાજના છોડો અસ્ત પામતા સૂર્યના કિરણથી ઉજ્જવળ દેખાય છે. ઘણે દૂર વિસ્તીર્ણ પુના નગરની ઝાંખી થાય છે. યોદ્ધાઓની નજર બહુધા તે દિશા તરફ રહેતી હતી. આજ રાત્રે પુનામાં જે ભયાનક બનાવ બનવાનો છે તેમો તેઓ વિચાર કરતા હતા. તેમાંથી કોઈ દક્ષિણ અને પશ્ચિમ તરફ જોતું તો, નજર પહોચતી ત્યાં સુધી

ઊંચા પહાડોની અનંત પરંપરા કાંતો નીલ મેઘમાળામાં જડી દીધેલી દેખાતી, અથવા તો અસ્તાચલચૂડાવલંબી સૂર્યનાં કિરણમાં અપૂર્વ શોભા આપતી હતી. પરંતુ યોદ્ધાઓના હાવભાવ ઉપરથી જણાય છે કે તેઓ સૃષ્ટિના આ ચમત્કારમાં મુગ્ધ થઈ તે વિશે વિચાર કરતા નથી, તેઓ તો કોઈ બીજા વિચારમાં મશગૂલ છે.

લડાઈમાં તથા ઘણા સાહસિક કામમાં ઘણા દિવસનું ઈચ્છેલું ફ્લ એકદમ મેળવી શકે અથવા તો તેમાં સમસ્ત નાશ થઈ જાય તેની પહેલાં ક્ષણભર તો ઘણુંજ હિંમતવાન હૃદય પણ ચિંતાતુર અને સ્તંભિત થાય છે. એ ન્યાયે આજે કાંતો શાઈસ્તખાન અને મોગલ લશ્કર છિન્ન ભિન્ન થઈ પરાજય પામશે, અથવા તો અસમ સાહસથી મરાઠાનો સૂર્ય એકદમ હમેશના અંધકારમાં લીન થશે, એવો વિચાર એ યોદ્ધાઓના હૃદયમાં આવવા લાગ્યો. કોઈએ પણ આ વિચાર બ્હાર જણાવ્યો નહિ. ભવાનીના આશીર્વાદથી અવશ્ય જય થશે એવું સર્વ કહેતા હતા. તથાપિ જ્યારે મુગા મુગા યોદ્ધા એકમેકની તરફ જોતા હતા, ત્યારે કોઈના પણ મનનો ભાવ છૂપો રહી શક્યો ન-

હિ. શિવાજી કેવળ વીશ પચીશ સિપાઈ લઈને શત્રુના લશ્કરમાં જઈને આક્રમણ કરવાનો છે. શિવાજીએ પણ આવું ભયાનક કામ આગળ કદી માથે લીધું હતું કે નહિ એ સંદેહનો વિષય છે. ત્યારે યોદ્ધાનાલલાટ પળને માટે પણ ચિંતા મેઘાચ્છન્ન કેમ નહિ થાય. ?

ઉપલા વીરમંડળમાં બહુદર્શી પેશવા મોરો ત્રિમલ પિંગળે હતો. નાની ઉમ્મરમાં તે શિવાજીના પિતા શાહજીને આધીન રહી લડાઈનો ધંધો શીખ્યો હતો. શિવાજીના પક્ષમાં આવ્યા પછી પ્રતાપગઢનો આશ્ચર્યકારક કિલ્લો તેણે બાંધ્યો હતો. તેને ચાર વર્ષ થયાં પેશવાનું પદ મળ્યું હતું. એ અરસામાં તેણે એ પદની યોગ્યતા વિશેષ રૂપથી દેખાડી આપી હતી. અફ્જલખાનની શિવાજીએ હત્યા કર્યા પછી મોરોપંતે તેની સેનાને ઘેરીને પરાજ્ય પમાડી હતી. પછી મોગલોની સાથે યુદ્ધારંભ થયો ત્યારથી તે પેદલ સેનાનો સરનોબત અર્થાત્ સેનાપતિ થયો હતો. યુદ્ધમાં શૂર, વિપત્તિમાં સ્થિર, સલાહ આપવામાં બુદ્ધિમાન્ અને દૂરદર્શી અને કાર્યમાં દક્ષ એવો કામદાર અને ખરો મિત્ર શિવાજીને મોરોપંત શિવાય બીજા કોઈ નહોતો.

આબાજી સોનદેવ નામે ત્યાં એક બીજો દૂરદર્શી

અને લડવામાં કુશળ બ્રાહ્મણ હતો. તેણે ઈ. સ. ૧૬૪૮માં કલ્યાણીનો કિલ્લો અને કલ્યાણ જિલ્લો હાથ કરી લીધો હતો અને હમણા રાયગઢનો પ્રસિદ્ધ કિલ્લો બાંધવાના કામમાં તે ગુંથાયો હતો.

પ્રખ્યાત અન્નાજીદત્ત પણ આજે સિંહગઢમાં હતો. ચાર વર્ષની આગમજ તેણે પન્નાલા તથા પવનગઢના કિલ્લા હાથ કર્યા હતા, અને શિવાજીના કામદારોમાં એ એક પ્રધાન અને કામકાજ કરવામાં ચતુરમાં ખપતો હતો.

ઘોડેસ્વારનો સરનોબત્ અર્થાત સેનાપતિ નેતાજી પાલકર સિંહગઢમાં નહોતો. તેણે કેવી રીતે મોગલ લશ્કરની સામે જઈ ઔરંગાબાદ અને અહમદનગર ધુળધાણી કરી નાખ્યાં હતાં તે આપણે શાઈસ્તખાનની સભામાં ચાંદખાનના મુખથી સાંભળ્યું છે. સિંહગગઢમાં હમણા કેવળ થોડાક ઘોડેસ્વાર સિપાઈઓ ગુર્જર નામના એક હાવિલદારના તાબામાં હતા.

આગલા પ્રકરણમાં શિવાજીના બાલ્યકાળના ત્રણ માઉલી મિત્રોનાં નામ આપ્યાં છે. તેમાંથી બાજી રાવ ફસલકર ત્રણવર્ષ થયાં મરી ગયો હતો. તાનાજી માલૂસરે અને યેસજી કંક આજે સિંહગઢમાં હાજર

હતા. બાલ્યકાલની મિત્રતા અને જુવાનીની ભારે હિંમત એઓ હજી સૂધી વિસર્યા નહોતા. એઓ શિવાજીને પોતાના પ્રાણની પેઠે ચહાતા હતા. રાત્રે સેંકડો પહાડી કિલ્લાપર ગુપચુપ ચઢીને તાબે કરવામાં તેઓ તેની સાથે સામેલ હતા.

સૂર્ય આથમ્યો છે. સંધ્યાની છાયા આસ્તે આસ્તે જગતમાં પ્રસરતી જાય છે. તે વેળાએ પણ બહાદુરો કિલ્લાના બુરજ ઉપર ઉભા હતા. એટલામાં શિવાજી ત્યાં આવી ચઢ્યો. એ વેળાએ તેનું મ્હો ગંભીર અને દૃઢ પ્રતિજ્ઞાવાળું જણાતું હતું. તેના મ્હોં ઉપર ભયની કાંઈ પણ નિશાની જોવામાં આવતી નહોતી. આંખ તેજસ્વી હતી. પહેરેલાં કપડાંની નીચે બખતર પહેરી લઈ હથિયાર પણ સજ્યાં હતાં. આજની રાત્રે અસમ સાહસિક કામ કરવાને માટે તૈયાર થયો હતો તેથી તેની દૃષ્ટિ સ્થિર હતી.

શિવાજી આવતાંજ ધીરે ધીરે બોલ્યો "સઘળી તૈયારી થઈ છે હવે મિત્રો જવાની રજા આપો."

થોડીકવાર સુધી સઘળા મુગા રહ્યા. પછી મોરોપંત બોલ્યો "આપે શું એવું નક્કીજ કર્યું છે કે આજે રાત્રે સોનદેવ, અન્નાજી કે હું એ ત્રણમાંથી કો-

ઈને પણ સાથે લઈ જશો નહિ? મહાત્મન્! વિપદ્-
ની વેળાએ અમે ક્યારે આપનો સંગ છોડ્યો છે?"

શિવાજી "પેશવાજી! ક્ષમા કરો. હવે વધારે કહે-
શો ના. આપનું સાહસ, આપનું પરાક્રમ, અને આ-
પની બુદ્ધિ મારાથી અજાણ્યાં નથી; પરંતુ આજ તો
માફ કરો. ભવાનીની આજ્ઞાથી મેં આજે ભયાનક
પ્રતિજ્ઞા કરી છે. આજે કાંતો હું એકલોજ આ કાર્ય
પૂરૂં કરીશ કે કાંતો આ અકિંચિત્કર પ્રાણનો ત્યાગ ક-
રીશ. જય મેળવું એવો આશીર્વાદ દ્યો. ભોગજોગે
જો અમંગળ બનાવ બન્યો અને આજના કાર્યથી
મરણ નિપજ્યું તો પણ તમે ત્રણ બચશો તો આખા
મરાઠા દેશનું સર્વસ્વ રહેશે. મારી સાથે તમારો પણ
નાશ થશે તો બીજા કોની દૂરદર્શી બુદ્ધિથી દેશ રહેશે?
કોના બાહુબળથી સ્વતંત્રતા રહેશે? હિંદુ ગૌરવનું કોણ
રક્ષણ કરશે? જવાની વેળાએ કાંઈ કહેશો ના."

ઉપરનાં શિવાજીનાં વાક્યો સાંભળીને પેશવા સમ-
જ્યો કે હવે સાથે લઈ જવાનું કહેવું વૃથા છે; તેથી તે કાંઈ
બોલ્યો નહિ. શિવાજી પેશવાને સંબોધીને બોલ્યો,

"મોરોપંત, તમે પિતાજીની પાસે કામ કર્યું છે,
તેથી તમે મારા પિતા સમાન છો. આશીર્વાદ દ્યો કે

હું આજે જયલાભ કરૂં. બ્રાહ્મણનો આશીર્વાદ અવશ્ય ફળે છે. આબાજી! અન્નાજી આશીર્વાદ ઘો. હું હવે કામપર જાઊં છું." સઘળાઓએ રડતી આંખે વિદાયગિરી આપી.

ત્યારબાદ શિવાજીએ તાનાજી અને યેસજીને સંબોધન કરીને કહ્યું "મિત્રો! જવાની રજા આપો.."

બન્ને જણા ખેદથી થોડી વાર તો મુગા રહ્યા. પણ પછી તાનાજી બોલ્યો "પ્રભુ! શા અપરાધથી અમને સાથે લઈ જવાની ના કહો છો? કિયા રાતના કામમાં કે દુર્ગજયની વેળાએ અમે આપની જોડે નહોતા? આગલા બનાવો યાદ કરો. કોંકણમાં આપની સાથે કોણ ફરતા? પહાડના શિખર ઉપર, તળેટી ઉપર, પહાડની ખીણમાં, નદી કિનારે કોણ આપની જોડે દિવસે શિકાર કરતા અને રાતે એકઠા સૂતા? કોણ કિલ્લો જય કરવાની મસલતમાં સામેલ રહેતા? યેસજી, મરણ પામેલો બાજી અને આ નોકર એજ હતા. બાજી આપના કામમાં જખમી થયો હતો. અમારી પણ એવીજ ઈચ્છા છે. અમને તમારી જોડે આવવાની અનુમતિ આપો. જયલાભ કરશો તો આપના આનંદથી અમે આનંદિત થઈ શું. દૈવયોગે કદા-

ચ યુદ્ધમાં આપ ખપ આવ્યા તો અમે અહિં રહ્યાથી શો લાભ થશે? અમારી એવી બુદ્ધિ નથી કે અમે પછી રાજકાર્યમાં કાંઈ મદદ કરીએ. આપના બાલ્યમિત્રોને સાથે લેવાની ના પાડશો ના."

તાનાજીની આંખમાં આંસુ આવેલાં જોઈ શિવાજીએ મુગ્ધ થઈને તેને અને યેસજીને આલિંગન કરી કહ્યું "ભાઇ! તમને આપવા જેવું મારી પાસે કાંઈ નથી; જલદીથી લઢાઈમાં જવાની તૈયારી કરો." આ સાંભળીને બન્ને જણા વિદ્યુત્ ગતિથી નીચે ઉતર્યા. વરસાદની ઋતુમાં સાંજની વખતે જેમ કાળા રંગનાં વાદળાંના ઢગલે ઢગલા એકઠા થાય છે તેમ ત્યાં આગળ સિપાઈઓનાં ટોળે ટોળાં સજ્જ થઈ આવતાં હતાં. શિવાજી અંતઃપુરમાં ગયો.

દુઃખી જીજી એકલી એક ઓરડામાં ચિંતાતુર વદને આજની વિપત્તિમાં પુત્રની રક્ષા કરવા માટે ઈશ્વરની પ્રાર્થના કરતી હતી, એટલામાં શિવાજી આવીને બોલ્યો "માતા! આશીર્વાદ દો રજા લઉ છું."

જીજી સ્નેહ પૂર્ણ સ્વરથી બોલી! "બેટા! આમ આવ. એકવાર તને આલિંગન કરવા દે. તારી વિપદ્નો ક્યારે છેડો આવશે.? મારો શોક અને ચિંતા કયારે

બંધ પડશે?"

શિવાજી "માજી! આપના આશીર્વાદથી હું વિપદ્માંથી બચ્યો છું અને આપના આશીર્વાદથી યુદ્ધમાં જય પામ્યો છું."

જીજી "બેટા! વિજયી થા. ભવાની તારી રક્ષા કરો" એમ ફરી સ્નેહથી શિવાજીના માથા ઉપર હાથ મુક્યો અને તેની આંખોમાંથી પાણીની ધારો વહેવા લાગી. શિવાજીએ બીજા સર્વની વિદાયગેરી લીધી તે વેળા સુધી તેની દૃષ્ટિ સ્થિર અને સ્વર અકંપિત રહ્યો હતો; પણ હવે તે સ્થિર રહી શક્યો નહિ, અને તેની આંખો આંસુથી ભરાઈ ગઈ. ઉદ્વેગ કંપિત સ્વરથી તે બોલ્યો "સ્નેહમયી માતા! આપજ મારી દેવી છો. ભક્તિ ભાવથી ચિર કાલ આપની પૂજા કરતો રહું, અને આપના આશીર્વાદથી સઘળી વિપદ્ને તુચ્છકારૂં એવું ઈચ્છું છું." આટલું કહીને તે વીરશ્રેષ્ઠ માને પગે લાગ્યો અને માતૃસ્નેહના પવિત્ર અશ્રુવારિથી માતાના પગને ધોયા.

જીજીએ પુત્રને હાથ પકડીને ઉઠાડ્યો અને સજળનયને વિદાય કરતી વખતે બોલી, "બેટા! હિંદુધર્મનો જય કર; દેવરાજ શંભુ તારો મદદગાર થશે," શિવાજી રડતી આંખે આસ્તે આસ્તે બહાર નિકળ્યો.

આખી સેના સજ થયલી હતી. શિવાજી કાંઈ પ-ણ બોલ્યા વિના ઘોડાઉપર સવાર થયો અને આખું લશ્કર ગુપચુપ દરવાજામાંથી બહાર નિકળ્યું.

દરવાજામાંથી નિકળતી વેળાએ એક ઘણી ન્હાની ઉમ્મરનો યોદ્ધો શિવાજીની પાસે આવીને નમ્યો. શિવાજીએ તેને ઓળખ્યો તેથી પૂછ્યું, "રઘુનાથજી હાવિલદાર તમારે શું કહેવું છે."

રઘુનાથ "પ્રભુ, જ્યારે હું તોરણાગઢમાંથી પત્રાદિ લાવ્યો ત્યારે આપે પ્રસન્ન થઈને ઈનામ આપવા કહ્યું હતું.

શિવાજી "આજના કઠણ કામના આરંભમાં શું ઈનામ માગવા આવ્યાછો?"

રઘુનાથ " એટલુંજ માગવું છેકે આજના કઠણ વ્યાપારમાં સામેલ થવાની મને પરવાનગી આપો. પ-ચીસ માઉલી યોદ્ધાની સાથે પુનામાં જશો તો દાસને તેમની જોડે આપનીસાથે આવવાની આજ્ઞા આપો."

શિવાજી "શામાટે જાણીજોઈને સંકટ માથે હોરી લે છે? તારે આ કામમાં એવી તે શી પરવાછે.

રઘુનાથ "રાજન્! હું સામાન્ય સિપાઈ માત્રછું, તો મારે તે વળી વિશેષ પરવા શી હોય? એટલુંજ

છે કે મારૂં આ દુનીઆમાં કોઇ નથી. બીજા માણસો મરશે તેનાં સગાવહાલાં શોક કરશે. હું મરીશ તો મારે માટે ખેદ કરનાર એક પણ માણસ નથી. જો માલીકને કાર્યદ્વારા સંતુષ્ટ કરૂં, અને જીવતો પાછો આવું તો ભવિષ્યમાં મારૂં મંગળ થાય એમ છે.

જેના ગુચ્છાદાર કાળા વાળ તેની ભ્રમરવિનિંદિત આંખની ઉપર રમ્યાં કરેછે, જેના બાળક સરલ ઉદાર મુખમંડળમાં યોદ્ધાની સ્થિર પ્રતિજ્ઞા વિરાજી રહી છે તેવા આ અલ્પવયસ્ક યોદ્ધાનાં આવાં વાક્ય સાંભળી શિવાજી સંતુષ્ટ થયો અને રઘુનાને સાથે આવવાની રજા આપી. આથી રઘુનાથ નમીને ઘોડા ઉપર સવાર થયો.

મશાલ સળગાવે વા કાંઈ ગડબડાટ થાય તો પુનામાં શિવાજીની મતલબ જણાઈ આવે એટલા માટે શિવાજીએ અંધારામાંજ ગુપચુપ પોતાનું લશ્કર સિંહગઢથી તે પુનાસુધી આખે રસ્તે ઠેરવેલે સ્થાને ગોઠવી રાખ્યું.

આ કામ પુરૂં થયા પછી જ્યારે રાત્રીનો ગાઢ અંધકાર વ્યાપ્તમાન થયો ત્યારે શિવાજી, તાનાજી, અને યેસજી માત્ર ૨૫ માઉલીઓને લઈ પુનાની પાસેના

એક મોટા બગીચામાં જઈ છુપાઈ ગયા. રઘુનાથ છાયાની પેઠે શિવાજીની પછવાડેને પછવાડેજ રહ્યો.

તે બગીચાની આંબાવાડીમાં આંબાની છાયાને લીધે અંધકાર વિશેષ વ્યાપ્યો હતો. સંધ્યાકાળના શીતલ વાયુથી તે આબાવાડીમાં પાંદડાંનો ખડખડાટ થવા લાગ્યો. સંધ્યાકાળના મુસાફરો તે આંબાવાડીની પાસે થઈને પુનાની તરફ જતા હતા. પરંતુ તેઓએ ધનઘોર અંધકાર શિવાય બીજું કાંઇજ દીઠું નહિ તેમ પાંદડાંના અવાજ શિવાય બીજું કાંઈ સાંભળ્યું પણ નહિ.?

ધીમેધીમે પુના શહેરની ગડબડ બંધ પડી. દીવાઓ ઓલવાઈ ગયા. નિસ્તબ્ધ શહેરમાં કેવળ ચોકીદારોના કોઈ કોઈ વખતે સંભળાતા અવાજ અથવા શિયાળવાંના શબ્દ શિવાય બીજું કશું સંભળાતું નહોતું.

એકાએક શિવાજીને કાને વાઘનો અવાજ પડ્યો તેથી તેનું હૃદય ચમક્યું. જ્યાંથી અવાજ આવતો હતો તે તરફ જોયું તો જણાયું કે અવાજ શહેરમાંની કોઇ ગલીમાંથી આવેછે.

ફરી અવાજ કાન ઉપર પડ્યો. ફરી તે તરફ જોયું તો ઘણાં માણસો મશાલો લઈને વાજું વગાડ-

તા મ્હોટે રસ્તે આવેછે એમ જણાયું. આ સમૂહ તે પોતે નક્કી કરી રાખેલો વરઘોડો હતો.

વરઘોડો ધીમેધીમે પાસે આવતો ગયો. પુનાને ફરતો કોટ નથી તેથી વરઘોડો ઘણે દૂરથી દેખાવા લાગ્યો હતો. રસ્તામાં લોકોની ઠઠ ઠીક જામી હતી, અને તરેહવાર જાતનાં વાજાંથી ઘણોજ અવાજ થતો હતો. વરઘોડામાં કેટલાક ઘોડેસવાર અને કેટલાક પગે ચાલનારા હતા.

શિવાજીએ ગુપચુપ પોતાના બાલ્યમિત્રો તાનાજી અને યેસજીને આલિંગન કર્યું અને એક એકની સામે જોઇ રહ્યા. કદાચ આ આપણી છેલ્લી મુલાકાત હશે, એવો ભાવ સઘળાના મનમાં જાગ્રત થયો અને આંખ ઉપર પણ જણાયો. પરંતુ કાંઈ પણ બોલ્યા શિવાય શિવાજી અને તેના માણસો તે વરઘોડામાં ભળી ગયા.

વરઘોડો શાઈસ્તખાનના ઘરભણી ચાલ્યો. ઘરમાંની સ્ત્રીઓ બારીમાંથી વરઘોડો જોવા લાગી. આસ્તે આસ્તે વરઘોડો ચાલ્યો ગયો, અને સ્ત્રીઓ પણ સુઈ ગઈ. વરઘોડામાંથી આશરે ત્રીશેક માણસો ખાન સાહેબના ઘરની પાસે છુપાઈ ગયા. આસ્તે આસ્તે સઘળી ગડબડ પણ મટી ગઈ ત્યારે શુભકાર્યનું સંપાદન થયું.

રાત્રિ વધારે ગઈ. ઘરની એક બારી બઅરચી-ખાના ઉપર પડતી હતી, ત્યાં ધીમે ધીમે અવાજ સભળાવવા લાગ્યો. ખાન સાહેબના કુટુંબની સ્ત્રીઓ સઘળી ઉંઘે ઘેરાયલી હતી તેથી એ શબ્દ સાંભળ્યા છતાં તેમણે કાંઈ દરકાર રાખી નહિ.

એક પછી એક ઈંટ ખસવા લાગી, અને તેની સાથે માટી પણ પડવા લાગી. સ્ત્રીઓને સંશય આવ્યાથી ત્યાં જોવા આવી. એટલામાં તો ભીંતમાં પાડેલા બાકોરામાં થઈને એક પછી એક એમ ઘણા યોદ્ધા ઘરમાં પેઠા. સ્ત્રીઓ ભયભીત થઈ ચીસો પાડવા લાગી. આ વખતે ખાનસાહેબને શિવાજી સલાહ કરવાની અરજ કરેછે એવું સ્વપ્નું આવ્યું હતું. તે સ્ત્રીઓની ચીસોથી ઝબકી ઉઠયા. તપાસ કરતાં માલમ પડયું કે શિવાજી પુનાનો કબજો લઈ પોતાના ઘર ઉપર ચઢી આવ્યો છે.

નાસવામાટે એક દરવાજા તરફ શાઈસ્તખાન આવ્યો, પણ ત્યાં આગળ બખ્તર પહેરેલા યોદ્ધા ઉભેલા દીઠા, તેથી ત્યાંથી નિકળી બીજા દરવાજા તરફ ગયો. તે દરવાજો પણ શિવાજીના માણસોથી બંધ થયલો જોયો, તેથી તે એકદમ પોતાના સુવાના

ઓરડામાં પાછો આવ્યો અને ડરથી તેનાં બારણાં બંધ કરી દીધાં અને બારીવાટે નાશી જવાની તૈયારી કરવામાં ગુંથાયો. એટલામાં પાસેના ઓરડામાં હર હર મહાદેવની બુમો સાંભળી. નવાબનો મહેલ ઘેરાયો એવા બુમાટો ચારે બાજુએ ફેલાઈ ગયો. મહેલના પહેરેગીરો એકાએક ઘેરાઈ ગયાથી દિગ્મૂઢજેવા થઈગયા હતા; તેમાંના ઘણા જખમી થયાહતા અને કેટલાક મરી ગયા હતા; તથાપિ બાકી રહેલા માણસો શાઈસ્તખાનનું રક્ષણ કરવા માટે દોડતા આવ્યા અને માઉલીને ચારે બાજુથી ઘેરી લીધા.

જલદીથી ભયાનક શબ્દથી મહેલ ગાજી રહ્યો. કોઈ ઓરડામાં દીવા ઓલવી નાખી અંધારામાંજ માઉલીઓ નિશાચરોની પેઠે બુમો પાડી હત્યા કરતા હતા. કોઈ ઓરડામાં મશાલના અજવાળામાં હિંદુ અને મુસલમાનો લઢતા હતા. તોડાતાં બારી બારણાંના અવાજથી, હુમલો કરનારાઓના વારંવાર ઉલ્લાસ શબ્દથી અને જખમી થયલાના ચીત્કારથી મહેલ પરિપૂરિત થયો. એટલામાં શિવાજી હાથમાં તરવાર લઈને જ્યાં લઢાઈ ખૂબ જામી હતી ત્યાં છલંગ મારી આવી પહોંચ્યો. એને દેખતાંજ “ સનાતન ધર્મનો

જય થાઓ!" એવી ગર્જના કરી માઉલીઓ ગાજી ઉ-ઠ્યા અને ધસારો કરી મોગલ પહેરેગીરોને ન્હસાડ્યા. શિવાજી તરવારના મારથી દરવાજો ભાગી નાખી શાઈસ્તખાનના સૂવાના ઓરડામાં પેઠો.

સેનાપતિનો બચાવ કરવા માટે કેટલાક મોગલો દોડી આવ્યા તેમાં શિવાજીએ મૃત ચાંદખાનના બહાદુર પુત્ર સમશેરખાનને સૌને મોખરે દીઠો. પોતાના પિતાને જેણે અપમાન આપ્યું હતું અને જેને માટે તેનો પ્રાણ ગયો હતો તેનુંજ રક્ષણ કરવામાં પોતાનો પ્રાણ આપવાને તૈયાર થયલા પુત્રને જોઈ શિવાજી જરા થોભ્યો અને તરવાર મ્યાનમાં રાખી બોલ્યો "જુવાન તારા પિતાનું લોહી મારી શમશેરપર હજુ સુધી પણ તાજું છે માટે તારો જીવ-લેવા ઈચ્છતો નથી જવાનો માર્ગ આપ"

સમશેરખાનની આંખ આગની પેઠે લાલચોળ થઈ ગઈ અને "કાફર! ખૂન કરનારને આજ સજા જોઈએ!" એમ બોલી તરવાર ઉગામી. શિવાજી પોતાનો બચાવ કરી શકે તે પહેલાં તો સમશેરખાનની તેજદાર તરવાર તેના માથા ઉપર આવી. શિવાજીએ પ્રાણની આશા છોડી ઈષ્ટ દેવતા ભવાનીનું સ્મરણ કી-

ધું. નિમેષ માત્રમાં એક તરવારથી ખડ્ગધારી સમશેરના બે કટકા થઈ તે પડ્યો. શિવાજીએ પછવાડે ફરી જોયું તો રઘુનાથજી હાવિલદારને ઉભેલો દીઠો.

"હાબિલદાર! આ કામનું મને સ્મરણ રહેશે, આટલું કહીને ત્યાંથી શિવાજી જવા નિકળ્યો.

આ વાત અહીં બનતી હતી એટલામાં શાઈસ્તખાન દોરડાવતે બારીએથી ઉતરી નાશી જતો હતો. કેટલાક માઉલી સિપાઈઓ તેને નાસતો રોકવાને માટે તેણી તરફ દોડ્યા. તેમાંથી એક સિપાઈએ તરવાર ઉગામી તે શાઈસ્તખાનની એક આંગળીમાં વાગ્યાથી તે કપાઈ ગઈ. પરંતુ શાઈસ્તખાન પાછું ફરી ન જોતાં નાઠો. તેનો પુત્ર અબદુલ ફતેહખાન અને સઘળા પહેરેગીરો માર્યા ગયા. આખું ઘર, ઓટલો, વરંડો લોહીથી રંગાઈ ગયો હતો. સ્થાને સ્થાને સિપાઈઓમાંથી કોઈનાં મુખ, કોઈના હાથ, કોઈના પગ, પડેલા હતા; સ્ત્રીઓની ચીસોથી, જખમીઓના આર્તરવથી આખો મેહેલ ભરાઈ રહ્યો હતો. તોપણ માઉલીઓ મોગલોને મારી નાખવાને ચારેબાજુએ દોડતા હતા. લઢાઈમાં જય મેળવ્યા પછી વૃથા પ્રાણ નાશ થતો જોવું શિવાજીને ગમતું નહિ અને શત્રુનો પ્રાણ નાશ ન થાય તેને માટે

તે યત્નશીલ રહેતો. તેથી પોતાના નાઉલીઓને બોલાવાને તેણે કહ્યું "આપણું કામ પૂરૂં થયું છે, બીરૂ શાઈસ્તખાન હવે આપણી જોડે યુદ્ધ કરશે નહિ. હવે જલદીથી સિંહગઢ તરફ ચાલો."

અંધારી રાત્રે શિવાજી અનાયાસે પુના બહાર નીકળ્યો અને સિંહગઢની તરફ કુચ કરી. લગભગ બે કોશ ગયા પછી મશાલ સળગાવવાનો હુકમ કર્યો. હુકમ થતાંજ ઘણી મશાલો સળગી; એના અજવાળાથી શાઈસ્તખાનને જાણ્યું કે મરાઠાઓ વગર હરકતે સિંહગઢમાં જઈ પહોચ્યા છે.

બીજે દિવસે એક મોટું લશ્કર સિંહગઢપર ચઢી આવ્યું. ગઢના રક્ષકોએ તેને પાસે આવવા દીધું; પરંતુ તેમણે કિલ્લાની તોપના ગોળાનો માર ચલાવ્યો તેથી છિન્ન ભિન્ન થઈને તે પાછું ફર્યું. એનો લાભ લઇ કરતોજી ગુજર પોતાના મરાઠા ઘોડેસ્વાર લઈ ઠેઠ પૂના સુધી તેની પાછળ ગયો.

ન્હાની સરખી લઢાઇમાં પરાભવ પામ્યાથી સાહસિક યોદ્ધા મ્હોટા યુદ્ધમાં પરાભવનું કલંક ધોઇ નાખવા તલપી રહે છે. શાઈસ્તખાન સારો યોદ્ધો નહોતો. તેણે ઔરંગઝેબને એક કાગળ લખ્યો તેમાં

પોતાના લશ્કરની ઘણીજ નિંદા લખી અને જસવતસિંહ પૈસાથી વશીભૂત થઈને શિવાજીના પક્ષમાં ભળ્યો છે એમ જણાવ્યું. ઔરંગજેબે બન્નેને નકામા સમજી પાછા બોલાવી લીધા. અને પોતાના પુત્ર સુલતાન મોઆજીમને દક્ષિણમાં મોકલ્યો, પણ પાછળથી તેની મદદમાં જસવતસિંહને ફરી મોકલ્યો.

આ બનાવ પછીના વર્ષમાં વિશેષ કાંઈ લઢાઈ થઈ નહોતી. ઈ૦ સ૦ ૧૬૬૪ ના આરંભમાં શિવાજીનો પિતા શાહજી મરણ પામ્યો. શિવાજીએ સિંહગઢમાં તેની મરણ ક્રિયા કરી. પછી રાયગઢમાં જઈ રાજા નામ ધારણ કરી પોતાના નામના શિક્કા પડાવ્યા. આપણે હવે આ નવા ભૂપતિની રજા લઈએ.

પાઠક! તોરણાગઢમાંથી નીકળ્યે આપણને ઘણા દિવસ થયા છે. માટે ચાલો આ ટાણે એકવાર તે કિલ્લાની મુલાકાત લઈએ અને ત્યાં શું થાય છે તે જોઈએ.



## પ્રકરણ ૧૦ મું.

### આશા.

જે દિવસે રઘુનાથ તોરણા ગઢમાં આવ્યો હતો, જે દિવસે તેનુ હૃદય ઉન્મત્ત થયું હતું, તે દિવસે એક બાલિકાનું હૃદય પ્રથમ પ્રેમની આનન્દમયી લેહેરોમાં નાચતું હતું. અગાશી ઉપરથી સાંજે જ્યારે સરયુની દૃષ્ટિ એકાએક તે તરૂણ યોદ્ધાના ઉપર પડી ત્યારે તે મુગ્ધાનું હૃદય અજ્ઞાત પૂર્વ ઉદ્વેગથી એકદમ ચમકી સ્તંભિત થયું હતું. બીજી વખત જોયું ત્યારે તેનું ઉદાર વદનમંડળ યુદ્ધવેશધારી ઉન્નત તરૂણ અવયવ જોઈ પ્રથમ પ્રેમના તરંગ વેગમાં બાલિકાનું હૃદય ઉછળવા લાગ્યું હતું.

રઘુનાથને ભોજન પીરસવા આવી તે વખતે તેનું હૃદય ઉદ્વેગ પરિપૂર્ણ હતું તેની પછવાડે ઉભી હતી ત્યારે તે તેના દેવવિનિંદિત અવયવની તરફ જોયાં કરતી હતી. વખતે શૂન્ય હૃદય થઈ જડભરતની પેઠે ઉભી રહી હતી. જરૂરની વખતે સંમુખ આવતી ત્યારે પણ તે પ્રેમ વિદગ્ધા બાલિકા આંખ ફેરવી શકી નહોતી. જ્યારે ચારે આંખો મળી હતી ત્યારે બાલિકા લજ્જા-

વનતવદના થઈ ધીરે ધીરે ત્યાંથી ખશી ગઈ હતી.

ખશી ગઈ હતી ખરી, પરંતુ હૃદયમાં એક નવોજ ભાવ ઉદય થયો હતો. તે વિચારવા લાગી કે રઘુનાથ મારી તરફ સોદ્વેગ દૃષ્ટિ શા માટે કરી હશે? રઘુનાથે વિચલિતચિત્તથી ખાતો હતો તે શાથી? તેણે દીર્ઘ નિશ્વાસ નાખ્યો હતો તે શા માટે? તેના હાથ ધ્રુજતા હતા તે શા કારણથી? જગદીશ્વર! શું એ દેવપુરૂષે આ અભાગિનીને પોતાના મનમાં સ્થાન આપ્યું છે!

બીજે દિવસે પેલા તરૂણ યોદ્ધાને જોયો ત્યારે ફરીને સરયુનું હૃદય, મન, પ્રાણ સર્વ તે તરફ દોડયાં હતાં. જ્યારે રજા લઈને યોદ્ધા ઘોડેસવાર થઈને ગયો ત્યારે સરયુનું ચેતન હૃદય તેની સાથેજ ગયું. કેવળ જડદેહ પ્રથ્થરની મૂર્તિની પેઠે તે મંદિરમાં ઉભી રહી. યુદ્ધ ક્ષેત્રમાં યોદ્ધા પડયો પુરૂષનું મન ઉચ્ચાભિલાષમાં, યુદ્ધના ઉલ્લાસમાં ફુલાવા માંડ્યું. બિચારી બાલિકા એકલી બારીની પાસે ઉભી ઉભી છાનીંમાની અશ્રૂધારા પાડ્યાં કરતી. તેનું હૃદય નિઃશબ્દે વિદીર્ણ થતું હતું.

બાલિકા આ વાત કેવી રીતે કહે? આ મર્મભેદી દુઃખ કોને જણાવે?

ઘણીવાર સુધી બાલિકા બારીમાં ઉભી રહી. ઘો-ડો અને ઘોડેસવાર ઘણીવાર થયાં ચાલ્યા ગયા છે, પ-રંતુ બાલિકા નિષ્પંદ દૃષ્ટિએ તે દિશા તરફજ જોઈ ર-હી છે. સૂર્યના પ્રકાશથી પર્વતપરંપરા ઘણે દૂર સુધી દેખાય છે. તેઉપરનાં વૃક્ષો સમુદ્રની લહરીની પેઠે વાયુથી હાલે છે. પહાડોનાં શિખરમાંથી સ્થાને સ્થાને પાણીના ધોધ પડી તેજ નિર્મળ નદી રૂપે વહે છે. ત-ળેટી ત્યાં આવેલા ગામની ઝુંપડીઓથી અને લીલા ગાર ખેતરમાંથી સુંદર દેખાય છે. અને સ્વચ્છ આકા-શમાંથી સૂર્ય પોતાનાં સુંદર કિરણો ફેંકી એ મનોહર દેખાવ તરફ ધ્યાન ખેંચે છે. પરંતુ સરયુ એ સૃષ્ટિલી-લા કાંઈ દેખતી નહોતી. તેનું મન તો આ દેખાવને તુચ્છ ગણી જે રસ્તે રઘુનાથ ગયો હતો તે તરફ દો-ડયું હતું. જોઈ જોઈને બાલિકા બીજું કાંઈ જોઈ શકી નહિ; તેની આંખ પાછી આંસુથી ભરાઈ આવી, જ-લદીથી આંસુની ધારાથી તેના ગાલ ભીંજાઈ ગયા. બાલિકાના હૃદયના શતધા કટકા થતા હતા.

શૂન્ય હૃદયથી સરયુબાળા સંસારના કાર્યમાં લા-ગી. સ્નેહમયી કન્યા પિતાની સેવા ચાકરીમાં પ્રવૃત્ત થ-ઈ. તેના હૃદયની ચિંતા કોઈને કહેવાય એવી નહોતી.

તેના પ્રફુલ્લ વદન ઉપર મ્લાનતાની છાયા પથરાઈ. ધીરે ધીરે તે પૂર્વવત્ કાર્યમાં નિયુક્ત થઈ. ધીરજ રમણીનો સર્વથી મોટો ગુણ છે. ધીરજનો સ્ત્રીઓ બાલ્યકાળથીજ અભ્યાસ કરે છે. આ ભયાનક સંસારનાં નાના પ્રકારના શોક દુ:ખમાં, પીડામાં, યાતનામાં, ભયાનક ઉદ્વેગમાં નારી ધીરજને ધારણ કરીને સંસારનાં કાર્યનો નિર્વાહ કરે છે. અસહ્ય શોકથી -હૃદય દળાઈ જતું હોય તો પણ તે છુપાવી હસ્તે મુખે સ્વામીની સેવા કરે છે. દુર્વહનીય પીડાને તુચ્છ ગણીને સ્નેહમયી સયત્ને સંતાનનું લાલનપાલન કરે છે. સાંભળ્યું છે કે પ્રાચીન કાળમાં તપસ્વીઓ ઈન્દ્રિય સુખને તુચ્છ ગણી આનંદથી હજારો યાતના સહન કરતા હતા. પરંતુ જ્યારે હું સંસારની તરફ નજર ફેકુંછું, અને પ્રેમમયી સ્ત્રીને હજારો યાતના, હજારો દુ:ખ, હજારો અપમાન સહન કરતાં છતાં પણ સ્વામીની પ્રત્યે એકનિષ્ઠાવાળી જોઉ છું, માયાળુ માતા પીડા, દારિદ્રય, સંસારનાં અસંખ્ય અને અસહ્ય દુ:ખ ઉમંગથી સહન કરી પુત્ર કન્યાઓનું સયત્ને લાલન પાલન કરતી જોઉ છું ત્યારે હું તપસ્વીઓની વાત ભૂલી જાઉ છું. સંસારમાં ગૃહિણીતાપસીઓની સહનશીલતા જોઈને

આશ્ચર્ય પામું છું. સરયુબાળા સ્ત્રી છે, તેથી જન્મથીજ સહનશીલતાનો ગુણ તેનામાં છે; તે પિતાની સેવા ચાકરીમાં, સંસારનાં કાર્યોમાં ગુંથાઈ અને હૃદયનો ઉદ્વેગ કોઈને ન જણાવતાં હૃદયમાં ધારણ કરવા લાગી.

સાંજે પિતાની ભોજન કરવાની વેળાએ તે પાસે બેસતી; પોતાને હાથે પિતાનું બિછાનું પાથરતી. પછી ધીરે ધીરે પોતાના સૂવાના ઓરડામાં જતી. રાત્રિએ તે બારીમાં જઈને બેશી રહેતી. પાછું પ્રભાત થતું, દિવસ જતો અને સાંજ પડતી. આવી રીતે એક અઠવાડિયું ગયું, મહીનો થયો પણ તે તરૂણ યોદ્ધા ફરી આવ્યો નહિ; તેમ તેની કાંઈ ખબર પણ મળી નહિ. સરયુબાળા તે પહાડી રસ્તાની તરફજ જોતી રહી હતી.

---

## પ્રકરણ ૧૧ મું.

### ચિંતા.

જનારધન સરળ સ્વભાવનો હતો. આખો દિવસ તે શાસ્ત્ર વાંચવામાં તથા દેવપૂજામાં ગાળતો. પ્રભાતમાં અને સાયંકાળે કિલ્લેદારને મળવા જતો.

કોઈ વખતે ઘરમાં રહેતો. તે પોતાની આ એકની એક કન્યાને ઘણું ચહાતો હતો. ખાતી વેળાએ તેને પાસે નહિ જોતો તો તે ખાઈ શકતો નહિ. રાત્રે કોઈ કોઈ વેળાએ તે શાસ્ત્રમાંની વાતો વાંચતો ત્યારે સરયુ પાસે બેશી તે સાંભળતી. બાકી તો તે ઘણું કરીને પોતાના કામમાં ગુંથાયલો ને ગુંથાયલો રહેતો. કન્યા પણ પૂર્વવત્ પિતાની સેવા ચાકરી કરતી ને ઘરનું કામ કાજ સંભાળતી. તેના હૃદયની ચિંતા તથા કોઈ કોઇ વેળાના તેના થોડા મ્લાન મુખ તરફ જનારધનનું લક્ષ પણ જતું નહિ.

બાલિકાના હૃદયમાં જે ભાવનો એકદમ ઉદય થાય છે, તે ઝાઝા દિવસ ટકી શકતો નથી. પણ સરયુના હૃદયમાં જે ભાવ એકદમ ઉત્પન્ન થયો હતો, તે એક અઠવાડિયામાં અથવા એક મહીનામાં વિલુપ્ત થઈ જવાનો સંભવ નહોતો. જો સરયુને મા, ન્હાના ન્હાના ભાઈ, બહેન, અથવા સખી હોત, અથવા સગાં વહાલાં ઘણાં હોત તો તે માતાને જોઈને અથવા રમતમાં રત થઈને નવો ભાવ વિસરી જાત. પરંતુ સરયુ જન્મથીજ એકલી હતી. પિતા શિવાય તેણે પોતાના માણસ તરીકે કોઈને કદી પણ જોયો ન-

હોતો. તેથી બાલ્યકાળથીજ તે ધીર, શાંત અને ચિંતાશીલ બની હતી. ફુટતા યૌવનકાળમાં જે રૂપ જોઈને એકદમ સરયુનું મન ચંચલ અને હૃદય ઉન્મત થયું, અપૂર્વ સુખની અભિલાષા થઈ તે રૂપનાજ વિચારમાં તે નિમગ્ન થઈ. દિવસે, સાંજે, પ્રભાતમાં તેનાજ વિચાર આવવા લાગ્યા. આથી તે મૂર્ત્તિ વિલુપ્ત નહિ થતાં તેની છાપ હૃદયમાં વધારે ને વધારે ઉંડી પડવા લાગી.

સરયુ પેલા તરૂણ સેનાપતિના વિચારમાંજ લીન રહેતી. એક વખત તેને લાગતું કે પોતાને પ્રિય થઈ પડેલો તરૂણ યોદ્ધો ઉલ્લાસમાં મગ્ન થયો છે, કિલ્લાઓને તાબે કરે છે, શત્રુઓનો ધ્વંસ કરે છે, વિક્રમ અને બાહુબળથી વીરનામ વેચાતું લે છે. એ વેળા તે શું આ અભાગિનીને યાદ કરે છે? "હમેશાં મને યાદ રાખશો" એવું કહ્યું હતું તે શુ તેને હજુ યાદ છે? પુરૂષનું મન, નાના પ્રકારના કાર્યમાં, નાના પ્રકારના વિચારમાં, નાના પ્રકારના શોકમાં અને નાના પ્રકારના ઉલ્લાસમાં સર્વદા ગુંથાયલું રહે છે. તેમનું જીવન આશાથી પૂર્ણ છે. આજે એક કામ તો કાલે બીજું સિદ્ધ કરીશ, એવી નાના પ્રકારની આશામાં તેનું જીવન ચાલ્યું

જાય છે. તેની આશા ગમે તો ફળે અથવા ન ફળે તો પણ તેનું જીવન સર્વદા ઉલ્લાસપૂર્ણ રહે છે. રાજદ્વારમાં, યુદ્ધક્ષેત્રમાં, શોકગૃહમાં, અથવા નાટકશાળામાં, નાના પ્રકારના કામમાં, અને નાના પ્રકારના વિચારમાં તેનું હૃદય ગુંથાએલું રહે છે. પરંતુ અભાગિની નારીને શું હોય છે? પ્રેમ અમારૂં જીવન છે, પ્રેમ અમારૂં જગત્ છે.જીવિતેશ્વર! મને નિરાશ કરશો મા. એટલામાં ધીરે ધીરે આંસુનાં બિન્દુ સરયુના ગાલ ઉપર પડ્યાં.

ફરી વિચાર આવ્યો; તરૂણ યોદ્ધા શું હમણા આ અભાગિનીનો વિચાર કરતો હશે? આ ઉમ્મરમાં શું તેનું મન સ્થિર હશે? હાય! નવા નવા આનંદને લીધે મ્હારી વાત ઘણા દિવસથી ભૂલી ગયો હશે. તેને શું રમણીની ખોટ છે? સુખનો શું અભાવ છે? નવીન યોદ્ધા આટલા દિવસમાં આ અભાગિનીને ભૂલી ગયો હશે. હાય! નદીની લહેરો પાસેના ફુલોને લઈને ક્ષણકાલ રમે છે, તેથી પુષ્પ આનંદથી નાચે છે. પછી તેજ લહેર ક્યાંની ક્યાં ચાલી જાય છે, પુષ્પ સૂકાઈ જાય છે, પરંતુ પાણી પાછું ફરતું નથી! અમારૂં હૃદય, અમારૂં જીવન પુરૂષની રમતની વસ્તુ છે! પળમાં તેમની રમત પૂરી થાય છે, અને રમ-

ણીનું સમસ્ત જીવન ખેદ અને દુઃખથી પરિપૂર્ણ થઈ રહે છે! સરયુએ ફરી અશ્રુપાત કર્યો.

રાત્રે જ્યારે ઉન્નત દુર્ગ અને ચારે બાજુની પર્વતમાળા ચંદ્રના સુધાકિરણમાં શાન્ત સૂતાં હતાં, ત્યારે નીલ આકાશ અને શુભ્ર ચંદ્રની તરફ જોતાં જોતાં બાલિકાના હ્રદયમાં કેટલા ભાવ ઉદય પામતા હતા તે કોણ કળી શકશે? તેને એમ ભાસ્યું કે તે પહાડી રસ્તા ઉપરથી એક નવીન ઘોડેસવાર આવે છે. તેનો ઘોડો સફેત રંગનો છે. ઘોડેસવારના ગુચ્છાદાર કાળા વાળો કપાળ ઉપર તેમજ આંખ ઉપર આછા આછા આવી રહ્યા છે. તે કિલ્લામાં આવીને ઘોડા ઉપરથી ઉતરે છે. તેના માથા ઉપર કસબી ફેંટો, બલિષ્ટ સુગોળ બાહુમાં સોનાના બાજુબંધ અને જમણા હાથમાં લાંબી તરવાર છે. યોદ્ધો ફરી ખાવા બેઠો છે. પોતે તેને ભોજન પીરસે છે. રાત્રિએ અગાશીમાં પોતે પેલા યોદ્ધાનો હાથ પકડી એકવાર પોતાના મનની વાત કહે છે. તેની પ્રશાંત શીતલ છાતીપર પોતે મુખ છુપાવી એકવાર પેટ ભરીને રુવે છે. આહા! તે દિવસ શું ફરી આવશે? તે આનંદમય પ્રતિમા શું સરયુ હવે ફરી જોશે?

વિચારને કાંઈ છેડો હોતો નથી. અગાધ સમુદ્રના તરંગની પેઠે એક પછી એક વિચાર આવે જાય છે. સરયુને ફરી વિચાર આવ્યો. જાણે યુદ્ધ થઇ રહ્યું છે. તરૂણ સેનાપતિએ ઘણી ખ્યાતિ મેળવી તેથી તેને મ્હોટું પદ પ્રાપ્ત થયું છે, તથાપિ તે મને ભૂલ્યો નથી. પિતા તેની સાથે જાણે મ્હારો વિવાહ કરવાને રાજી થયા છે. જાણે ઘર માણસોથી પરિપૂર્ણ થયું છે, ચારે બાજુએ દીવા બળે છે, વાજાં વાગે છે, ગીતો ગવાય છે અને બીજું વધારે શું થાય છે તે પોતે સારી રીતે જોઈ કે જાણી શકતી નથી. પોતે કંપિત દેહથી જાણે પેલી દેવમૂર્ત્તિની પાસે બેઠી છે; યુવકનો હાથ જાણે પોતાના સ્વેદયુક્ત કાંપતા હાથમાં રાખ્યો છે. રાત્રે જાણે તેજ જીવિતેશ્વરની પાસેજ હોયને. ઓહો! આનંદથી પોતાનું હ્રદય ખીલે છે, આનન્દાશ્રુ પોતાનાથી રોકી શકાતાં નથી. પેલા વીરના શીતલ હ્રદયમાં માથું રાખી પોતે ઘડિયે ઘડિયે રોયાં કરે છે. સરયુ! સરયુ! ઘેલી થઈશ ના.

ફરી વિચાર આવ્યો. રઘુનાથે ખ્યાતિ મેળવી નથી. રઘુનાથે ઉપાધિ પ્રાપ્ત કરી નથી. રઘુનાથ આગળના જેવો દરિદ્ર છે, પરંતુ પોતે તેજ પરમ ધ-

નને મેળવ્યું છે. પર્વતની નીચે જે સુંદર તલેટી દેખાય છે, જ્યાં શાંતવાહિની નદી ચંદ્રના પ્રકાશમાં ધીરે ધીરે વહે છે. જ્યાં લીલાગાર સુંદર વિશાળ ખેતરો ચંદ્રના પ્રકાશમાં સૂતાં છે, તે રમણીય સ્થાનમાં એક ન્હાની સરખી ઝુંપડીમાં સરયુ રહે છે! સૂર્ય આથમ્યા પછી પોતાને હાથે રસોઈ કરી અને જાણે યત્ન પૂર્વક જીવિતનાથને માટે જમવાની સઘળી તૈયારી કરી રાખી છે. પોતે ઝુંપડીની સામે સુંદર દૂર્વા ઉપર દૂરના ખેતર ભણી નજર માંડી બેઠી છે. પાસે બાળક રમે છે. તે દિશા તરફથી આખા દિવસની મહેનત કર્યા પછી એક દીર્ઘકાય પુરૂષ ઝુંપડીની તરફ આવે છે. તેને જોઈ પોતાનું ન્હદય આનંદથી કુદવા લાગ્યું છે; પોતે બાળકને ખોળામાં લઈને ઉભી થઈ છે. તેં પુરૂષશ્રેષ્ઠે આવી પહેલાં બાળકને ને પછી બાળકની માતાને પ્રગાઢ આલિંગન કરી ચુંબન કર્યું. છે. સરયુનું માથું ભમવા લાગ્યું. સરયુ ધન માન ચહાતી નથી, સોના રૂપાને ચહાતી નથી, ખ્યાતિ પદ ચહાતી નથી. ભગવન્! સરયુને એક ન્હાની સરખી ઝુંપડીમાં પણ પેલા પુરૂષશ્રેષ્ઠને આપો એટલે બસછે.

અડધી રાત્રે થાકીને સરયુ પેલી અગાશીમાંથી જ-

ઈ સૂતી; ઘણા વખત સુધી સૂતી તેટલામાં ભયાનક સ્વપ્નું આવ્યું. ભયાનક યુદ્ધ ચાલી રહ્યું છે. રણક્ષેત્ર માં હજારો મોગલ, હજારો મરાઠાઓનાં છિન્ન મસ્તક અને છિન્ન બાહુ પડેલા છે. લોહીની નીક વહી ચાલી છે. ક્ષેત્રમાં તે નવીન યોદ્ધા ઘવાઈ પડેલો છે. તેની છાતીમાંથી લોહીનો પ્રવાહ ચાલે છે અને તેની નિસ્તેજ આંખો સરયુની તરફ જુવે છે. સરયુ કંપાયમાન થઈ અને ચીસ પાડી જાગી ઉઠી. ઉઠીને જુવે છે તો સૂર્યનો ઉદય થએલો છે. આખા શરીર ઉપર પરસેવાના ઓબે ઝોબા છુટયા છે અને તે થરથર કાંપતું હતું. તેનો લાંબો ચોટલો હાથ, ખભા અને છાતીપર વિખરાઈ ગયો હતો.

આવી રીતે એક મહીનો, બે મહીના, ત્રણ મહીના ચાલ્યા ગયા. પરંતુ તે નવીન યોદ્ધા આવ્યો નહિ. ગ્રીષ્મઋતુના પછી વર્ષાઋતુ આવી. ત્યારપછી સુંદર શરત્કાલે શુભ્રચંદ્ર અને તારાવલીથી જગતને સુધાપૂર્ણ અને શાંત કર્યું, પરંતુ સરયુનું તપ્ત હ્રદય શાંત થયું નહિ. શિયાળો આવ્યો તેપણ વહી ગયો. ફરી મધુમય વસંતકાળ આવ્યો, તેથી પુષ્પો દેખાવવા લાગ્યાં. વૃક્ષે વૃક્ષે પાંદડાં મંજરિત થયાં, પરંતુ

આગલા વસંતમાં સરયુએ જે મધુમય મૂર્ત્તિ દીઠી હતી, તે મૂર્ત્તિ મધુકાલની સાથે પાછી આવી નહિ.

વર્ષ ચાલ્યું ગયું. સરયુ તે પહાડી રસ્તાની તરફજ જોતી રહી, પરંતુ તે માર્ગપર તે નવીન યોદ્ધા નજરે ડચો નહિ.

# પ્રકરણ ૧૨ મું.

## નિરાશા.

કેટલાક મહીનાની ચિંતામાં ને ચિંતામાં આખરે સરયુનું શરીર દુર્બલ થઈ ગયું. મુખ મ્લાન થયું. બન્ને આંખોમાં કાળાશ આવી. પહેલાંનું જે લાવણ્ય જોઇને કિલ્લાનાં તમામ માણસો આશ્ચર્ય પામતાં હતાં. તે પ્રફુલ્લ લાવણ્ય હાલમાં તેનું નહોતું. શરીર સૂકાયલું, હોઠ ફીકા, આંખ જ્યોતિ વિનાની થઈ હતી. શરીરમાં સ્ફુર્તિ નહોતી. મનની પણ પ્રફુલ્લતા જતી રહી હતી. જનારધન કોઈ કોઈ વખતે સ્નેહથી પૂછતો "સરયુ! તારૂં શરીર કેમ સૂકાતું જાય છે? તને ખાવા પીવામાં કેમ રૂચિ થતી નથી?" પરંતુ સરયુ કંઈ પણ જવાબ આપતી નહોતી. પિતા કાંઈ

જાણે નહિ એટલા માટે તે જરા હસીને વાત ફેરવી નાખતી, તેથી સરળ સ્વભાવ જનાધન કંઈ જાણી શકતો નહોતો.

પરંતુ જેમ આગ કપડામાં ઢંકાયાથી તે કપડાંને બાળે છે તેમ યત્નથી છુપાવેલી ચિંતા સરયુના હૃદયને ધીરે ધીરે બાળવા લાગી. શરીર આગળના કરતાં દુર્બલ થવા માડ્યું. વદને પાંડુવર્ણ ધારણ કર્યો. આંખો ઉંડી પેશી ગઈ. બાલિકાનું શરીર હવે આ ચિંતા સહન કરી શક્યું નહિ, તેથી સરયુ સંકટ-જનક પીડામાં ફસાઇ પડી. ભયાનક તાવ શરીરને બાળવા લાગ્યો. બાલિકા જ્વાલાથી તફડતી "પાણી" "પાણી" કહેવા લાગી. કોઈ કોઈ વખતે તો બે-શુદ્ધ થઈ નાના પ્રકારનો લવારો પણ કરતી.

આથી જનારધન ઘણોજ ભયભીત થયો. પરંતુ તેનું કારણ તે જાણતો નહોતો. સરયુને શરીરની પીડા છે એમ સમજીને પ્રસિદ્ધ વૈદ્યને બોલાવીને કન્યાને ઔષધ અપાવ્યું.

બાલિકાનું શરીર જોઇને વૈદ્યો પણ ગભરાયા. તેનું શરીર કોઈ કોઈ વેળા પરસેવાથી ભીંજાયલું અને કોઈ વખતે શીતથી કંટકિત થયલું

જણાતું હતું. સર્વદા તે બેશુદ્ધ થઇને પડી રહેતી હતી. નાના પ્રકારની વાતો મનની સાથે કરતી હતી. પરંતુ તે વાત હવે એવી તો જલદીથી અને અસ્પષ્ટ રીતે કરતી કે તે કોઈ સમજી શકતું નહોતું.

ન્હાની લોહી વિનાની આંગળીઓ સર્વદા હાલ્યા કરતી. કોઇ કોઇ વેળા તે હાથ લાંબા કરતી અને વચ્ચે વચ્ચે કંપાયમાન થઈ જતી. કોઈ કોઈ વખતે મ્હોટી બુમો પાડી ઉઠતી.

અરે ! આ રોગીના મનમાં કિયે સમયે કિયા પ્રકારના વિચાર આવતા હશે, તેના સ્વપ્નામાં કેટલી જાતની આકૃતિનો આર્વિભાવ થતો હશે તે કોણ કહી શકશે ?

રોગી કોઈક વાર પોતાની સામે વિસ્તીર્ણ મરૂભૂમિ જોતી. રેતીના રણમાં પવનના સુસવાટ ચાલી રહ્યા છે. સૂર્યના સખત તડકાથી રેતી ગરમ થઈ છે, તેવી મરૂભૂમિમાં, તેવા સખત તડકામાં પોતે એકલી જાય છે. હાય! હાય! તરસથી ગળું સૂકાઈ જાય છે; પાણી ! પાણી ! એક ટીપું પાણી આપીને પ્રાણ બચાવો, એમ બૂમો પાડે છે. શરીરની ચામડી બળે છે. તે મરૂભૂમિમાં ઝાડ નથી, ગામ નથી; કેવળ ગ-

રમ રેતીજ છે. પોતાના પગ બળે છે. આકાશમાં વાદળાં નથી, અથવા જે કાંઈ છે તેથી વધારે ગરમી થાય છે. પોતાને કોણ પાણી આપશે ? એકાએક અટ્ટહાસ્ય સંભળાયું. પોતે આકાશ તરફ જોયું તો દીઠું કે રઘુનાથ તેનું કષ્ટ જોઈને મશ્કરી કરીને હસે છે. પોતે ક્રોધથી અને ખેદથી ગર્જ્જના કરી ઉઠી. સૂતેલી રોગી બુમો પાડી જાગી ઉઠી; તેથી વૈદ્યો ગભરાયા.

ફરી સ્વપ્નું આવ્યું કે એક ગાઢા નિર્જન વનમાંથી પોતે વેગથી જાય છે એવામાં એક વાઘ એની પછવાડે દોડે છે. તેથી બુમો પાડતી પાડતી પોતે ન્હાસે છે. તેના શબ્દથી વન પ્રતિધ્વનિત થાય છે. જંગલના કાંટાઓથી શરીર જખમી થયું છે. પગમાં પણ કાંટા ભાગ્યા છે, પરંતુ પોતે ભયથી ઉભી રહી શકતી નથી. શરીરમાં, પગમાં લાહ્ય બળે છે. કોઈપણ રીતે આ જ્વાળા નિવારણ થઈ શકતી નથી. એકાએક પેલા પુરૂષ શ્રેષ્ઠને પોતાની સન્મુખ ઉભેલો દીઠો. તેણે પોતાને ડાબે હાથે પકડી રાખી અને જમણે હાથે તરવાર ચલાવી વાઘને મારી નાખ્યો. આથી સરયુનો પ્રાણ શીતલ થયો; દુર્બલ રોગીની અસ્થિરતા દૂર થઈ, અને તેથી તેને ઘોર નિદ્રા આવી. વૈદ્યો આ સા-

રૂં ચિન્હ જોઈ તે દહાડે ચાલ્યા ગયા.

આવી રીતે લગભગ એક મહીના સુધી રોગગ્રસ્ત અને બેશુદ્ધ થઈ પડી હતી. કોઈ કોઈ વખતે રોગ એવું ભયંકર રૂપ પકડતો કે વૈદ્યો પણ તેના જીવનની આશા છોડતા. જનારધન પોતાની સ્રીના મરણ પછી સર્વદા ઉદાસીન રહી શાસ્રાનુશીલનમાં અને પૂજાદિ કાર્યમાં રત રહેતો હતો. એક દહાડો પણ તે શાસ્ર વાંચવાથી નિવૃત્ત રહેતો નહિ. પરંતુ સંસારની માયા કોને કહે છે તે તે આજે સમજ્યો. વૃદ્ધ દિલગીર ચહેરે સરયુ બાળાના બિછાના પાસે બેશી રહેતો. સ્નેહમયી કન્યાને માટે તેનું હૃદય શોકથી ઉછળતું હતું. તે કન્યાના મુખ તરફ જોયાં કરતો. રાત્રે નહિ ઊંઘતાં તેની સેવા ચાકરી કરતો. ઘણે દિવસે, ઘણા યત્નથી, અને ઔષધ ખવાડ્યાથી રોગ થોડો થોડો દૂર થવા લાગ્યો. ઘણેક દિવસે સરયુ પથારીમાંથી ઉઠી અને ખાધું. અહિંથી તહિં થોડું થોડું ફરવાને પણ તે સમર્થ થઈ, પરંતુ તે વેળાએ પણ વદનમંડળ એકીવારે ફીકું હતું, અને શરીરમાં રક્ત માંસ કાંઈજ રહ્યું નહોતું.

રાત ચોડી ગઈ છે; ક્ષીણ દુર્બલ સરયુ અગાશી-

માં બેશી ગ્રીષ્મકાલનો મન્દ મન્દ નૈશ વાયુ સેવન કરે છે. તે હમણા પણ ઘણીજ ક્ષીણ છે, શરીરની જ્વાળા હજી પણ સંપૂર્ણરૂપે ગઈ નથી. એ વાસ્તે વાયુ સેવન કર્યાથી આરામ જણાય છે.

ધીરે ધીરે ગઈ ગ્રીષ્મઋતુની વાત યાદ આવવા લાગી. જે યુવક તેને વૃથા આશા આપી ગયો હતો, તેનીજ વાત સ્મરણમાં આવતી હતી. શરીરની સાથે ચિંતા શક્તિ પણ દુર્બળ, સબબ ચિંતાની તીવ્રતા આગળના જેવી હમણા નહોતી. તો પણ જેમ સરયુ ધીરે ધીરે અગાશીમાં ચાલતી ગઈ તેમ તેમ તેની ચિંતાશક્તિએ પણ ધીરે ધીરે આગલી વાતની સ્મૃતિ જાગ્રત કરી.

રાત્રિના શીતળ મંદ મંદ વાયુથી પણ ધીરે ધીરે પૂર્વની વાત યાદ આવી. ગળામાં પેલી કંઠમાળા લટકી રહી છે. તેની તરફ સરયુ જોવા લાગી. જોતાં જોતાં એક આંસુનું ટીપું સૂકા ગાલ ઉપર પડયું. તે વિચાર કરવા લાગી કે, યદ્યપિ તે મને વિસરી ગયા હશે પણ હું શું તેમને ભૂલી શકીશ? જ્યાં સુધી જીવતી રહીશ ત્યાં સુધી આ કંઠમાળા સયત્ને હૃદયમાં ધારણ કરીશ." વળી એક બીજું આંસુનું ટીપું પડયું. કંઠમાળા

આપતી વેળાએ જે મિઠાં વાક્યો રઘુનાથે કહ્યાં હતાં તે સાંભરી આવ્યાં. રઘુનાથનું મુખમંડળ સાંભરી આવ્યું ને તેની સાથેજ એમ લાગ્યું કે, રઘુનાથ પોતાના મીઠા સ્વરથી ફરી "સરયુ!" એવી હાક મારતો હોયને.

આથી સરયુને રોમાંચ થયો. પછી ખેદથી જરા હશી વિચાર કર્યો "હાય! મેં મારૂં ભાન ગુમાવ્યું છે કે શું? સર્વ સમયે તેમનેજ જોઉં છું. હમણા પણ જાણે તેમણે મને પોતાના મીઠા સ્વરથી મારૂં નામ દઇને બોલાવી હોયને! ભગવાન્! આવી વિડંબના શા માટે કરે છે?"

ફરી તે કોકિલ વિનિંદિત શબ્દે "સરયુ!" એ નામ સંભળાયું. ચમકીને પછવાડે જુએ છે તો રઘુનાથને દીઠો.

---

## પ્રકરણ ૧૩ મું.

### મેળાપ.

જોત જોતામાં રઘુનાથ પાસે આવ્યો. એકદમ નમીને સરયુના પગ પકડી બોલ્યો, "સરયુ! મને ક્ષમા કરો, મારા જેવો પાતકી આ જગતમાં બી-

જો કોઈ નથી, પરંતુ તમે મને ક્ષમા કરો." આંખમાંના આંસુથી સરયુના પગ ભીંજાઈ ગયા.

આનંદથી, આશ્ચર્યથી, અને લજ્જાથી સરયુ વાક્શૂન્ય થઈ ગઈ. રઘુનાથને હાથ પકડીને ઉઠાડ્યો તો ખરો પણ પછી શું કરવું તે જાણી શકી નહિ. પવનથી પીપળપાનની તેવી આનંદથી તેના શરીરની અવસ્થા થઈ. જેના પ્રેમમય મુખનું એક વર્ષથી તે ધ્યાન ધર્યાં કરતી હતી, જેના ઉપર તેણે પોતાનું હૃદય, મન, પ્રાણ સર્વ સમર્પણ કર્યાં હતાં, તે ગુમાવેલા ધનને શું તેણે મેળવ્યું છે?

રઘુનાથે ફરી કંપિત સ્વરથી કહ્યું, "સરયુ! તમે મારા વિચારમાં ને વિચારમાં પીડિત થયાં હતાં. તે પીડામાં તમે મારૂં નામ લેતાં હતાં; અને હું,—હું ક્યાં હતો? સરયુ આ પાપિષ્ટને શું તમે ક્ષમા કરી શકશો?" સરયુએ ચંદ્રના પ્રકાશથી જોયું તો કૃષ્ણ કેશ શોભિત, ઉદાર, દેવનિંદિત મુખ ઉપર રમે છે, તે ભ્રમરનિન્દિત આંખમાંથી અશ્રુ પડે છે! તેથી સરયુની આંખ પણ સૂકી રહેવા પામી નહિ.

રઘુનાથ ફરી બોલ્યો, "અરે રે! આ ફીકું વદન જોયાથી મારૂં હૃદય ફાટી જાય છે, મેં તમને ઘણુંજ દુઃ-

ખ દીધું છે. તમે મને કેવો સમજ્યાં હતાં ?" પછી ધીરે ધીરે પોતાની છાતી ઉપર સરયુના હાથ મૂકી બોલ્યો, "પરંતુ સરયુ! જો તમે મારા -હૃદયનો ભાવ જાણવા પામત, તો તમને જણાત કે સવારના, સાંજે, રાત્રિએ, રણક્ષેત્રમાં, લઢાઈમાં સર્વ કાળ ને સર્વ સ્થળે તમારી આ દેવવિનિન્દિત મૂર્ત્તિનુંજ કેટલું બધું ચિંતન ર્ક્યાં કરતો હતો; અને મારી ખાતરી છે કે તમને મેં જે ભયાનક કષ્ટ આપ્યું છે તે પણ તમે ક્ષમા કરત. જગદીશ્વર! હું શું જાણતો હતો કે સરયુબાળા આ અભાગિયાને માટે ચિંતાતુર છે, આ અભાગિયાને યાદ રાખ્યોછે?"

યુવક ને યુવતી પરસ્પર તરફ જોવા લાગ્યાં. ચારે આંખનું મળવું થયું. ચારે આંખોમાંથી આંસુની ધાર ચાલવા લાગી. બન્નેનું -હૃદય સ્શીત થવા લાગ્યું. સરયુના બે હાથ રઘુનાથે પોતાના હાથમાં પકડ્યા હતા. બન્નેનું -હૃદય ઉભરાઈ જતું હતું. મુખથી કાંઈ વાચાની સ્ફુર્તિ થતી નહોતી. મન, પ્રાણ, અને -હૃદયની વેગવતી ચિંતા સજળ નયન દ્વારા એકબીજાની હકીકત જણાવતી હતી.

ચંદ્ર! રઘુનાથ અને સરયુના ઉપર સુધા વરસા-

વ. તું રાત્રિએ જાગરણ કરી સમસ્ત જુએ છે. પ- રંતુ જગતમાં આવો નિર્દોષ દેખાવ તું કદી પણ જો- વા પામીશ નહિ. તરૂણ વયમાં જ્યારે મન પ્રથમ પ્રે- મના ઉલ્લાસમાં મગ્ન થાય છે, જ્યારે બાલસૂર્યનાં કિરણની પેઠે નૂતન પ્રેમના આનંદકલ્લોલ માનસ જ- ગતમાં રમમાણ થાય છે; જ્યારે ઘણા કાળના વિયોગ પછી પ્રેમી -હૃદય એકમેકને મળી ઉન્મત્ત જેવાં થા- યછે; જ્યારે પરસ્પરના પ્રેમમાં આનંદિત થઇને ઉભય જગતને વિસરે છે, સ્થાન કાળને પણ ભૂલિ જાય છે; દોષ ગુણ વિસ્મૃત થાય છે; નીચે પૃથ્વી છે અને ઉપર આકાશ છે, તે પણ ભૂલિ જાય છે; કેવળ તે પ્રણય સુ- ખ વિના બીજું સર્વ વિસરી જાયછે, ત્યારેજ જાણે આ જગતમાં ઈન્દ્રપુરી અવતીર્ણ થઈ હોય એમ લાગેછે.

ચંદ્ર ! હજુ વધારે સુધા વર્ષણ કર. વાયુ! મન્દ મન્દ વહેવા માંડ; આવા સુખદાયક સ્થલમાં તથા અ- વસરમાં તું કદી પણ વહેતો બંધ થઈશ મા! હું અનુ- ચિત કાર્ય કરૂં છું એમ સરયુ જાણતી નથી. તે એમ પણ જાણતી નથી કે મેં કોઈ પર પુરૂષનો હાથ પકડ્યો છે. કેવળ જે મૂર્ત્તિનું તે એક વર્ષ સુધી ધ્યાન ધર્યાં કરતી હતી, તે મૂર્ત્તિને હું સાક્ષાત્ જોઉં છું એટલુંજ

માત્ર તે જાણતી હતી. કેવળ તેજ નવીન મુખમંડળ, તેજ આંખ, તેજ વાળ, અને તેજ હોઠ જોઉંછું, એટલુંજ માત્ર તે જાણે છે. રઘુનાથ! આ તારૂં કાર્ય શું ભદ્રોચિત છે? રઘુનાથ તે સંબંધી કાંઈ જાણતો નથી. રઘુનાથ માત્ર ઉન્મત્ત થયો છે.

તેજ ચંદ્રના તેજમાં રાત્રિની શાન્તિમાં રઘુનાથે ટૂકામાં પોતાની હકીકત સરયુને જણાવી. સરયુ આનંદિત શરીરે તેની મીઠી વાત સાંભળવા લાગી. એક વર્ષ સુધી રઘુનાથ ઠેકાણે ઠેકાણે ઘણા યુદ્ધમાં ગુંથાઈ રહેલો હતો; સબબ, તોરણાગઢમાં આવવા સારૂ તેને એક દિવસનો પણ અવકાશ મળ્યો નહોતો. હમણા શિવાજીએ રાયગઢમાં જઈ રાજા પદ ધારણ કર્યું છે, દેશશાસન પ્રણાલીમાં મન લગાડયું છે, તેથી રઘુનાથને આવવાની રજા મળી છે. રઘુનાથ હજુ સુધી ગરીબ હાવિલદાર માત્ર છે. તેની કાંઈ નામના થઈ નથી, તેની પાસે ધન નથી, તેણે પદવી પ્રાપ્ત કરી નથી, તો તે સરયુ રત્નને કેવી રીતે મેળવી શકશે? જગદીશ્વર! સહાય થા. રઘુનાથ પ્રયત્નમાં બાકી રાખશે નહિ. રઘુનાથ તે રત્નને મેળવી તેને પોતાના હૃદયમાં ધારણ કરશે, અથવા તો યત્ન કરવામાં પોતાનું અ-

કિંચિત્કર જીવન વિસર્જન કરશે. રઘુનાથ આજેજ કિલ્લામાં આવ્યો હતો. આવતાંજ સરયુના મંદવાડની વાત સાંભળી હતી. તેથી રાત્રે ગુપ્ત રહી એક વખત તેને જોવી એવું ધારીને ધીરે ધીરે અગાશી પર આવ્યો હતો. પરંતુ તેનો ફિક્કો ચહેરો જોઈને પોતાને ગુપ્ત રાખી શકયો નહિ. ધીરે ધીરે નામ ઉચ્ચારણ થઈ ગયું. પાસે આવ્યો તેમાં જો કાંઈ દોષ થયો હોય તો સરયુ તેની ક્ષમા કરજે. તે બીજે દિવસે પાછો જશે. પરંતુ દેહમાં જ્યાં સુધી પ્રાણ રહેશે, ત્યાં સુધી સરયુની ચિંતા, સરયુનું મુખ કદી પણ ભૂલશે નહિ. સરયુને વિનંતિ કરી કે એક વાર આ ગરીબ સિપાઈને માટે ચિંતા કરજે.

આનંદિત મનથી સરયુ મધુર વાતો સાંભળતી હતી. તેનું તાપિત -હૃદય શીતલ થયું. દગ્ધ શરીરમાં શાંતિ આવી. પરંતુ રાત્રિ વધારે થઈ છે, પિતા સૂતા છે, શું રઘુનાથની પાસે બેશી રહેવું ઉચિત છે? આવો વિચાર સરયુના મનમાં આવ્યાથી તે ઉઠી, ધીરે ધીરે રઘુનાથના હાથમાંથી પોતાનો હાથ છોડાવ્યો, અને બોલી—"રઘુનાથ!" આ મિષ્ટ નામ ઉચ્ચારણ કરતાંજ લજ્જાથી અધોવદન થઈ. રઘુનાથનું -હૃદય

નાચવા લાગ્યું. તેથી બોલ્યો, "સરયુ! સરયુ! ફરી એક વાર મિષ્ટ સ્વરથી એ નામે બોલાવો; એક વર્ષની ચિંતા આજે વિસરી જઈશ, એક વર્ષનું કષ્ટ આજે તુચ્છ સમજીશ."

સરયુ લજ્જાને વશ કરી બોલી, "રઘુનાથ! જગદીશ્વર તમને નિરાપદે રાખે, તમને વિજયી કરે! એજ આ અભાગિનીની તેની પાસે પ્રાર્થના છે. એ શિવાય મારે બીજું કાંઈ માગવું નથી. એ શિવાય મારા જીવનમાં બીજી કાંઈ ચિંતા નથી." ધીરે ધીરે સરયુ સૂવાના ઓરડામાં ચાલી ગઇ.

તે દિવસે રઘુનાથ તોરણાગઢમાં રહ્યો. બીજે દિવસે સ્હવારમાં કિલ્લેદારની પાસેથી વિદાયગિરી લઈને ગઢ છોડી નીકળ્યો.

કેટલાક મહિના થઈ ગયા. સરયુની ચિંતા પહેલાંની પેઠે બળવતી થઈ; પરંતુ તે ચિંતા પૂર્વવત્ ખેદયુક્તા નહિ પણ આનંદ અને સુખ સ્વરૂપ હતી. માયાવિની આશા સરયુના કાનમાં કહેતી કે "જલદીથી લઢાઈનો અંત આવશે, જલદીથી રઘુનાથ જયી થશે, ત્યારે તને ભૂલશે નહિ" સરયુના શરીરે પૂર્વવત્ પુષ્ટતા અને લાવણ્ય ધારણ કર્યું. એ જોઈને જનારધન ફરી નિશ્ચિંત

થયો અને ફરીથી શાસ્ત્રાનુશીલનમાં તેણે પોતાનું મન લગાડયું.

કેટલેક મહિને ખબર મળી કે બાદશાહે અંબરાધિપતિ જયસિંહને શિવાજીની સામે લઢાઈ કરવાને મોકલ્યો છે. જનારધન પોતાના આગલા ધણીની મુલાકાત કરવાને ઘણોજ ઉત્સુક થયો. તેથી કિલ્લેદારની અનુમતિ લઈને તોરણાગઢમાંથી જવા નિકળ્યો. જનારધન સરલ-હૃદય અને શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ છે, સબબ તેને શત્રુની છાવણીમાં જવા દેવામાં કિલ્લેદારે અથવા શિવાજીએ કંઈ પણ હરકત કરી નહિ. વળી વિશેષ ભદ્રાચરણથી જયસિંહની સાથે સંધિ કરવાનું વધારે સુતરૂં થઈ પડે; કારણ, તેની જોડે લઢાઈ કરવાને શિવાજી બિલકુલ રાજી નહોતો.

સઘળું નક્કી થયું. જનારધને કન્યાની સાથે તોરણાગઢ છોડયો, તેથી કન્યાનું હૃદય નાચવા લાગ્યું. શા માટે વારૂ?

સરયુનું ચિંતામાલિન્ય દૂર થયું હતું. તેનું લાવણ્ય ખીલીને બહાર નિકળ્યું. તેનું હૃદયાશય ઉછળવા લાગ્યું. સરયુનું મુખ સર્વદા હસતું રહેવા લાગ્યું.

સરયુના આનંદથી પિતા વધારે આનંદિત થયો. બન્ને વગર હરકતે રાજા જયસિંહની છાવણીમાં પહોચ્યાં.

પાઠક ! આપણે તોરણાગઢમાં રહીને હવે શું કરવું છે? ચાલો આપણે પણ ત્યાં જઈએ.

# પ્રકરણ ૧૪ મું.

## રાજા જયસિંહ.

આગળ કહી ગયા છિયે કે ઔરંગજેબે શાઈસ્તખાન અને જસવતસિંહને નકામા જાણી તેઓને બોલાવી લઈ પોતાના પુત્ર સુલતાન મોઆજીમને દક્ષિણમાં મોકલ્યો હતો. પાછળથી તેની સહાયતાને માટે જસવતને ફરી મોકલ્યો હતો. તેઓ પણ કાંઈ વિશેષ ફળ મેળવવા પામ્યા નહિ. તેથી બાદશાહે આખરે તેમને બદલી અંબરાધિપતિ પ્રસિદ્ધ રાજા જયસિંહને અને તેની સાથે દિલાવરખાન નામના એક બહાદુર અફગાન સેનાપતિને દક્ષિણમાં મોકલ્યા. ઈ૦ સ૦ ૧૬૬૫ ના ચૈત્ર માસની આખરે જયસિંહ પુનામાં આવ્યો. શાઈસ્તખાનની પેઠે નિરૂત્સાહ થઈ બેશી નહિ રહેતાં તેણે દિલાવરખાનને પુરન્દરના કિલ્લા ઉપર ચઢી જવાનો હુકમ આપ્યો, અને પોતે સિંહગઢને ઘેરો ઘાલી રાયગઢ સુધી પોતાનું સૈન્ય આગળ વધાર્યું.

શિવાજી હિંદુ સેનાપતિની સાથે લઢાઈ કરવાને રાજી નહોતો, વિશેષે જયસિંહની સાથે. કારણ, જયસિંહનું નામ, તેના સૈન્યની સંખ્યા, તેની તીક્ષ્ણ બુદ્ધિના પ્રતાપ એને બાહુ દંડના પરાક્રમથી શિવાજી અજાણ્યો નહોતો. તેના જેવો ચતુર અને શૂરવીર સેનાપતિ બાદશાહ ઔરંગજેબના સેનાપતિઓમાં બીજો કોઈ નહોતો. તે સમયનો ફ્રેન્ચ મુસાફર બર્નીયર લખી ગયો છે કે આખા ભારતવર્ષમાં જયસિંહના જેવો વિચક્ષણ, બુદ્ધિમાન, દૂરદર્શી માણસ બીજો એક પણ નહોતો. શિવાજી પ્રથમથીજ નિરાશ થયો હતો. તેથી વારંવાર જયસિંહની પાસે સલાહ કરવાનું કહેણ તે મોકલતો હતો. તીક્ષ્ણ બુદ્ધિનો જયાસિંહ ચતુર શિવાજીને સારીપેઠે ઓળખતો હતો, તેથી તેણે એ કહેણ ઉપર વિશ્વાસ રાખ્યો નહિ. આખરે શિવાજીનો વિશ્વાસુમંત્રી રઘુનાથપંત ન્યાયશાસ્ત્રી દૂત વેશે જયસિંહની પાસે આવ્યો; અને રાજાને સારી પેઠે સમજાવી કહ્યું કે, શિવાજી આપની સાથે ઠગબાજી રમતો નથી, તે પણ ક્ષત્રિયછે, ક્ષાત્રોચિત સન્માન કેવી રીતે આપવું તેતે જાણે છે. શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણનાં આ વાક્યો ઉપર રાજા જયસિંહે વિશ્વાસ રાખ્યો. તે

બ્રાહ્મણનો હાથ પકડી બોલ્યો, "દ્વિજવર! આપના વાક્યથી મારી ખાતરી થઈ. રાજા શિવાજીને જણાવજો કે બાદશાહ શિવાજીનો અપરાધ ક્ષમા કરે છે. એટલુંજ નહિ પણ ઘણું સન્માન પણ આપશે. એ માટેનું હું વચન આપુંછું. તમે તમારા પ્રભુને કહેજો કે હું રજપૂત છું, રજપૂતનું વચન નકામું જતું નથી." રઘુનાથે આ આશ્વાસન વાક્યો શિવાજીને આવીને કહ્યાં.

ત્યારપછી વર્ષાકાળમાં એક દિવસ રાજા જયસિંહ પોતાની છાવણીમાં સભા ભરીને બેઠો હતો, એવામાં એક સિપાઈ આવી બોલ્યો, "મહારાજનો જય થાવ! રાજા શિવાજી દરવાજામાં ઉભા છે ને મહારાજને મળવાની વિનંતિ કરે છે." એ સાંભળી સભાસદો આશ્ચર્ય પામ્યા. રાજા જયસિંહ પોતે ઉઠીને શિવાજીને લેવા માટે દરવાજા સુધી ગયો. ઘણા માનની સાથે તેને બોલાવી આલિંગન કર્યું અને તંબુમાં લાવી રાજગાદીપર પોતાની જમણી બાજુએ તેને બેસાડયો.

શિવાજી પણ આવું માન પામી ઘણોજ સન્માનિત થયો. રાજા જયસિંહે થોડીવાર આમતેમ વાતો કરી આખરે કહ્યું, "રાજન્! આપે મારી છાવણીમાં

આવીને મને ઘણું માન આપ્યું છે, આ છાવણી આપે આપના ઘર જેવી ગણવી."

શિવાજી "રાજન્! આ દાસ ક્યારે આપની આજ્ઞા પાળવાથી વિમુખ છે? રઘુનાથપંત દ્વારા આપે દાસને અહિં આવવાની આજ્ઞા કરી હતી, તે પ્રમાણે દાસ હાજર થયો છે. આપના મહત્ આચરણથી હું-જ સંમાનિત થયો છું."

જયસિંહ "હા, રઘુનાથ ન્યાયશાસ્ત્રીને જે કાંઈ કહ્યું હતું તે યાદ છે. રાજન્! મેં જે કહ્યું છે તે હું કરીશ. દિલ્લીશ્વર આપનું વિરૂદ્ધાચરણ ક્ષમા કરશે. આપની રક્ષા કરશે, અને આપને ઘણું માન આપશે, એ વિષયમાં હું વચન આપું છું. રજપૂતની વાત મિથ્યા થનાર નથી."

આવી રીતે થોડીકવાર સુધી વાતચીત થયા પછી સભા બરખાસ્ત થઈ; તંબુમાં શિવાજી અને જયસિંહના શિવાય બીજું કોઈ રહ્યું નહિ. એટલે શિવાજીએ કપટાનંદ ચિન્હને ત્યાગ કર્યું; અને લમણા ઉપર હાથ રાખી વિચારમાં પડચો. જયસિંહે તેની તરફ જોયું તો તેની આંખમાંથી આંસુ પડતાં દીઠાં.

જયસિંહ "રાજન્! જો આપ આત્મસમર્પણ

કર્યાથી ખેદિત થતા હો તો ખેદ કરવો વ્યર્થ છે. આ-પ વિશ્વાસ રાખીને મારી પાસે આવ્યા છો, રજપૂત વિશ્વાસ લાવનાર ઉપર હાથ ઉગામતો નથી. આજ રાત્રે મારી પાયગામાંથી ઘોડો શોધી લ્યો અને તે ઉ-પર બેશી ચાલ્યા જાઓ. આપ નિરાપદે આવ્યો છો, અને પાછા નિરાપદે જશો. મારા હુકમથી કોઈ પણ રજપૂત આપના ઉપર હાથ ઉગામશે નહિ. પછી લ-ઢાઈમાં જય મેળવીશું તો ઠીક છે. નહિ તો કંઈ નુક-સાની નથી, પરંતુ હું ક્ષત્રિય ધર્મ કદાપિ ભૂલિશ નહિ.

રાજા જયસિંહનું આવું માહાત્મ્ય જોઈને શિ-વાજી આશ્ચર્ય પામ્યો. અને ધીરે ધીરે તેના જવાબમાં બોલ્યો, "મહારાજ! આપના જેવાની પાસે પરાજય સ્વીકારી આત્મસમર્પણ કર્યાથી મને ખેદ થતો નથી. બાલ્યકાળથી હિંદુધર્મને માટે, હિંદુ ગૌરવને માટે યત્ન કરૂં છું. તે મહદુધમ અને તે ઉન્નત ઉદ્દેશ આજે એ-કદમ નાશ પામ્યો આવા વિચારથી -હૃદય વિદીર્ણ થાય છે. પરંતુ તે વિશે પણ મનને સ્થિર રાખીનેજ આપની પાસે આવ્યો હતો. મારો ખેદ તે બાબત નથી."

જયસિંહ "ત્યારે શાને માટે આપ દલગીર થા-ઓ છો?"

શિવાજી " બાલ્યકાલથી આપનાં ગૌરવ ગીત ગાવા ચહાતો હતો. આજે સાક્ષાત દર્શન લાભ થયાથી તે ગીતનું યાથાર્થ્ય જણાયું છે. જો જગતમાં માહાત્મ્ય હોય, અને સત્યધર્મ હોય તો તે રજપૂત શરીરમાંજ છે. તે રજપૂત શું યવનની આધીનતા સ્વીકારશે ? મહારાજા જયસિંહ શું યવન ઔરંગજેબનો સેનાપતિ ? "

જયસિંહ "ક્ષત્રિયરાજ! તમારા ખરા દુઃખનું કારણ આજે કે ? પરંતુ રજપૂતોએ સહેલાઈથી પરાધીનતા સ્વીકારી નથી. જ્યાં સુધી શક્તિ હતી, ત્યાં સુધી દિલ્હીની સાથે લઢાઈ કરી હતી; નશીબની આડાઈથી પરાધીન થયા છિયે. મેવાડનો વીર પ્રવર પ્રાતઃ સ્મરણીય પ્રતાપ અસાધ્ય સાધનમાં યત્નવાન્ હતો, પરંતુ તેના પુત્રો પણ દિલ્હીને તાબે છે. એ સર્વ બિના આપને વિદિતજ છે."

શિવાજી "હા જાણું છું. એ વાસ્તેજ પૂછું છું કે જેઓની સાથે આપને આટલા બધા દિવસનો વૈરભાવ છે, તેમના કામમાં આપ આટલા બધા યત્નશીલ શા માટે ! "

જયસિંહ "બાહશાહનું સેનાપતિ પદ ગૃહણ કર્યું

છે, ત્યારેજ તેના કાર્યની સિદ્ધિને માટે વચન આપ્યું છે; જે વિષયમાં વચન આપ્યું છે તે કરવું જોઇએ.”

શિવાજી “ શું સર્વની સાથે ને સર્વ વેળાએ સત્ય પાળવું જોઇએ ? જે આપણા દેશના શત્રુ છે, જે આપણા ધર્મના વિદ્વેષી છે, તેની સાથે શું સત્યનો સંબંધ ? ”

જયસિંહ “ આપ ક્ષત્રિય થઇને આ વાત શા માટે પૂછો છો ? અને વળી રજપૂતને ? રજપૂતનો ઈતિહાસ વાંચો. હજારો વર્ષથી મુસલમાનોની જોડે લઢાઈ કરી છે, કદી પણ સત્યનું ઉલ્લંઘન કર્યું નથી. કદી જય મેળવ્યો છે તો કદી પરાજય પામ્યા છિયે, પરંતુ જયમાં, પરાજયમાં, સંપદ્‌માં કે વિપદ્‌માં સર્વદા અમે સત્યનું પાલન કર્યું છે. હાલમાં અમે તે સ્વતંત્રતાનું ગૌરવ રાખી શકતા નથી, પરંતુ સત્યપાલનનું ગૌરવ છે. દેશમાં વિદેશમાં, મિત્રમાં કે શત્રુમાં રજપૂતનું નામ ગૌરવાન્વિત છે. ક્ષત્રિય રાજા ટોડરમલ્લે બંગાળાનો જય કર્યો હતો, માનસિંહે કાબુલથી ઉડિયા સુધી દિલ્લીના બાદશાહની વિજય પતાકા ઉરાડી હતી. કોઇએં કદી પણ મૂકેલા વિશ્વાસથી વિરૂદ્ધાચરણ કર્યું નથી. મુસલમાન બાદશાહોની પાસે જે

પ્રતિજ્ઞા કરી હતી તે પાળી હતી. મહારાષ્ટ્રરાજ ! રજપૂતનાં વેણુ એજ તહનામું છે. ઘણાંક તહનામાં તૂટયાં છે; પરંતુ રજપૂતનું વેણુ કદી તૂટયું નથી."

શિવાજી "મહારાજ જસવતસિંહ હિંદુ ધર્મનો એક સર્વથી મ્હોટો પહેરેગીર છે. તેણે મુસલમાનને માટે હિંદુની સામે લઢવાનું કબૂલ કર્યું નહોતું."

જયસિંહ "જસવતસિંહ વીર શ્રેષ્ઠ છે, હિંદુ ધર્મનો રક્ષક છે તેમાં સંદેહ નથી. તેનો મારવાડ દેશ વેરાન છે. તેની મારવાડી સેનાના કરતાં વધારે ખરવાન અને સાહસિક સેના જગતમાં બીજી કોઈ નથી. જો જસવત પોતાની મરૂભૂમિમાં રહી પોતાની સેનાની મદદથી હિંદુ સ્વતંત્રતાની અને હિંદુ ધર્મની રક્ષામાં યત્નશીલ થાત, તો હું તેને ધન્યવાદ આપત. જો ઔરંગજેબને પરાજય પમાડી દિલ્લીમાં હિંદુઓની વિજય પતાકા ઉડાવત, અને ભારતવર્ષમાં હિંદુ ધર્મની રક્ષા કરત, તો હું તેને સમ્રાટ્ તરીકે સંમાન આપત. અથવા લઢાઈમાં પરાજય પામીને સ્વદેશ અને સ્વધર્મની રક્ષા કરવામાં વીરપ્રવર પ્રતાપની પેઠે મરૂભૂમિમાં પ્રાણુ ત્યાગ કરત, તો પણુ હું તેને દેવ તરીકે પૂજત. પરંતુ જ્યારથી તેણે દિલ્લીશ્વરના સેના-

પતિ પદ ગ્રહણ કર્યું, ત્યારથી તે મુસલમાનનું કામ કરવાને બંધાયો હતો; પછી તે કામ સારૂં હોય યાતો નરતું હોય; વ્રત ગ્રહણ કરીને છૂપી રીતે તેનું ઉલ્લંઘન કરવું એ ક્ષાત્રોચિત કાર્ય કહેવાય નહિ; જસવતના આ કલંકથી પોતાના યશને મ્લાન કર્યું છે. સિપ્રા નદીને કિનારે ઔરંગજેબથી તે પરાજય પામ્યો ત્યારથી ઔરગજેબનો તે દુશ્મન થયો છે. નહિ તો તે આવું નિંદ્ય કાર્ય કરત નહિ."

આ સાંભળીને ચતુર શિવાજી સમજ્યો કે જયસિંહ જસવતના જેવો નથી. થોડી વાર પછી તે બોલ્યો, "હિંદુ ધર્મની ઉન્નતિને માટે યત્ન કરવો, હિંદુને ભ્રાતા સમજી તેને સહાયતા આપવી શું નિંદ્ય કામ છે?"

જયસિંહ "મ્હારૂં કહેવું એવું નથી. જસવત ઔરંગજેબનો પક્ષ છોડી ઉઘાડી રીતે આપના પક્ષમાં કેમ ભળ્યો નહિ? આપ જેવી રીતે સ્વતંત્રતાને માટે યત્ન કરો છો, તેવી રીતે તેણે શા માટે નહિ કર્યો? બાદશાહના પક્ષમાં રહી ગુપ્ત રીતે વિરૂદ્ધાચરણ કરવું એ કપટાચરણ છે. ક્ષત્રિયરાજ! કપટાચરણ કરવું એ શું ક્ષાત્રોચિત કર્મ છે?"

શિવાજી "તેઓ મ્હારી સાથે જાહેર રીતે સા-

મેલ થાય તો દિલ્લીશ્વર બીજો સેનાપતિ મોકલે અને અમે બન્ને પરાજય પામી માર્યા જઈએ."

જયસિંહ "યુદ્ધમાં મરવા કરતાં ક્ષત્રિયનું બીજું સૌભાગ્ય શું હોય? ક્ષત્રિય શું લડાઈમાં મરવાથી ડરે છે?"

આ સાંભળીને શિવાજીનું મ્હોં લાલ ચોળ થયું. તે બોલ્યો, "રજપૂત! મરાઠાઓ મૃત્યુથી ડરતા નથી. આ અકિંચિત્કર જીવન આપ્યાથી મારો ઉદ્દેશ સફળ થાય, હિંદુ સ્વતંત્રતા, હિંદુ ગૌરવ ફરી સ્થાપન થાય તો ભવાનીની સમક્ષ આ પળમાં આ છાતી ચીરી નાંખવા તૈયાર છું અથવા રજપૂત રાજા! તમે તરવાર હાથમાં લ્યો, અને આ હૃદયમાં ભોંકો, હું સહાસ્યવદનથી પ્રાણત્યાગ કરીશ. પરંતુ હિંદુ ગૌરવ વિશે બાલ્યકાળે જે સ્વપ્નુ જોયું હતું, જેને માટે સેંકડો લડાઈ લઢ્યો છું, સેંકડો શત્રુને પરાજય પમાડ્યા છે, વીસ વર્ષ સુધી પહાડોમાં, તળેટીમાં, તંબુમાં, શત્રુમાં, દિવસે, સાંજે, અંધારી રાત્રે વિચાર કર્યા છે તેની મારા મુવાથી શી દશા થશે? જસવત અને મારો પ્રાણુ આપ્યાથી શું તે સમસ્તનું રક્ષણ થશે?"

જયસિંહે શિવાજીની તેજસ્વી વાત સાંભળી, અ-

ને આંખમાં આંસુ આવેલાં જોયાં, પરંતુ પૂર્વવત્ સ્થિર ભાવથી ધીરે ધીરે જવાબ આપ્યો, "સત્યનું પાલન કરવાથી જો સનાતન હિંદુ ધર્મની રક્ષા નહિ થાય, તો શું સત્યનું ઉલ્લંઘન કર્યાથી થશે? વીરના લોહીથી સ્વતંત્રતાનું બીજ અંકુરિત નહિ થાય, તો શું વીરના કપટથી થશે?"

શિવાજી પરાજય પામ્યો. થોડીવાર પછી ફરી તે ધીરે ધીરે બોલ્યો, "મહારાજ હું આપને પિતા સમાન ગણું છું, આપના જેવો ધર્મજ્ઞ અને તીક્ષ્ણ બુદ્ધિનો યોદ્ધા મેં કદી પણ જોયો નથી, હું આપના પુત્ર તુલ્ય છું. આપને એક વાત પૂછવા ચાહુ છું. આપ મને પુત્રવત્ ગણી સારી સલાહ આપો, જ્યારે હું બાલ્યકાળે કોંકણ પ્રદેશના અસંખ્ય પહાડ અને તળેટીમાં ફરતો હતો, ત્યારે મારા મનમાં નાના પ્રકારના વિચાર ઉત્પન્ન થતા હતા, અને સ્વપ્નમાં પણ આવતાં હતાં. હું એવા વિચારમાં તલ્લીન થઈ જતો હતો કે ભવાની મને હિંદુઓની સ્વતંત્રતા સ્થાપવા માટે આજ્ઞા કરે છે, દેવાલયની સંખ્યા, બ્રાહ્મણોનું સન્માન વધારવામાં, ગાયની રક્ષા કરવામાં અને ધર્મવિરોધી મુસલમાનોને દૂર કરવાની, દેવી પોતે મને ઉત્તેજના

કરે છે. તે વેળાએ હું બાળક હતો; તે સ્વપ્નાથી ઉત્તેજિત થયો, ગર્વથી તરવાર હાથમાં લીધી, વીર શ્રેષ્ઠોને એકત્ર કર્યા, અને તેની મદદથી કિલ્લાઓ તાબે કરવા લાગ્યો. યૌવન કાળમાં પણ તેવું સ્વપ્નું જોતો હતો. હિંદુ નામનું ગૌરવ, હિંદુ ધર્મપ્રાધાન્ય, અને હિંદુસ્વતંત્રતા એજ તે સ્વપ્નાનો વિષય હતો તેનેજ યોગે દેશનો જય કર્યો છે, શત્રુને પરાજયપમાડ્યા છે, રાજ્યનો વિસ્તાર કર્યો છે, અને દેવાલય સ્થાપન કર્યાં છે! ક્ષત્રિયરાજ! મ્હારો આ ઉદ્દેશ શું ખરાબ છે? આ સ્વપ્નું શું વગર પાયાનું છે? આપ પુત્રને ઉપદેશ દ્યો.”

બહુદૂરદર્શી, ધર્મ પરાયણ રાજા જયસિંહ થોડીવાર સુધી મૂગો રહ્યા, પછી ધીરે ધીરે ગંભીર સ્વરથી બોલ્યો, “રાજન્! આપના ઉદ્દેશના કરતાં મહત્તર ઉદ્દેશ બીજો કિયો તે હું જાણતો નથી, આપનું કહેવું ખરૂં છે. મેં શત્રુની પાસે, અને મિત્રની પાસે આપના ઉદ્દેશની પ્રશંસા કરી છે. મારા પુત્ર રામસિંહને આપનું ઉદાહરણ આપીને શિક્ષણ આપ્યું છે. રજપૂતો સ્વતંત્રતાનું ગૌરવ હજી પણ વિસર્યા નથી. અને શિવાજી! આપનું સ્વપ્નું કાંઈ સ્વપ્નું નથી. ચારે તરફ

જે જોઉ છું, મનમાં ને મનમાં વિચાર કરૂં છું તે ઉપ-રથી જણાય છે કે મોગલ રાજ્ય હવે ટકશે નહિ, યત્ન સઘળા વિફળ જશે! મુસલમાન–રાજ્ય કલંકથી પૂર્ણ થયું છે, વિલાસપ્રિયતાથી જર્જરિત થયું છે, પતનોન્મુખ ઘરની પેઠે હવે તે ઉભું રહી શકશે નહિ. મોડે વેહેલે મ્હોટા મેહેલની પેઠે મોગલ રાજ્ય ધૂળમાં પડી જશે. ત્યાર પછી ફરી હિંદુનું પ્રાધાન્ય થશે. મહારાષ્ટ્રીય જીવન અંકુરિત થાય છે, મરાઠાઓના યૌવનતેજમાં હિંદુસ્તાન પ્લાવિત થશે. શિવાજી! તમારૂં સ્વપ્નુ એ કાંઈ સ્વપ્નુ નથી, ભવાનીએ તમને મિથ્યા ઉત્તેજના કરી નથી."

ઉત્સાહથી, આનંદથી શિવાજીનું શરીર કંટકિત થઈ ગયું; તેણે ફરીથી પૂછયું, "ત્યારે આપના જેવા મહાત્મા તે પડવાની સ્થિતિમાં આવેલા મોગલ મે-હેલના એક માત્ર સ્તંભ સ્વરૂપ થઈ કેમ રહ્યા છો?"

જયસિંહ "સત્યનું પાલન કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે. જે પ્રતિજ્ઞા કરી છે તેનું પ્રતિપાલન કરીશ. પરંતુ અસાધ્ય કાર્ય પૂર્ણ થશે નહિ, પડું પડું થઈ રહેલું ઘર જરૂર તૂટી પડશે."

શિવાજી "ઠીક છે. પ્રતિજ્ઞા પાળો, કપટાચારી

ઔરંગજેબની પાસે પણ આપનું ધર્માચરણ જોઇને દેવતા પણ આશ્ચર્ય પામી આપને સાધુવાદ આપશે; પરંતુ મે કાંઈ ઔરંગજેબની આગળ પ્રતિજ્ઞા કરી નથી, હું જો ચતુરાઈ કરીને સ્વધર્મની ઉન્નતિ કરવાનો યત્ન કરૂ અને ઔરંગજેબની સામે લઢું તો તે ચતુરાઈ શું નિંદનીય છે?"

જયસિંહ "ક્ષત્રિયરાજ! યોદ્ધાએ કપટ કરવું એ તો સર્વ સમયે નિંદનીય છે. તેમાં વળી મહાન્ ઉદ્દેશ સફળ કરવામાં કપટ કરવું એ તો વિશેષ નિંદનીય છે. મરાઠાઓનું ગૌરવ જરૂર વધશે તેઓ ભારતવર્ષના અધીશ્વર થશે. કારણ કે તેઓનું બાહુબલ ધીરે ધીરે વધતું જાય છે. પરંતુ શિવાજી! આજે જે શિક્ષણ તમે આપો છો, તે હું કદી ભૂલીશ નહિ. મ્હારી વાત ઉપર તમે દોષ લગાડશો ના. આજે તમે નગર લૂટવાનું શિખવો છો, કાલે તેઓ આખું ભારતવર્ષ લૂટશે. આજે તમે છળ કપટથી જય મેળવવા શિખવો છો, પછી તેઓ સંમુખ યુદ્ધ કરતાં કદી પણ શિખશે નહિ. જે જાતિ થોડી મુદતમાં ભારતની અધીશ્વર થવાની છે, તે જાતિના તમે બાલ્યગુરૂ છો. ગુરૂની પેઠે તેઓને ધર્મનું શિક્ષણ આપો. આજે

તમે ખરાબ શિક્ષણ આપશો તો સેંકડો વર્ષ સુધી દેશો દેશમાં તેનું ફલ નજરે પડશે. વૃદ્ધ બહુદર્શી રજપૂતનું કહેવું માનો મરાઠાઓને સંમુખ લઢતાં શિખવો. છળકપટ કરવું ભૂલી જવા કહો. તમે હિંદુ શ્રેષ્ઠ છો! તમારા મહાન્ ઉદ્દેશને હું સેંકડોવાર ધન્યવાદ આપું છું. આવું ઉન્નત શિક્ષણ તમે નહિ આપો તો બીજું કોણ આપશે? મરાઠાઓના શિક્ષા ગુરૂ! સાવધાન! તમારા પ્રત્યેક કામનું ફળ બહુકાળવ્યાપી અને બહુદેશવ્યાપી થશે!"

આ મહત્ વાક્ય સાંભળીને શિવાજી જરા સ્તંભિત થયો. પછી બોલ્યો, "આપ ગુરૂના ગુરૂ છો! આપનો ઉપદેશ શિરોધાર્ય છે. પરંતુ આજે મેં ઔરંગજેબની આધીનતા સ્વીકારી છે, તો શિક્ષણ ક્યારે આપીશ?"

જયસિંહ "જય પરાજય શાશ્વત નથી. આજે મ્હારો જય થયો છે તો કાલે તમારો જય થશે. આજે તમે ઔરંગજેબને તાબે થયા છો. ઈશ્વરી ઈચ્છાથી કાલે સ્વતંત્ર થઈ શકશો."

શિવાજી "જગદીશ્વર કરેને તેમ થાય! પરંતુ જ્યાં સુધી આપ ઔરંગજેબના સેનાપતિ છો ત્યાં સુ-

ધી મારે સ્વતંત્રતાની આશા રાખવી વૃથા છે. સ્વયં ભવાનીએ હિંદુ સેનાપતિની જોડે લઢાઈ કરવાનો મને નિષેધ કર્યો છે."

એથી જયસિંહ જરા હશીને બોલ્યો, "શરીર ક્ષણભંગુર છે. આ વૃદ્ધ શરીર હવે કેટલા દિવસ રહેનારૂં છે? પરંતુ જ્યાં સુધી જીવતો રહીશ ત્યાં સુધી પ્રતિજ્ઞા પાલવાથી વિરક્ત રહીશ નહિ."

શિવાજી "આપ દીર્ઘ જીવી રહો."

જયસિંહ "શિવાજી! હવે જવાની રજા આપો; મેં ઔરંગજેબના પિતાની પાસે કામ કર્યું છે. હાલ ઔરંગજેબને તાબે રહી કામ કરૂં છું. જ્યાં સુધી હું જીવતો રહીશ, ત્યાં સુધી દિલ્લીની સામે લઢીશ નહિ,- પરંતુ ક્ષત્રિય પ્રવર! નિશ્ચિંત થાઓ. મરાઠાઓનું ગૌરવ વધશે અને હિંદુઓનું પ્રાધાન્ય જરૂર થશે! વૃદ્ધનાં વાક્ય માનો. બહુદર્શિતાની વાત ઉપર વિશ્વાસ રાખો. મોગલ રાજ્ય હવે ઝાઝા દિવસ ટકશે નહિ. હિંદુ તેજ ફરી જોર કરશે. હવે દેશ દેશમાં હિંદુનું ગૌરવ નામ, અને તેની સાથે તમારૂં ગૌરવનું નામ પ્રતિધ્વનિત થશે."

શિવાજી અશ્રુપૂર્ણ લોચનથી જયસિંહને આલિં-

ગન કરીને બોલ્યો, "ધર્માત્મન્ ! આપના ઉપર પુ-
ષ્પવૃષ્ટિ થાઓ ! આપનાં વાક્ય સફળ થાઓ ! આ-
પની જોડે લઢાઈ કરીશ નહિ. મેં આત્મસમર્પણ
કર્યું છે. પરંતુ જો દૈવયોગે ફરી સ્વતંત્ર થઈ શકું તો
ક્ષત્રિય પ્રવર ! બીજીવાર આપને મળીશ, અને એક
દિવસ પિતાના ચરણમાં બેશીને ઉપદેશ સાંભળીશ."

# પ્રકરણ ૧૫ મું

## દુર્ગજય.

જલદીથી સલાહ થઈ; શિવાજીએ મોગલોની પાસેથી જે કિલ્લાઓ જીતી લીધા હતા તે તેણે પાછા આપ્યા. વિલુપ્ત અહમદનગરના રાજ્યમાં તેણે જે બતરીસ કિલ્લા તાબે કીધેલા કે બંધાવેલા તેમાંથી ૨૦ પાછા આપ્યા, અને બાકીના ૧૨ કિલ્લા ઔરંગજેબના તાબાની જાગીર દાખલ રાખ્યા. જે પ્રદેશ તેણે બાદશાહને આપ્યો તેના બદલામાં બિજાપુરના તાબાનો કેટલોક મુલક બાદશાહે શિવાજીને આપ્યો, અને શિવાજીના આઠ વર્ષના પુત્ર શંભાજીને પાંચ હજાર ઘોડેસ્વારનો મનસબદાર બનાવ્યો.

શિવાજીની સાથે લઢાઈ પૂરી કર્યા પછી રાજા જયસિંહ બિજાપુરના રાજ્યનો નાશ કરી તે મુલક દિલ્લીશ્વરના તાબામાં આણવાનો યત્ન કરવા લાગ્યો. શિવાજીના પિતાએ બિજાપુરની જોડે જે સલાહ કરી આપી હતી, તે શિવાજીએ ઉલ્લંઘન કરી નહોતી. પરંતુ શિવાજીની વિપદ્‌ની વેળાએ બિજાપુરનો સુલતાન સલાહને વિસારી દઈ શિવાજીના રાજ્યપર ચઢાઈ કરવાને સંકુચિત થયો નહોતો. તેથી શિવાજીએ આ વખતે જયસિંહની સાથે શામિલ રહી બિજાપુરના સુલતાન-અલી આદિલશાહની સાથે લઢાઈ કરવાનો આરંભ કર્યો અને પોતાના માઉલી સૈન્યના સાહાય્યથી ઘણા કિલ્લાઓ હાથ કરી લીધા.

જયસિંહની સાથે શિવાજીનો પરિચય દિવસે દિવસે વધવા લાગ્યો, અને પરસ્પર ઘણોજ સ્નેહ ઉત્પન્ન થયો. બન્ને સર્વદા એકત્ર રહેતા, લઢાઈમાં એકમેકને મદદ કરતા. કહેવાની જરૂર નથી કે શિવાજીનો એક તરૂણ હાવિલદાર સર્વદા જયસિંહના એક પુરોહિતની પાસે જતો હતો, તેનું નામ કહેવાની શું કાંઈ અવશ્યકતા છે?

સરળ સ્વભાવ પુરોહિત જનારધન પણ ધીરે

ધીરે રઘુનાથને પુત્રવત્ ગણવા લાગ્યો. સર્વદા તેને પોતાને ઘેર બોલાવતો; રઘુનાથ પણ ઘણું કરીને પુરોહિતના ઘરમાં પોતાનું રહેઠાણ કરતો હતો. આવી અવસ્થામાં રઘુનાથ અને સરયુનો મેળાપ થતો અને હમેશાં વાતચીત પણ થતી. બંનેનું જીવન, મન, પ્રાણ સર્વ પ્રથમ પ્રણયની અનિર્વચનીય આનંદ લહરીમાં પ્લાવિત થવા લાગ્યાં. જગતમાં રઘુનાથ અને સરયુના કરતાં વધારે કોણ સુખી છે? સરળ ચિત્તવાળો જનારધન તેઓના હૃદયનો ભાવ કાંઈ પણ સમજતો નહોતો. કોઈ કોઈ વેળાએ તેઓને એકત્ર બેઠેલાં તથા વાતચીત કરતાં જોતો, પરંતુ રઘુનાથ "ઘરનો છોકરો" તેથી તેને તેમ કરવાનો નિષેધ કરતો નહિ. રઘુનાથ પણ જનારધનને પિતા શબ્દથી સંબોધતો.

શિવાજીએ કેટલાક મહીનામાં બિજાપુરના ઘણાક કિલ્લાઓ તાબે કરી લીધા. આખરે એક ઘણોજ દુર્ગમ પહાડી કિલ્લો હાથ કરી લેવાની ઈચ્છા કરી. તે કઈ વેળાએ કિયા કિલ્લા ઉપર ચઢી આવશે તે પહેલાંથી શત્રુઓને ખબર પડવા દેતો નહિ, પોતાની સેના પણ આગળથી જાણવા પામતી નહોતી. જે કિલ્લાપર ચઢાઈ કરવી હતી તે કિલ્લાથી ૫–૬ કોશ ઉ-

પર જયસિંહના તંબુની પાસે તેણે પોતાના તંબુ ઠોક્યા. સાંજે એકહજાર માઉલી અને મહારાષ્ટ્રીય સૈન્યને તૈયાર થવાનો હુકમ આપ્યો. એક પ્રહર રાત્રિ ગયા પછી સેનાને કહ્યું કે આજે રૂદ્ર મંડળના કિલ્લા ઉપર ચઢાઈ કરવી છે. જલદીથી એકહજાર માણસો કાંઈ પણ શબ્દ કર્યા વિના તે તરફ જવા નિકળ્યા.

અંધારી રાત્રે છાનામાના કિલ્લાની નીચે આવી પહોચ્યા. ચારે બાજુએ મેદાન હતું. વચમાં એક ઉંચા પહાડના શિખર ઉપર રૂદ્રમંડળ કિલ્લો હતો. પર્વત ઉપર ચઢવાનો ફક્ત એકજ રસ્તો હતો. હમણાં લઢાઈ ચાલતી હતી માટે તે રસ્તો બંધ કરવામાં આવ્યો હતો, બીજી તરફથી પહાડ ઉપર ચઢવું ઘણુંજ મુશ્કિલ હતું. કારણ જવાનો માર્ગ નહોતો, માત્ર ઝાડ અને મ્હોટા મ્હોટા પથરા હતા. શિવાજીએ આવે દુર્ગમ માર્ગે પર્વત ઉપર ચઢવાની સેનાને આજ્ઞા આપી. તેની માઉલી અને મરાઠી સેના જંગલી બિલાડીની પેઠે ઝાડ પકડી પકડી એક શિખર ઉપરથી બીજા શિખર ઉપર કુદકા મારીને પહાડ ઉપર ચઢવા લાગી. કેટલાક ઉભા ઉભા કેટલાક બેઠા બેઠાને કેટલાક ઝાડની ડાળો પકડીને ઝુલતા કુદકા મારતા મા-

રતા આગળ વધ્યા. મહારાષ્ટ્રીય સેના શિવાય બીજું કોઈ પણ સૈન્ય આવા પહાડ ઉપર ચઢી શકે નહિ. હજાર સિપાઈઓ આવી રીતે પર્વત ઉપર ચઢતા હતા પણ કાંઈપણ અવાજ થતો નહોતો. રાત્રિ ઘણી શાંત હતી. પવનને લીધે કોઈ કોઈવાર ઝાડના પાંદડાંનો મર્મર સંભળાતો હતો.

અડધે રસ્તે ગયા પછી શિવાજીએ કિલ્લાની દિવાલ ઉપર અજવાળું દીઠું. શું શત્રુઓને તેના આવવાની ખબર થઈ છે? નહિ તો કોટ ઉપર આટલું બધું અજવાળું શા માટે હોય? પ્રકાશનાં કિરણો કિલ્લાની નીચે સુધી પડતાં હતાં. જાણે કિલ્લાના રખેવાળોએ શત્રુઓ આવવાના છે જાણીનેજ આ પ્રકાશ કર્યો હોય એમ જણાતું હતું. જેથી અંધકારમાં આવૃત થઈને કોઈ કિલ્લાને ઘેરી શકે નહિ. શિવાજીએ થોડી વાર સુધી ચિંતાતુર થઈ પેલા અજવાળા તરફ જોયા કર્યું. પછી પોતાના લશ્કરને વધારે સાવચેતીથી ઝાડ અને પથરાઓની આડે રહી ધીરે ધીરે ચઢવાનો હુકમ કર્યો. ચુપચાપ મરાઠાઓ પહાડ ઉપર ચઢવા લાગ્યા. મ્હોટાં ઝાડ હતાં, ઘાડી ઝાડી હતી, જ્યાં પથરા ઘણા હતા ત્યાંથી હાથ ટેકોને વાંદરાની

પેઠે તેઓ ચઢવા લાગ્યા. કંઈ પણ શબ્દ કર્યા વિના શિવાજી પણ અંધારામાં પહાડ ઉપર ચઢતો હતો.

થોડી વારમાં તેઓ એક મેદાનમાં આવી પહોચ્યા. કિલ્લા ઉપરનું અજવાળું ત્યાંથી સ્પષ્ટ દેખાતું; આ જગાએથી સૈન્ય જાય તો કોટ ઉપરથી દેખાય એમ હતું. તેથી શિવાજીએ ફરી થોભવાનો હુકમ આપ્યો. પોતે ઝાડની આડો ઉભો રહી આસપાસ નજર ફેંકતાં જણાયું કે આસરે ૧૦૦ હાથ જેટલી જગા ઝાડ વિનાની હતી અને ઝાડની હારની હાર લાગેલી હતી. આ ૧૦૦ હાથ જેટલી જગા શી રીતે ઓળંઘવી એ વિચારમાં તે પડ્યો. એ શિવાય આગળ વધવાનો બીજો કોઈ માર્ગ નહોતો. નીચે જોયું તો ઘણા ઉપર આવેલા છે એમ દેખાયું એટલે ફરી નીચે ઉતરી બીજે માર્ગે ચઢે તો કિલ્લામાં આવતાં પહેલાં સ્હવાર પડે. થોડીકવાર વિચાર કર્યા પછી તેણે પોતાના બાલ્યકાળનો મિત્ર વિશ્વાસુ માઉલી યોદ્ધા તાનાજી માલૂસરેને બોલાવ્યો. બન્ને જણાએ ઝાડને ઓઠે ઉભા રહી થોડી વાર સુધી અતિ મૃદુસ્વરથી મસલત કરી. થોડી વાર પછી તાનાજી ત્યાંથી ચાલ્યો ગયો.

અડધાએક કલાકમાં તાનાજી પાછો આવ્યો. તે-

નું આખું શરીર અને વાળ પાણીથી નીગળતું હતું. શિવાજીની પાસે આવીને તેના કાનમાં કાંઇક કહ્યું એટલે શિવાજી જરા વાર વિચાર કરી બોલ્યો, "તેમજ થવું જોઈએ; હવે બીજો ઉપાય નથી." અને સેનાને આગળ વધવાનો હુકમ આપ્યો. તાનાજી સર્વેને મોખરે ચાલતો હતો.

વરસાદના પાણીના જોરથી પથરા એટલા બધા ધસાયા હતા કે ત્યાં એક ખાબોચીઉં થઇ રહ્યું હતું, અને તેમાં વરસાદનું પાણી ભરાઇ રહેતું. આ વખતે પણ તેમાં પાણી હતું. તે ખાબોચીઆની બે બાજુએ ઉંચા પહાડ હોવાથી શત્રુઓ જોઇ શકે એમ નહોતું માટે તે ખાબોચીઉં પાર કરવાનું ઠર્યું. પછી આખું લશ્કર તે સ્રોત ગુપચુપ વટાવી થોડીવારમાં ઉપરના ઝાડની હારોમાં આવી પહોચ્યું, શિવાજીએ મનમાં ને મનમાં ભવાનીને ધન્યવાદ આપ્યો.

એકાએક શિવાજીની પાસેના એક સિપાઈની છાતીમાં એક તીર વાગ્યાથી તે જમીન ઉપર પડયો. એટલામાં એક બીજું તીર, ત્યાર પછી ત્રીજું તીર એવી રીતે ઘણાં તીર આવવાં લાગ્યાં ! આથી જણા-

યું કે શત્રુઓ જાગ્યા છે. શિવાજીનું લશ્કર પાણીના નાળામાં ચાલતું હતું ત્યારે તેઓને સંદેહ આવ્યાથી તેમણે તે તરફ તીર ફેંક્યાં હતાં.

શિવાજીનું આખું લશ્કર ઝાડને ઓથે ઉભું રહ્યું અને તીર ફેંકાતાં બંધ થયાં. આથી શિવાજીને લાગ્યું કે શત્રુઓને માત્ર સંદેહ ઉપજ્યો છે, તેઓ સ્પષ્ટ સમજ્યા નથી. પરંતુ કિલ્લાની તરફ જોતાં એકને ઠેકાણે બે ત્રણ મશાલ બળતી દીઠી ને પહેરેગીરોને અહીંથી તહીં ફરતા દીઠા તેથી તેને ખાતરી થઈ કે લશ્કર સાવચેત થયું છે માટે હવે મ્હોટી લડાઈ કર્યા-શિવાય કિલ્લો હાથ આવશે નહિ. આ વખતે તે કોટથી માત્ર ૩૦૦ હાથને અંતરે હતો.

શિવાજીના ચિર સહચર તાનાજી માલુસરેએ આ બધુ જોઉં; તેથી તે ધીરે રહી બોલ્યો, "રાજન્! હમણાં પણ નીચે ઉતરી જવાનો સમય છે. આજે કિલ્લો હાથ નહિ કરતાં કાલે કરીશું, આજે યત્ન કરીશું તો વિનાશ થવાની સંભાવના જણાય છે." વિપત્તિમાં શિવાજીની હિમ્મત અને ઉત્સાહ હજારો દરજ્જે વધતાં હતાં તેથી તેણે કહ્યું, "જયસિંહને જે કહ્યું છે તે પૂર્ણ કરીશ કાંતો આજે રૂદ્રમંડળ લઈશ અથવા આ

લડાઈમાં પ્રાણ ત્યાગ કરીશ" આટલું કહેતામાં શિવાજીની આંખો તેજદાર થઈ અને સ્વર સ્થિર થયો. તાનાજી સમજ્યો કે હવે સલાહ આપવી મિથ્યા છે તેથી બોલ્યો, "વિપત્તિની વેળાએ પ્રભુની પાસેથી તાનાજી ખસતો નથી"

શિવાજી ચુપચુપ ઝાડોમાંથી આગળ વધવા લાગ્યો. શત્રુને ભૂલાવામાં નાખવા માટે તેણે એક સો સિપાઈઓને કિલ્લાની બીજી તરફ મોકલ્યા ને ત્યાં બુમો પાડવાની આજ્ઞા આપી. થોડીવારમાં કિલ્લાની બીજી બાજુએ ગડબડ સંભળાવા લાગી તેથી શત્રુઓએ જાણ્યું કે એ તરફ શિવાજી પોતાનું લસ્કર લઈને ચઢી આવ્યો છે. તરત કિલ્લાના રખેવાળો તે તરફ દોડયા અને દિવાલ ઉપર બે ત્રણ દીવા બળતા હતા તે પણ ઓલવાઈ ગયા! શિવાજીએ પોતાના સૈન્યને એકઠું કરી કહ્યું, "સિપાઈઓ તમે સેંકડો યુદ્ધમાં તમારો પરિચય આપ્યો છે અને શિવાજીનું નામ રાખ્યું છે. આજે એકવાર તમારી ઓળખાણ ફરીને આપો. તાનાજી! બાલ્યકાલના મિત્રની ઓળખાણ આજે આપો." રઘુનાથને પાસે ઉભેલો જોઈ શિવાજીએ કહ્યું "હાવિલદાર! એક વખત તમે મ્હારો પ્રાણ બચાવ્યો છે, આજે મ્હારૂં

માન બચાવો." પ્રભુવાક્યથી સઘળાના હૃદયમાં હિંમત આવી. નિઃશબ્દથી અંધારી રાત્રે સઘળા આગળ વધ્યા અને થોડી વારમાં કિલ્લાની દિવાલની પાસે આવી પહોચ્યા. અડધી રાત ગઈ હતી. આકાશમાં અજવાળું બિલકુલ નહોતું; સર્વ જગત્ ગાઢ નિદ્રામાં ગુતું હતું. કોઈ ઠેકાણે શબ્દ માત્ર સંભળાતો નહોતો. કેવળ વાયુથી પહાડનાં ઝાડનાં પાંદડાંઓનો મર્મર શબ્દ થતો હતો.

રૂદ્રમંડળના કિલ્લાની દિવાલથી શિવાજી માત્ર પચાસ હાથને છેટે હતો. દિવાલ ઉપર એક સિપાઈ દેખાયો. ઝાડની અંદર શબ્દ સાંભળીને સિપાઈ તે તરફ આવ્યો હતો, ત્હેના ઉપર એક માઉલીએ તીર ફેંક્યું તેથી પેલા હતભાગ્ય સિપાઈનું મૃત શરીર કોટ ઉપરથી પડ્યું અને અવાજ થયો.

શબ્દ સાંભળતાંજ સેંકડો સિપાઈઓ કોટ ઉપર અને નીચે એકઠા થઈ ગયા. શિવાજીએ ગુસ્સે થઈને હોઠ ઉપર દાંત પીસ્યા અને લપાઈ રહેવાનો કાંઈ પણ માર્ગ નહિ જોયાથી લશ્કરને એકદમ ધસારો કરવાનો હુકમ આપ્યો.

હુકમ મળતાંજ શિવાજીના સિપાઈઓ "હર

હર મહાદેવ ” શબ્દે ગાજી ઉઠયા. એક ટોળી દિવાલ કુદી જવાને માટે ઉભી રહી, અને એક ટોળી ઝાડની અંદર રહીને ઘેલાની પેઠે કોટ ઉપર ચઢેલા મુસલમાનોપર તીરનો મારો ચલાવવા લાગી. મુસલમાનોએ પણ શત્રુના આવ્યાથી કાંઈ પણ ભયભીત ન થતાં “ અલ્લા ઈ અકબર ” કરીને આકાશ તથા ધરણી ધ્રુજાવી. કેટલાક કોટ ઉપરથી તીરનો વરસાદ વરસાવવા લાગ્યા, કેટલાકે ઉત્સાહથી પૂર્ણ થઈને કોટ ઉપરથી કુદીને ઝાડમાં ભરાયલા મરાઠાઓને ઘેર્યા.

જલદીથી કોટની નીચે અને ઝાડીમાં ભારે જંગ મચ્યો. દિવાલ ઉપરથી મુસલમાનો ભાલા ચલાવી હલ્લો કરનારાઓને હત કરવા લાગ્યા. તેઓ પણ તીરથી મુસલમાનોનો વિનાશ કરવા લાગ્યા. લોહીથી પરસ્પરના શરીર રંગાઈ ગયાં. સેંકડો મુસલમાનો ઝાડની અંદર સુધી આવ્યા. શિવાજીના માઉલીઓએ એકદમ વાઘની પેઠે છલંગ મારીને તેઓને ઘેર્યા. પ્રબલ પ્રતાપી અફ્ગાનો પણ લઢાઈમાં કાંઈ અપટુ નહોતા; લોહીનો પ્રવાહ તે પહાડ ઉપરથી વહેવા માંડ્યો. ઝાડની આડોમાં, કાંટાઓમાં, પથ્થરની આડમાં

સેંકડો મરાઠાઓ ઉભા તીર છોડતા અને ભાલા ચલાવતા હતા તેથી શત્રુની સંખ્યા ઓછી થવા લાગી. હલ્લો કરનારાઓ અને રક્ષકોના મોટા સિંહનાદથી તેમજ ઘવાયલાના આર્તનાદથી અંધકારમય ગગન કંપિત થવા લાગ્યું.

એકાએક આ ગરબડાટને ડુબાવી દેતો કિલ્લાના કોટ ઉપરથી "શિવાજીકી જય" એવો વજ્રનાદ ઉઠ્યો. તેથી ક્ષણવાર સર્વેની નજર તે તરફ ખેંચાઈ. મરાઠાઓને જણાયું કે શત્રુસૈન્ય ને ભેદી મૃત દેહના ઢગલા ઉપર થઈ લોહીથી રાતી થયલી તરવાર ઉપર ભાર દઈ કોઈ અપૂર્વ મરાઠા યોદ્ધો કુદકો મારીને રૂદ્રમંડળની દિવાલ ઉપર ચઢ્યો છે; પઠાણોની પતાકા ઠોકર મારી નાખી દીધી છે, અને ઝુંડો ઝાલનાર તથા બીજા એક બે સિપાઈઓને તરવારથી મારી નાખી, ગઢ ઉપર ચઢી "શિવાજીની જય" બોલાવતો હતો. આ યોદ્ધો તે રઘુનાથજી હાવિલદાર હતો!

હિંદુ અને મુસલમાનો ક્ષણવાર લઢાઈ કરતા બંધ પડી વિસ્મયમય લોચનથી તારાના અજવાળામાં એ યોદ્ધા તરફ જોવા લાગ્યા. યોદ્ધાના માથા ઉપરની લોખંડની ટોપી તારાના તેજમાં ઝક ઝકતી હતી;

તેના હાથ, પગ, લોહીથી ખરડાયલા હતા; તેની વિશાળ છાતીમાં તીર વાગ્યાં હતાં. લાંબા હાથમાં લોહીથી ખરડાયલી તરવાર શોભી રહી હતી. તેજ મારતી આંખપર કાળા વાળના ગૂંછળાં પડ્યાં હતાં. જાણે કાર્તિક સ્વામી પોતે હાથમાં તરવાર લઈ યુદ્ધ કરવા આવ્યો હોય ને એમ ભાસવા લાગ્યું. મોજાં વહાણની પાસે આવ્યાથી જેમ તેના બે ભાગ પડી રહે છે તેમ શત્રુઓ આ યોદ્ધાને જોતાંજ ચમકિત થઈ ત્યાંથી આઘા ખશી ગયા. એ યોદ્ધાની પાસે એકદમ કોઈ આવ્યું નહિ.

થોડીવાર સુધી સઘળા સ્તબ્ધ બની ગયા ખરા, પણ શત્રુ ગઢ પર ચઢ્યો છે તે જોઈને ચારે બાજુથી રઘુનાથ તરફ ધશી આવી સૂર્યને જેમ કાળાં વાદળાં ઘેરી લે તેમ રઘુનાથને અફગાનોએ ઘેરી લીધો. રઘુનાથ તરવાર ચલાવામાં એક્કા હતો. પરંતુ સેંકડો દુશ્મનોની સામે એકલો ટકી શકે એમ નહોતું. રઘુનાથનું જીવન જોખમમાં હતું.

પરંતુ માઉલીઓ પણ મુગા રહ્યા નહિ. રઘુનાથની બહાદુરી જોઈ તેઓ ઉત્સાહિત થયા અને વાઘના જેવી છલંગો મારી કોટ ઉપર ચઢી રઘુનાથની મદદે

આવ્યા. છરા અને તરવારથી પઠાણોની હાર કાપી રસ્તો સાફ કર્યો અને જય ગર્જનાથી કિલ્લો ગજવ્યો અફગાનો મરાઠાઓના આ ધસારાની ગતિ રોકી શક્યા નહિ પરંતુ તેમણે શૌર્ય દેખાડવામાં કાંઈ બાકી રાખી નહિ.

આ તુમુલ યુદ્ધ ચાલતું હતું એવામાં શિવાજી અને તાનાજી કોટ ઉપરથી કુદકો મારીને કિલ્લામાં ઉતર્યા, એટલે તેનું સૈન્ય પણ ત્યાં રહી લઢવું નિરર્થક ગણી તેની પાછળ ધાયું; પઠાણોમાંના ઘણા મરણ પામ્યા હતા અને જખમી થયા હતા તેથી તેઓ મરાઠા સૈન્યની પૂઠ પકડી શક્યા નહિ!

વિજળી વેગે શિવાજી કિલ્લેદારના રહેઠાણ આગળ આવી પહોચ્યો. મકાન ઘણું મજબૂત અને સુરક્ષિત હતું. મરાઠા સિપાઈઓની તરવારથી દિવાલ અને દરવાજો કંપાયમાન થયાં પરંતુ દિવાલ ભાગી નહિ કે દરવાજો તૂટયો નહિ. શિવાજીની આજ્ઞાથી મરાઠાઓએ તે મકાનને ઘેરી લીધું અને પહેરેગીરોને મારી નાંખ્યા. શિવાજીએ વજ્ર નાદથી કિલ્લેદારને સંબોધીને કહ્યું "દરવાજો ઉઘાડો નહિતો મહેલ બાળી નાંખીશું, તેથી તમારો નાશ થશે." નિર્ભીક પઠાણે

જવાબ દીધો. "આગથી બળી મરશું તો ભલે; પણ કાફરથી ડરી દરવાજો ઉઘાડશું નહિ."

તરત મરહાઓ મશાલો સળગાવી દરવાજાને આગ લગાડવા લાગ્યા. ઉપરથી કિલ્લેદાર અને તેના સોબતીઓ તીર અને ભાલા ફેંકીને મહેલને આગ લગાડતાં મરાઠાને રોકતા હતા. સેંકડો મરાઠા મશાલો હાથમાં લઇને મરણ પામ્યા તોપણ આગ સળગી.

પહેલાં દરવાજા પછી બારીઓ અને આખરે કડીઓને આગ લાગ્યાથી આખો મહેલ બળવા લાગ્યો. પ્રચંડ આગની શિખા આકાશ તરફ દોડી, તેમ અંધારી રાત્ર પ્રકાશમય થઇ ગઇ. કિલ્લાની ઉપર નીચેનાં ગામોમાં, અને ઘણે છેટેના પર્વત અને તળેટીમાં તે પ્રકાશનો સ્તંભ જણાયો. બળીને પડતા મહેલના કડકડાટથી સર્વેએ જાણ્યું કે શિવાજીની દુર્દમનીય અને અપ્રતિહત સેનાએ મુસલમાનનો કિલ્લો જય કર્યો છે!

શૌર્યથી જેટલું થઇ શકે તેટલું પંહાણ કિલ્લેદાર રહેમતખાને કર્યું હતુ. હવે સાથેના યોદ્ધાઓને લઇ વીરની પેઠે પ્રાણ આપવોજ બાકી હતો. જ્યારે આગથી આખો મહેલ સળગ્યો ત્યારે રહેમતખાન અને

તેના સોબતીઓ હાથમાં ઉઘાડી તરવાર લઈ બહાર નિકળ્યા અને પ્રત્યેક જણ મહાવીરની પેઠે તરવાર ચલાવીને મરાઠાઓનો ઘાણ કાઢવા લાગ્યો.

આણી મેરથી સઘળા મરાઠાઓ પણ ભેગા થયા અને તેમણે મુસલમાનોને ઘેરી લીધા. એટલે લડાઈ ભારે જામી. પઠાણો બહાદુરીથી લડતાં એક પછી એક પડવા લાગ્યા. રહેમતખાનને ઘણા જખમો લાગ્યા હતા અને તેમાંથી લોહી પુષ્કળ વહેતું હતું તેથી તે ઘણો અશક્ત થયો હતો; છતાં સિંહની પેઠે તે ઘૂમતો હતો. ચારે બાજુએથી તે ઘેરાઈ ગયો હતો. સેંકડા તરવાર તેના માથા ઉપર ઉછળી રહી હતી તેને હવે બચવાની આશા નહોતી એટલામાં ઉંચે અવાજે શિવાજીનો હુકમ સંભળાયો કે "કિલ્લેદારને પકડો, વારને મારી નાંખશો નહિ." હુકમ મળતાંજ માળીઓએ દુર્બળ અને ઘવાયલા અફગાનના હાથમાંથી હથિયાર છુટાવી લીધાં અને તેના હાથ બાંધી તેને બંધીવાન કર્યો.

મરાઠાઓ મહેલની આગ હોલવતા હતા, એવામાં શિવાજીએ દીઠું કે કિલ્લાની બીજી બાજુ તરફથી આશરે ૬૦૦ અફગાન આવે છે. શિવાજીએ

કિલ્લાની દિવાલ ઘેરી લેતાં એક સો મરાઠાઓને બીજી બાજુએ મોકલ્યા હતા. તેમણે ત્યાં ગડબડ મચાવ્યાથી કિલ્લાના ઘણા ખરા સિપાઇઓ તે તરફ ગયા હતા; ધૂર્ત મરાઠાઓ થોડીવાર સુધી ઝાડને ઓડે ઉભા રહી લડાઈ કરીને ધીરેધીરે પાછા હઠ્યા હતા, તેથી મુસલમાનો જોસમાં આવી પર્વત તળેટી સુધી તેમની પછવાડે દોડ્યા હતા. બીજી બાજુએથી શિવાજીએ ઘેરો ઘાલી કિલ્લો હાથ કર્યો હતો, તે વિશે તેઓ કાંઈપણ જાણતા નહોતા.

પછી જ્યારે મહેલના બળવાથી ખેતરોમાં, ગામમાં, પર્વતના શિખર ઉપર અને તળેટી ઉપર અજવાળું જણાયું ત્યારે તેમાંના ઘણા ખરા મુસલમાનોએ પોતાની ભૂલ જાણી અને ફરી કિલ્લા ઉપર ચઢીને શત્રુને મારી નાખવાનો સંકલ્પ કર્યો. શિવાજીએ થોડાં માણસોને પરાજય પમાડી કિલ્લો જીત્યો હતો. હવે બીજી બાજુએથી આશરે ૫૦૦-૬૦૦ યોદ્ધા આવતા જોઈને તેનું મુખ જરા ગંભીર થયું.

આસપાસ બારીક નજર ફેંકતાં શિવાજીને જણાયું કે કિલ્લેદારનો મહેલ ઘણો મજબૂત છે, તેની ચારે બાજુએ ખાઈ હોઈ તેના ઉપર પથ્થરની દિવાલ

છે. આગથી તે દિવાલને કાંઈપણ નુકશાન પહોંચ્યું નહોતું. મહેલના લાકડાંનાં બારી બારણાં બળી ગયાં હતાં અને કેટલાક ઓરડા પડી ગયાથી પથ્થર બધા આસપાસ પડ્યા હતા. આથી તેણે નિશ્ચય કર્યો કે સામે આવતા અફગાનોની સંખ્યા મ્હોટી હોવાને લીધે તેમની સાથે મેદાનમાં રહી લડવા કરતાં દિવાલને આડે ભરાઈ લડાઇ કરવી વધારે સારી છે.

પળવારમાં મનમાં સર્વ નક્કી કર્યું. તાનાજીની સરદારી હેઠે બસો સૈનિકો મહેલમાં પેઠા; દિવાલની પાસે તેમજ બારણાં તથા બારીની આસપાસ તીરન્દાજ રાખ્યા. અગાશી ઉપર ભાલાધારી યોદ્ધાઓને ગોઠવ્યા. કેટલેક ઠેકાણેથી પથ્થર કાઢી જગા સાફ કરી અને કેટલેક ઠેકાણે પથ્થર એકઠા કર્યા. પળવારમાં આ સર્વ તૈયારી થઈ રહી. પછી શિવાજીએ હશીને તાનાજીને કહ્યું, "આ આપણી છેલ્લી તદબીર છે. પરંતુ શત્રુ આ જગાએ આવી પહોચે તે પહેલાં તેમને પરાજય પમાડાય એમ છે, અંધારામાં એકદમ ઘેરાઈ ગયાથી તેઓ ભાગી જશે. તાનાજી તમે બસો સિપાઈની સાંથે અહિ રહેજો. હું એકવાર લડાઈનો ઉદ્યોગ કરૂં છું."

તાનાજીએ કહ્યું, "તાનાજી આ જગાએ રહેશે નહિ, એક પણ સિપાઈ અહિં રહેશે નહિ! ક્ષત્રિયરાજ! સામે રહી લઢવામાં સઘળા કુશળ હોય છે. પરંતુ જો આ જગા શત્રુઓ ઘેરી લે અને આપ અહિં હાજર નહિ હો તો કોની ચતુરાઈથી આ મહેલ બચશે?"

શિવાજી જરા હશીને બોલ્યો, " તાનાજી! તમારૂં બોલવું ઠીક છે! શત્રુઓ જોઈને હું યુદ્ધલુબ્ધ થયો હતો; પરંતુ હવે ધારૂં છું કે અહિં રહેવું ઉચિત છે. મારા હાવિલદારોમાં એવો કોણ છે કે ત્રણસેં સિપાઈ લઈને આ અફગાનોને અંધારામાં ઘેરી તેમને પરાજય પમાડી શકે?"

દશ હાવિલદાર એકદમ ઉભા થયા, અને સર્વે ગડબડ મચાવી દીધી. રઘુનાથ પણ તેમાં એક તરફ ઉભો હતો પરંતુ કાંઈ પણ ન બોલતાં જમીન તરફ નજર કરી ઉભો હતો.

પ્રત્યેકની તરફ જોયા પછી રઘુનાથ સામું જોઈ શિવાજી બોલ્યો, " હાવિલદાર! તમે બધા કરતાં ઉમ્મરે ન્હાના છો, પરંતુ તમારા બાહુમાં અસાધારણ વીર્ય છે. તમારૂં આજનું પરાક્રમ જોઈ હું પરિતુષ્ટ થયો છું. તમે દુર્ગ વિજયનો આરંભ કર્યો છે; તમેજ

તેનો છોડે આણો.”

રઘુનાથ મુગે મ્હોઢે જમીન સુધી શિર નમાવી ત્રણસેં સિપાઈઓ સાથે લઈ વિજળી વેગે નજરની બહાર ગયો.

શિવાજી તાનાજીની તરફ જોઇને બોલ્યો, “પેલો હાવિલ્લદાર રજપૂત છે, એની મુખમુદ્રા અને આચરણજ કહી આપે છે કે તે કોઈ ઊંચા કુળમાં ઉત્પન્ન થયલો હોવો જોઇયે. પરંતુ એણે કદી પણ પોતાના વંશ સંબંધી કાંઈ પણ વાત કરી નથી, તેમ પોતાના અસાધારણ સાહસના સંબંધમાં એક પણ ગર્વિત વાક્ય ઉચ્ચારતો નથી. કેવળ લઢાઈની વેળાએ, અને વિપત્તિની વેળાએ પોતાની હિંમત અને પરાક્રમ કામમાં લગાડે છે.! એણે એક વાર પુનામાં મારો પ્રાણ બચાવ્યો હતો, આજના દુર્ગ વિજયમાં પણ એણેજ પહેલ કરી છે—મેં આજ સુધી તેને કાંઈ પણ ઈનામ આપ્યું નથી. કાલે રાજસભામાં રાજા જયસિંહની સમક્ષ એના સાહસ અને પરાક્રમને યોગ્ય ઈનામ આપીશ.”

રઘુનાથજીએ યુદ્ધ વિદ્યાનું શિક્ષણ મેળવ્યું નહોતું, તેમ તે મેળવવાની કોશિશ પણ કરી નહોતી. એક-

દમ ત્રણશે માઉલીની સાથે તરવાર હાથમાં લઇને ભીષણ વેગથી "હરહરમહાદેવ"ની ગર્જના કરી મુસલમાન ઉપર તૂટી પડ્યો. હુમલાનો વેગ અમાનુષિક અને અનિવાર્ય હતો. થોડીવારમાં અફ્ગાનોની હાર તૂટી. ઉન્મત્ત માઉલીઓ તીક્ષ્ણ કટારીઓથી અને તરવારથી અફ્ગાનોની કતલ કરવા લાગ્યા.

પરંતુ અફ્ગાનો પણ લડાઇના કામમાં કાંઇ કાચ્ચા નહોતા. હાર વીખરાઇ ગઇ તોપણ તેઓ હટ્યા નહિ. મોટો અવાજ કરી તેમણે માઉલીઓને ઘેર્યા. સ્હેજવારમાં દેખાવ અવર્ણનીય થઇ ગયો. ઘનઘોર અંધારામાં શત્રુ કે મિત્ર કોઇ ઓળખાતું નહિ. હાથમાંની તરવાર પણ સારી રીતે દેખાતી નહિ. મૃતદેહનો તો મ્હોટો ઢગલો થયો. લોહીની નીક વહી. કટારી, ભાલા, અને તરવારનો મારો ચાલી રહ્યો હતો. યુદ્ધના નાદથી મેદિની અને ગગન ભરાઇ ગયું હતું. આ યુદ્ધ કાંઇ મનુષ્યનું નથી એમ ભાસતું હતું. હજારો લોહીના તરસ્યા વાઘ પૈશાચિક શબ્દથી એક બીજાને ચીરી નાખતા હતા.

ઘેરાયલા અફ્ગાનો મોટા મોટા બરાડા પાડીને

માઉલી યોદ્ધા ઉપર વારે વારે હલ્લો કરતા હતા, પ-રંતુ તે અપૂર્વ વીરોની હાર કંપિત થઈ નહિ. સમુદ્રના જેવી ગર્જના કરી મુસલાનો પેલી વીર–દિવાલ ઉપર મારો ચલાવતા, પરંતુ પર્વતની પેઠે પેલી વીર દિવાલ અચલ રહેતી. ચારે પાસ મુડદાંનો ઢગલો થવા લાગ્યો, માઉલીઓની સંખ્યા પણ ઓછી થતી ચાલી, અફ્ગાનો વારંવાર વધારે વેગથી હુમલો કરવા લાગ્યા. પરંતુ તે હાર ભેદાઈ નહિ.

એવામાં એકાએક "શિવાજીકી જય" એવી ગર્જના સંભળાઈ. સર્વેએ ચકિત થઈને જોયું તો કિલ્લામાંની ત્રણ ચાર મ્હોટી મ્હોટી ઈમારત બળતી દીઠી અને તે તરફથી ગર્જના કરતી બીજી મરાઠાની ટુકડી આવતી જણાઈ. શિવાજીએ હલ્લો શરૂ કરતાં પહેલાં સો મરાઠાઓ કિલ્લાની બીજી બાજુ તરફ મોકલ્યા હતા તેમણે અફ્ગાનોને ભૂલાવી કિલ્લામાંથી બહાર કાઢયા હતા. પણ અફ્ગાનો કિલ્લામાં પાછા પેઠા પછી તેમણે તેમની પછવાડે પછવાડે જઇ કેટલીક ઈમારતને આગ લગાડી અફ્ગાનોને પાછળથી ઘેર્યા. કિલ્લો શત્રુના હાથમાં આવ્યો છે, મહેલ બળી ગયો છે, બીજી ઈમારતો પણ બળે છે, સામે શત્રુઓ ઉભા છે,

અને પછવાડે પણ શત્રુઓ છે. માણસથી જેટલું સાધ્ય હતું તેટલું અફગાનોએ કર્યું હતું પણ તેમનું કાંઈ ફાવ્યું નહિ. તેથી તેમણે નિરાશ થઈ પાછી પાની કરી. મરાઠાઓએ જોસ ભેર ધસારો કરી તેમને નસાડયા અને તેમની પૂંઠે તેઓ ધાયા.શત્રુને નાસતા જોઈ રઘુનાથે હુકમ કર્યો કે " ભાગનારાઓને કેદી કરવા, તેમને મારવા નહિ; શિવાજીની આજ્ઞા માનજો " નાશી જનારાઓએ હથીયાર છોડીને પ્રાણ બચાવવાની યાચના કરી; તેઓનો પ્રાણ બચ્યો.

પછી કિલ્લામાંની આગ હોલાવી રઘુનાથે કોટ ઉપર ઠેકાણે ઠેકાણે સિપાઈઓનો પહેરો મૂક્યો; ગોળા, દારૂ અને હથિયાર રાખવાના ઓરડામાં પોતાના ચોકીદારો રાખ્યા અને બંદીવાનોને એક ઓરડામાં પૂરી કિલ્લાની સઘળી ઈમારતો હાથ કરી તેને સાચવવા માટે સિપાઈઓને હુકમ આપી શિવાજી પાસે જઈને શિર નમાવીને સઘળી હકીકત જણાવી.

ઉષાની લાલ છટા પૂર્વ તરફ જણાવવા લાગી. પ્રાતઃકાલનો શીતલ મધુરવાયુ મંદમંદ વહેવા લાગ્યો. આખો કિલ્લો શબ્દશૂન્ય થયો હતો. જાણે આ સુંદર શાન્ત ઝાડથી ભરપૂર પર્વતશિખર કોઈ ઋષિનો આ-

એમ હોયને એમ દેખાયું. જાણે યુદ્ધનો ઘોરનાદ અહીં કદી સંભળાયો ન હોય એવું સઘળે શાંત થઈ ગયું.

---

## પ્રકરણ ૧૬ મું

### વિજેતાને ઇનામ.

બીજે દિવશે તે કિલ્લામાં એક મોટી સભા ભરાઇ હતી. પાછલે પહોરે રૂપાના ચાર સ્તંભ ઉપર લાલ રંગનો ચંદરવો ઝુલતો હતો. રાજગાદી ઉપર રાજા જયસિંહ અને રાજા શિવાજી બેઠા હતા. ચારે બાજુએ લસ્કર બંદુક હાથમાં લઈને હારબંધ ખડું હતું. બંદુકના ઉપર લાલ નિશાનો સાંજની હવામાં ફરકતાં હતાં. સઘળી તરફથી સેંકડો મનુષ્યો દિલ્લીશ્વર, જયસિંહ અને શિવાજીનો જયનાદ કરતા હતા.

જયસિંહે શિવાજી તરફ ફરી હસ્તે ચહેરે કહ્યું, "આપે દિલ્લીશ્વરનો પક્ષ સ્વીકાર્યો છે ત્યારથી આપ તેના જમણા હાથ સ્વરૂપ થયા છો. આ ઉપકાર દિલ્લીશ્વર કદી પણ ભૂલશે નહિ. આપની કોશિશથીજ આ જય મળ્યો છે."

શિવાજી. "જ્યાં રાજા જયસિંહ છે ત્યાં જયજ છે."

સભાસદોએ સાધુવાદ આપ્યો. જયસિંહ ફરી બોલ્યો, "આપણે હવે બિજાપુર જલદીથી તાબે કરીશું એમ લાગે છે. આપ એક રાતમાં આ કિલ્લો લેશો એવી મેં આશા રાખી નહોતી."

શિવાજી. "મહારાજ! કિલ્લા જીતવા એ મારી બાલ્યકાલની કેળવણી છે. તથાપિ જેટલે થોડે શ્રમે એ કિલ્લો લેવાનો મેં વિચાર કર્યો હતો, તેટલો જલદી મારાથી તે લઈ શકાયો નહિ."

જયસિંહ. "કેમ?"

શિવાજી. "મેં ધાર્યું હતું કે મુસલમાનો ઉંઘતા હશે, પરંતુ ત્યાં જઈને જોયું તો તેમને જાગેલા અને હથિયાર સજી તૈયાર થઈ રહેલા દીઠા! અગાઉ કોઈ પણ વેળાએ કિલ્લો તાબે કરવા માટે આવું ભારે યુદ્ધ કરવું પડ્યું નહોતું."

જયસિંહ. "આજ કાલ લઢાઈનો વખત છે તેથી વખતે રાત્રે સર્વદા શત્રુઓ તૈયાર થઈ રહેતા હશે. એવું અનુમાન થાય છે."

શિવાજી. "ખરું, પરંતુ આટલા આટલા કિલ્લા જીત્યા છે તેમાં ક્યાંય પણ સૈન્યને આવી રીતે તૈયાર થયલું જોયું નહોતું."

જયસિંહ. "વારંવાર માર ખાઈ તેઓ સાવચેત થતાં શીખ્યા છે. પરંતુ ગમે તો શત્રુ સાવચેત રહે અથવા નહિ રહે તોપણ આપની ગતિ અટકાવી શકાય એવી નથી. આપનો જય અનિવાર્ય છે!"

શિવાજી. "મહારાજની કૃપાથી દુર્ગ જીત્યો છે ખરો, પરંતુ કાલ રાત્રે આપણાં જે માણસો મર્યાં છે તેમની ખોટ પૂરાય તેમ નથી. હુમલો કરવામાં જે હજાર સિપાઈઓ સાથે હતા તેમાંના પાંચસેને હું આ જીવનમાં ફરી જોઈ શકીશ નહિ, તેવી દૃઢપ્રતિજ્ઞ વિશ્વાસયોગ્ય સેના હવે હું મેળવવા પામીશ નહિ." શિવાજી થોડી વાર સુધી શોકાતુર થયો. પછી બંદીવાનોને આણવાનો હુકમ કર્યો.

રહેમતખાનના તાબામાં એક હજાર સિપાઈઓ તે કિલ્લાનો બચાવ કરવામાં હતા. લડાઈ થઈ રહ્યા પછી ફક્ત ત્રણસે માણસો જીવતા રહ્યા હતા. સઘળાના હાથ પછવાડેથી બાંધેલા હતા. હારબંધ સર્વને સભામાં હાજર કર્યા.

સઘળાના હાથ છોડી નાખવાનો હુકમ કરી શિવાજી બોલ્યો, "અફગાનો! તમે વીરનું નામ રાખ્યું છે. તમારા વ્યવહારથી હું ઘણોજ ખુશી થયો

છું. તમે હવે સ્વતંત્ર છો; હમારી ઈચ્છા હોય તો દિલ્લીશ્વરના લશ્કરમાં રહી નોકરી કરો; નહિ તો તમારા માલેક બિજાપુરના સુલતાનની પાસે ચાલ્યા જાઓ. મારા હુકમથી કોઈ તમારો વાળ પણ વાંકો કરી શકશે નહિ."

શિવાજીના આ સદ્દ્વર્તનથી કોઈ પણ સભાસદ આશ્ચર્ય પામ્યો નહિ; લડાઈમાં કે કિલ્લા જીત્યા પછી તે પરાજય પામેલાના ઉપર ઘણી દયા દેખાડતો હતો અને તેમની બરદાસી સારી રાખતો હતો; તેના મિત્રો કોઈ કોઈ વખતે તેને એટલા માટે દોષ દેતા હતા, પરંતુ તે કાંઈ ગણકારતો નહિ. શિવાજીના આવા સદ્દ્વર્તનથી વિસ્મિત થઈને ઘણાક અફગાનોએ દિલ્લીશ્વરની નોકરી લેવા હા પાડી.

પછી શિવાજીએ કિલ્લેદાર રહેમતખાનને આણવાનો હુકમ કર્યો. તેના પણ હાથ પછવાડેથી બાંધેલા હતા. તેના કપાળમાં, હાથમાં, આખે શરીરે અનેક જખમ થયા હતા તથાપિ તે વેળાએ પણ તે વીર સભામાં ઉભો રહીને સગર્વ શિવાજીની તરફ જોતો હતો.

રહેમતખાન સભામાં આવ્યો એટલે શિવાજીએ ગાદી ઉપરથી ઉઠી પોતાની કટાર વતી તેના હાથનું

દોરડું કાપી નાખ્યું અને ધીરે ધીરે બોલ્યો, " વીર પ્રધાન! લડાઈના નિયમ પ્રમાણે આપના હાથ બાંધ્યા હતા, આપને એક રાત્ર કેદ રહેવું પડ્યું એ દોષ ક્ષમા કરજો. આપ હવે સ્વતંત્ર છો; આપના વીરત્વની વાત કહી શકાય એમ નથી. જય પરાજય ભાગ્યાધીન છે. પરંતુ આપના જેવા યોદ્ધાની સાથે લડાઈ કરીને હું સંમાનિત થયો છું."

રહેમતખાન તો પોતાના મનમાં એમજ ધારતો હતો કે તેને મારી નાખવાની આજ્ઞા થશે. તથાપિ તેની નજર સ્થિર ને ગર્વિત હતી. આંખની પાપણ જરા પણ કંપિત થઈ નહોતી. પરંતુ શિવાજીનું આવું અસાધારણ સદ્દવર્તન જોઈ તેનું હૃદય પીગળ્યું. લડાઈની વેળાએ કોઈએ પણ કદી રહેમતખાનની આંખમાં કાયરતાનું ચિહ્ન જોયું નહોતું. આજે વૃદ્ધની બન્ને ઉજ્જ્વલ આંખમાંથી આંસુનાં ટીપાં પડ્યાં. રહેમતખાને મ્હોં ફેરવી તે લૂછ્યાં, અને ધીરે ધીરે બોલ્યો, " શિવાજી હજરત ! કાલે રાત્રે આપના બાહુબલથી પરાજય પામ્યો છું, આજે આપના સદ્દવર્તનથી તેનાથી પણ વધારે પરાજય પામ્યો છું. જે હિંદુ અને મુસલમાનોનો ખુદા છે, જે બાદશાહ છે,

જમીન અને આસમાનનો સુલતાન છે, તેણે આપને આટલા માટેજ નવું રાજ્ય વિસ્તારવાની શક્તિ આપી છે." વૃદ્ધની આંખમાંથી ફરી આંસુનાં ટીપાં પડ્યાં.

રાજા જયસિંહે કહ્યું,"પહાણુ રાજ! આપને જે ઊંચું પદ મળેલું છે તેને આપ યોગ્યજ છો એ આપે સિદ્ધ કરી આપ્યું છે. આપના જેવો બહાદુર સેનાપતિ બાદશાહની નોકરી કબુલ કરશે તો નિઃસશંય તે આપને સંમાન આપી મ્હોટું પદ આપશે. દિલ્લીશ્વરને લખું કે આપ બાદશાહ સેનામાં એક પ્રધાન કામદાર થવાને રાજી છો?"

રહેમતખાને જવાબ આપ્યો, "મહારાજ! આપની સૂચનાથી હું ઘણોજ સંમાનિત થયો છું, પરંતુ આજ સુધી મે જેનું કામ કર્યું છે તેને હવે છોડીશ નહિ; જ્યાંસુધી આ હાથ શમશેર પકડી શકશે ત્યાંસુધી તે બિજાપુરને માટે ઉપડશે."

શિવાજી બોલ્યો, "તેમજ કરજો. આપ આજે રાત્ર વિશ્રામ લ્યો. કાલે સવારે મારી સેનાની એક ટુકડી બિજાપુર સુધી નિરાપદે પહોચાડી આવશે." એમ કહી રહેમતખાનની યથાયોગ્ય સેવા ચાકરી

કરવા માટે કેટલાક સિપાઈઓને હુકમ આપ્યો.

થોડીવારસુધી સ્થિર નેત્રે શિવાજી તરફ જોઈ રહેમતખાન બોલ્યો, "ક્ષત્રિયરાજ! આપે મારી સારી બરદાસ્ત કરી છે. હું હવે આપની સાથે ખરાબ વ્યવહાર કરીશ નહિ, આપની પાસે હવે હું કંઈ છુપાવી રાખીશ નહિ. આપની સેનામાં વિશેષ તપાસ કરીને જોશો તો જણાશે કે સઘળાં માણસો વફાદાર નથી. કાલે આપ કિલ્લાને ઘેરો નાખવાના હતા તેની છુપી ખબર મને આગળથીજ મળી હતી અને તેથીજ આખી સેનાને રાત્રે તૈયાર કરી રાખી હતી. આ ખબર આપનારો તમારો એક સિપાઈ હતો. આથી વધારે હું કહી શકતો નથી. કારણ આપેલું વચન તોડી શકતો નથી." પછી રહેમતખાન ધીરે ધીરે સિપાઇઓની સાથે મહેલની તરફ જવાલાગ્યો.

ક્રોધથી શિવાજીનું મ્હોં એકદમ લાલ થઈ ગયું. આંખમાંથી આગ ઝરવા લાગી અને શરીર કાંપવા લાગ્યું. તેના મિત્રોએ જાણ્યું કે હવે કંઈ કહેવું વૃથા છે. તેની સેનાએ જાણ્યું કે આજે કંઈનું કંઈ થશે!

શિવાજીને આટલો બધો આકળો થયલો જોઈ જયસિંહ ધીરે રહી બોલ્યો, "શાંત થાઓ. એકના

અપરાધથી સઘળાં માણસો ઉપર ક્રોધ કરવો એ અનુચિત છે." પછી શિવાજીના સિપાઈઓને લક્ષીને બોલ્યો, "આ કિલ્લા ઉપર હુમલો કરવાની વાત તમે ક્યારે જાણી હતી?"

સેનાએ જવાબ આપ્યો, "એક પ્રહર રાત્રે."

જયસિંહ. "આની પહેલાં શું કોઈ પણ આ વાત જાણતું નહોતું?"

સેના. "રાત્રે કોઈ કિલ્લા ઉપર હુમલો કરવાનો છે એટલુંજ ફક્ત જાણતા હતા; રૂદ્રમંડળના કિલ્લા ઉપર ચઢાઈ કરવાની છે એવું અમે જાણતા નહોતા."

જયસિંહ. "ઠીક છે, કેઈ વેળાએ તમે કિલ્લામાં પહોચ્યા હતા?"

સૈન્ય. "સુમારે દોઢ પોહોર રાત ગયા પછી."

જયસિંહ.."સારૂં; એક પ્રહરથી દોઢ પ્રહરસુધી તમે શું બધા એકઠા હતા? " અમુક હાજર નથી, અમુક ક્યાં ગયો છે? અમુક કેમ આવ્યો નથી?" આવી રીતના તમારામાં સવાલો થયા હતા કે નહિ? જો થયા હોય તો તે જાહેર કરો. જુઓ એકને માટે હજાર મનુષ્યને જોખમ પહોંચે એ ઠીક નહિ. તમે દેશોદેશ, પર્વતે પર્વતે, ગામે ગામ મહાવીર રાજા

શિવાજીની સાથે લડાઈ કરી છે, રાજા તમારા ઉપર વિશ્વાસ રાખે છે, તમે પણ ફરી એવા પ્રભુને મેળવી શકનાર નથી. તમે વિશ્વાસ યોગ્ય પ્રમાણ આપો. તમારામાં કોઈ બળવાખોર હોય તો તેને પકડી આપો. તે કાલની લડાઈમાં માર્યો ગયો હોયતો તેનું નામ કહો, ખોટા સંદેહથી શા માટે સઘળાના માન કલુષિત થવા દ્યોછો? "

સૈનિકો તે વેળાએ રાતની વાત યાદ કરવા લાગ્યા, પરસ્પર નીચે સ્વરે વાત ચાલી; તેથી શિવાજીનો ગુસ્સો થોડોક ઓછો થયો. જરા શાંત થઈ તે બોલ્યો, " મહારાજ ! આજે જો તે કપટી બળવાખોરને શોધી આપશો તો જન્મ પર્યંત હું આપનો ઋણી થઈશ"

ચંદ્રરાવ નામનો એક જમાદાર આગળ પડી બોલ્યો, " રાજન્! કાલે એક પોહોર રાત્રિએ જ્યારે અમે લડાઈ કરવા નિકલ્યા ત્યારે મ્હારા તાબાના એક હાવિલદારને માટે તપાસ કરી પણ તે મળ્યો નહિ. પણ અમે કિલ્લા આગળ જંઈ પહોચ્યા ત્યારે તે અમારી સાથે સામેલ થયો. "

આ સાંભળીને રૂદ્ર ગર્જના કરી શિવાજી બોલ્યો, "તે શું હમણા જીવતો છે? "

બંડખોરનું નામ સાંભળવાને સઘળા ટાંપી રહ્યા. સઘળાએ શ્વાસ રોકી રાખ્યો. સર્વત્ર એટલી બધી શાન્તિ પથરાઈ રહી કે જમીનપર એક સોય પડે તો તે પણ સંભળાય આ શાન્તિનો ભંગ કરી ચંદ્રરાવ ગંભીર સ્વરે બોલ્યો, " રઘુનાથજી હવિલદાર! "

જાણે અચાનક વિજળી પડી હોય તેમ સઘળા નિર્વાક્, વિસ્મયસ્તબ્ધ થયા!

ચંદ્રરાવ મહા પ્રસિદ્ધ યોદ્ધો હતો, પરંતુ રઘુનાથના આવ્યા પછી તેની કીર્તિ ઝાંખી થઈ હતી. રઘુનાથના પરાક્રમે ચંદ્રરાવનું નામ અને પરાક્રમ વિસરાવ્યાં હતાં. આથી ચંદ્રરાવના મનમાં રઘુનાથના તરફ દ્વેષ બુદ્ધિનો આવિર્ભાવ થયો હતો. માનવ પ્રકૃતિમાં ઈર્ષાના જેવી બળવતી પ્રવૃત્તિ બીજી એકે નથી.

નામ સાંભતાંજ શિવાજીનું મુખ ઉતરી ગયું.

ઓઠ ઉપર દાંત પીસી ચદ્રરાવને લક્ષી તે ગુસ્સાથી બોલ્યો, "નિન્દક, કપટાચારી! તારી નિંદાથી રઘુનાથના યશ ઉપર ડાગ લાગનાર નથી, રઘુનાથનું આચરણ મેં મ્હારી આંખે જોયું છે, પરંતુ મિથ્યા નિંદા કરનારને જે સજા થાય છે તે સેનાના સિપાઈઓ જોશે."

એમ કહી વજ્ર હસ્તે ભાલો ઉઠાવી શિવાજી ચંદ્રરાવને મારવા જાય છે એટલામાં એકાએક રઘુનાથ વચમાં પડી બોલ્યો, "મહારાજ! પ્રભુ ચંદ્રરાવનો પ્રાણ સંહાર કરશો ના, તે મિથ્યાવાદી નથી, મને કિલ્લાની આગળ આવતાં વાર થઈ હતી."

ફરી સભાસ્થળ નિસ્તબ્ધ થઈ ગયું. મુગે મોઢે આખી સેના રઘુનાથની તરફ જોવા લાગી.

શિવાજી ક્ષણકાલ પથ્થરની મૂર્ત્તિની પેઠે નિશ્ચેષ્ટ થઈ રહ્યો. પછી ધીરેધીરે કપાલ ઉપરનો પરસેવો લૂછી બોલ્યો, "આહ! હું શું સ્વામી જોઉંછું? તમે રઘુનાથ, તમે આ કામ કર્યું છે! તમે જે કોટ ઉપર ચઢતી વખતે અસાધારણ વીરત્વ દેખાડી એકલા આગળ પડયા હતા, માત્ર ત્રણસેં સિપાઈઓ લઈને તેથી બમણા અફગાન પરાજય પમાડયા હતા, તે તમે શું બળવાખોર થઈને કિલ્લેદારને પહેલાંથી ચઢાઇના સમાચાર જણાવ્યા હતા?" શિવાજીની આંખમાંથી અગ્નિની જ્વાળા નીકળતી હોય તેમ જણાવવા લાગ્યું.

રઘુનાથે શાંત ગંભીર સ્વરથી જવાબ આપ્યો, "પ્રભુ, હું તે દોષનો નિર્દોષી છું," એટલું બોલી દીર્ઘકાય નિર્ભીક તરૂણ યોદ્ધા શિવાજીની અગ્નિદૃષ્ટની

સામે નિષ્કંપ થઈને ઉભો રહ્યો. તેની આંખની પાપણ ક્ષણ માત્ર હાલતી નહોતી, સભામાંના તમામ માણસો રઘુનાથની તરફ તીવ્રદષ્ટિ કરવા લાગ્યા. રઘુનાથજી સ્થિર, અવચલિત, અને અકંપિત હતો; તેની વિશાળ છાતી કેવળ ગંભીર નિશ્વાસથી ફુલતી હતી. ગઈ રાત્રે તે જેમ અસંખ્ય શત્રુમાં દિવાલ ઉપર એકલો ઉભો રહ્યો હતો તેમ આજે કાલના કરતાં પણ વધારે મ્હોટા સંકટમાં તે યોદ્ધા તેવોજ ધીર, અને તેવોજ અવિચલિત હતો.

શિવાજી ગર્જના કરી બોલ્યો, "ત્યારે શા માટે મારી આજ્ઞા ઉલ્લંઘન કરીને કુચ કરતી વખતે હાજર નહોતો?"

રઘુનાથના ઓઠ જરા કાંપ્યા. કાંઈ પણ જવાબ નહિ આપતાં તે જમીન તરફ જોઈ રહ્યો.

રઘુનાથને મુગો ઉભેલો જોઈને શિવાજીનો સંદેહ વધ્યો. તેની આંખ ફરી લાલ થઈ ગઈ. ક્રોધકંપિત સ્વરથી તે બોલ્યો, "કપટાચારી! આને માટે શું આવું વીરત્વ દેખાડયું હતું ? ક્ષણમાં તેં શિવાજીની સાથે છળ કરવાની કોશિશ કરી હતી."

રઘુનાથ આગળની પેઠેજ ધીર અને અકંપિત

સ્વરથી બોલ્યો, "રાજન! છળ કે કપટાચરણ કરવું એ મારા વંશની રીતિ નથી. અને એ વાતની પ્રભુ ચંદ્રરાવ પોતેજ સાક્ષી પૂરશે એવી મારી ખાતરી છે. આજેજ રઘુનાથે પોતાનો વંશ એવો શબ્દ ઉચ્ચાર્યો હતો. આજ સુધી એ વિષયમાં તે કદી કાંઈ પણ બોલ્યો ન હોતો.

રઘુનાથનો સ્થિર ભાવ શિવાજીના ક્રોધમાં આહુતિસ્વરૂપ થયો. તેથી તેણે કર્કશભાવથી કહ્યું, "પાપિષ્ટ! ત્હારી ચેષ્ટા ફોકટ છે. ભૂખ્યા સિંહના ગ્રાસમાંથી તું નાશી શકશે પરંતુ શિવાજીના જ્વલંત ક્રોધમાંથી છુટવા પામીશ નહિ."

રઘુનાથે ધીરે રહી જવાબ આપ્યો," હું મહારાજની પાસે પરિત્રાણની અરજ કરતો નથી, મનુષ્યની પાસે ક્ષમા પ્રાર્થના કરતો નથી, જગદીશ્વર મારા દોષ ક્ષમા કરશે."

છંછેડાયલા વાઘની પેઠે ઉન્મત્ત થઈ શિવાજીએ તરવાર ઉઠાવી હુકમ આપ્યો, "બળવાખોરને પ્રાણદંડની સજા છે."

શિવાજીની વજ્ર મુષ્ટિમાં ધારદાર તરવાર જોઈ રઘુનાથ અવિચલિત સ્વરે બોલ્યો, "યોદ્ધા મરવાને

તૈયાર છે. વિદ્રોહાચરણ મેં કર્યું નથી. ”

શિવાજી હવે વધારે સહન કરી શક્યો નહિ. તેની મુઠ્ઠીમાં તરવાર કાંપતી હતી. આવી વખતે જયસિંહે તેનો હાથ પકડ્યો.

આ વખત શિવાજીનું મોં ક્રોધને મારે વિકૃત થયું હતું, શરીર કાંપતુ હતું, તેથી જયસિંહને પણ સમુચિત સન્માન આપવાનું તે વિસરી ગયો, તેથી કર્કશ સ્વરથી બોલ્યો, “ હાથ છોડો આવી વખતે રજપૂતોનો શો નિયમ છે તે હું જાણુતો નથી તેમ જાણવાની ઈચ્છા પણ રાખતો નથી. મરાઠાઓનો સનાતન નિયમ એ છે કે બલવાખોરને પ્રાણુ દંડની સજા કરવી. શિવાજી એ નિયમ અવસ્ય પાલશે.”

જયસિંહ કંઈ પણ ગુસ્સે નહિ થતાં બોલ્યો, “ક્ષત્રિયરાજ ! આજે જે કરશો તે કાલે ફેરવી શકશો નહિ. આ યોદ્ધાનો આજે પ્રાણુ લીધાથી ચિરકાલ તેને માટે પશ્ચાત્તાપ કરશો ! લઢાઈના નિયમમાં આપ કુશળ છો, પરંતુ વૃદ્ધ સલાહ આપે છે તેની અવગણુના કરશો ના. ”

જયાસિંહની સાધુવૃત્તિ જોઈ શિવાજી જરા શરમાયો, તેથી બોલ્યો, “ તાત ! મારા ગુસ્સાના વેણુની

મને ક્ષમા કરો, આપનાં કહેવાની હું કદી પણ અવજ્ઞા કરીશ નહિ; પરંતુ શિવાજી બળવાખોરને ક્ષમા કરશે એવું મેં કદી માન્યું નહોતું.” પછી રઘુનાથની તરફ જોઈ તેણે કહ્યું, “હાવિલદાર! રાજા જયસિંહે તમારો પ્રાણ બચાવ્યો છે. પરંતુ મારી સામેથી ખસો; શિવાજી બળવાખોરનું મુખ દર્શન કરવા ચહાતો નથી.” પછી તરત બોલ્યો, “જરા થોભો. બે વર્ષ ઉપર મેં તમને તરવાર આપી છે તે પાછી આપો. બળવાખોરોના હાથમાં રહેવા દઈ મારી તરવારને હું અપમાન થવા દઈશ નહિ. સિપાઈઓ! તરવાર લઈ લ્યો, અને બળવાખોરને કિલ્લામાંથી કાઢી મુકો.” સિપાઈઓએ તેમ કર્યું.

રઘુનાથને જ્યારે પ્રાણદંડની સજા આપી હતી ત્યારે તે અવિચલિત હતો, પરંતુ જ્યારે સિપાઈઓએ તેની તરવાર પોતાની કમ્મરમાંથી છોડી, ત્યારે તેનું શરીર ધ્રુજ્યું અને અને આંખ લાલ થઈ ગઈ. પરંતુ તેણે આ ઉદ્વેગને સમાવી રાખ્યો. અને શિવાજીની તરફ જોઈને જમીન સુધી માથું નમાવી નિઃશબ્દે કિલ્લામાંથી બહાર નિકળ્યો.

સંધ્યાની છાયા ધીરે ધીરે ગાઢી થઈ જગતને

આવૃત્ત કરે છે તે વખતે એક મુસાફર એકલો મુગો મુગો પર્વત ઉપરથી નીચે ઉતરીને સપાટ જમીન ઉપર જતો હતો. ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું, તે પાર કરીને એક મેદાનમાં આવ્યો. તે વેળાએ છેક અંધારૂં થયું હતું. આકાશ મેઘથી આચ્છન્ન થયું હતું. પવન કોઇ કોઈ વખત જોરથી ફુંકાતો હતો. અંધકારમાં તે મુસાફરથી કાંઈ પણ દેખાતું નહોતું તેમ તેને પણ કોઈ જોઈ શકતું નહોતું.

## પ્રકરણ ૧૭ મું.

### ચંદ્રરાવ જમાદાર.

ચંદ્રરાવ જમાદારની સાથે આપણી આ પહેલ વહેલુંજ ઓળખાણ થાય છે. તેની બુદ્ધિની શક્તિ અસાધારણ હતી. તેનું વીર્ય પણ અસાધારણ હતું. તેની પ્રતિજ્ઞા પણ અલૌકિક દૃઢ હતી. ઉમ્મરે તે રઘુનાથના કરતાં ૫–૬ વર્ષે મ્હોટો હતો, પરંતુ દૂરથી ને પાંતરીસેક વર્ષનો હશે એમ જણાતું હતું. તેના પ્રશસ્ત લલાટમાં આટલી ન્હાની ઉમ્મરમાં પણ ચિંતાની એક બે ગંભીર રેખા અંકિત થયલી હતી.

માથા ઉપરના વાળ કેટલાક સફેતી મારતા હતા. આંખ ઘણીજ તેજસ્વી અને ઉજ્જવલ હતી. પરંતુ ચંદ્રરાવને જેઓ સારી પેઠે આળખતા હતા તેઓ એમ કહેતા કે ચંદ્રરાવનું તેજ, સાહસ જેવું દુર્દમનીય છે તેની દૂરદર્શી ચિંતા પણ તેવીજ ગંભીર અને સ્થિર પ્રતિજ્ઞા પણ તેવીજ ભીષણ અને અનિવાર્ય છે. આખા મુખમંડળ ઉપરથી આ બે ભાવ સ્પષ્ટ રીતે જણાઈ આવતા હતા. તેનું શરીર જાણે લોઢાનુંજ બનેલું હોય એવું ધીટ અને મજબૂત હતું. જેમને ચંદ્રરાવના અસીમ પરાક્રમ, વિજાતીય ક્રોધ, ગંભીર બુદ્ધિ અને દૃઢ પ્રતિજ્ઞાનો સારો પરિચય હતો, તેઓ કદી પણ તે અલ્પભાષી સ્થિરપ્રતિજ્ઞ ભયાનક જમાદારની સાથે ઝગડો કરતા નહિ. આ શિવાય ચંદ્રરાવનો એક બીજો ગુણ અથવા દોષ હતો તે કોઈ વિશેષરૂપથી જાણતા નહોતા. આત્મ ઉન્નતિની અભિલાષા તેના હૃદયમાં અહોરાત્ર જાગ્રત રહેતી. પોતાની અસાધારણ બુદ્ધિના યોગે તે આત્મોન્નતિનો માર્ગ સ્વચ્છ કરતો હતો. અતુલ દૃઢ પ્રતિજ્ઞાથી તે માર્ગ પકડતો અને હાથમાં તરવાર લઇને તે માર્ગ સાફ નિષ્કંટક રાખતો; પછી તેમ કરવામાં ગમે તો શત્રુ કે મિત્ર,

દોષી કે નિર્દોષી, અપકારી કે પરમ ઉપકારી ગમે તે તે માર્ગની આડે આવતાં જણાતો તેને ચંદ્રરાવ મનમાં કાંઈ પણ સંકોચ આણ્યા વિના પતંગવત્ પગની નીચે કચરી નાખવા ચૂકતો નહિ. આજે બાળક રઘુનાથ ભોગ જોગે એના માર્ગમાં આવ્યો હતો, તેને પતંગવત્ કચરીને જમાદારે રસ્તો સાફ કર્યો. આવા આ અસાધારણ પુરૂષનો પૂર્વ વૃત્તાન્ત અવશ્ય જાણવો જોઈએ. તેની સાથેસાથે રઘુનાથના વંશનો વૃત્તાન્ત પણ થોડો થોડો જણાશે.

ચંદ્રરાવ પોતાનો જન્મ વૃત્તાન્ત પોતે કદી પણ પ્રકાશિત કરતો નહોતો; અમે પણ તે પૂરેપૂરો જાણતા નથી. પરંતુ હું અતિ ઉન્નત રજપૂત કુળમાં જન્મ્યો છું એમ કહી તે પોતાની ઓળખાણ આપતો હતો. રાજા જસવતસિંહના એક સેનાપતિ ગજપતિસિંહે તેને બચપણથી ઉછેર્યો હતો. અનાથ બાળક ગજપતિના ઘરમાં કામ કરતો; ગજપતિનાં પુત્ર કન્યાની સાથે રમતો અને તેજ સંસારમાં રહીને કાલ ગાળતો હતો.

ચંદ્રરાવ આશરે પંદરેક વર્ષનો હતો, ત્યારથીજ ગજપતિ તેની ગંભીર ચિંતા, બુદ્ધિ, દુર્દમનીય તેજ

અને દૃઢ પ્રતિજ્ઞા જોઈને આનંદિત થયો હતો અને પોતાના પુત્ર રઘુનાથની પેઠે તેના પર પ્રેમ રાખતો અને આટલી કોમળ વયમાં તેને પોતાના તાબાની લશ્કરની ટુકડીમાં કામે લગાડ્યો.

સિપાઈના કામમાં જોડાયા પછી ચંદ્રરાવ દિવસે દિવસ બહાદુરી દેખાડવા લાગ્યો તેથી વૃદ્ધ યોદ્ધાઓ પણ આશ્ચર્ય પામવા લાગ્યા. યુદ્ધમાં જે જગાએ ઘણું ભય હોય, જ્યાં પ્રાણ નાશનો સંભવ ઘણો હોય, જે સ્થાને શત્રુ અને મિત્રના મુડદાંનો ઢગલો થયો હોય, લોહીનો સ્રોત વહેતો હોય, ધુળ અને ઓસથી ગગન આચ્છાદિત થયું હોય, યોદ્ધાના ભયંકર હોકારાથી અને ઘવાયલાના આર્ત્તનાદથી કાન ફાટી જતાં હોય, ત્યાં આ પંદર વર્ષની કાચી ઉમ્મરનો બાળક મુગો મુગો આસુરી પરાક્રમ પ્રકાશ કરતો માલમ પડતો. મુંખથી કાંઈ બોલતો નહિ પરંતુ આંખ અગ્નિના જેવી લાલ જણાતી. કપાલમાં કરચલી વળતી અને મુખ ઉપર અતિશય ક્રોધ પથરાઈ રહેતો. લડાઈ ખતમ થયા પછી સિપાઈઓ એકઠા થઈ રાત્રે ગીતો ગાય કે હસે કે રમે ત્યાં ચંદ્રરાવ નજર પડતો નહિ. આ અલ્પભાષી દૃઢ પ્રતિજ્ઞ બાળક તો તંબુમાં અંધકા-

રમાં એકલો બેસી રહેતો, અથવા તો કપાલ ઉપર કરચલી આણી મેદાનમાં કે નદી કીનારે એકલો ફ-ર્યાં કરતો. ચંદ્રરાવનો ઉદ્દેશ કાંઈક અંશે પૂરો થયો. તે હવે અજ્ઞાત રજપૂત બાળક નહોતો, તેની પદવી વધી, ગજપતિસિંહના તાબાની સેનામાં તે હવે અસાધારણ સાહસિક અને તેજસ્વી વીર તરીકે પ્ર-ખ્યાત થયો. મર્યાદા વૃદ્ધિની સાથે ચંદ્રરાવની ઉન્નતિ-ની અભિલાષા અને ગર્વ વધારે વધ્યાં.

એક દિવસે એક લડાઈમાં ચંદ્રરાવનું પરાક્રમ જો-ઈને ગજપતિ ઘણોજ ખુશી થયો. જય મેળવ્યા પછી તેને પાસે બોલાવી સર્વના દેખતાં યથા યોગ્ય સન્મા-ન આપી ગજપતિ બોલ્યો, " ચંદ્રરાવ ! આજે તમા-રા સાહસથીજ આપણે યુદ્ધમાં જય મેળવ્યો છે, તે-નું ઈનામ તમને શું આપું ? " ચંદ્રરાવે મુખ અવનત કરી વિનીત ભાવથી કહ્યું, " પ્રભુની સ્તુતિથી દાસને ઘણું ઈનામ મળ્યું છે; હવે વધારે શું ચાહું. " ગજપ-તિએ સ્નેહની સાથે કહ્યું, "મનમાં વિચાર કરીને જે ઈચ્છા હોય તે પ્રકાશ કરો. પૈસા, સત્તા, પદવૃદ્ધિ. ચંદ્ર-રાવ ! તમને આપવા જેવી વસ્તુ મારી પાસે કાંઈ ન-થી." ચંદ્રરાવ જમીન ઉપરથી ધીરે ધીરે નયન ઉપા-

ડી બોલ્યો, " રજપૂત વિરો કદી પણ પોતાનું વચન તોડતો નથી એ આખું જગત્ જાણે છે. વીરશ્રેષ્ઠ ! આપની કન્યા લક્ષ્મી દેવીને મારી સાથે પરણાવો."

સભામાંનાં સઘળાં મનુષ્યો આ સાંભળી સ્તબ્ધ બની ગયાં, ગજપતિના માથા ઉપર જાણે આકાશ તૂટી પડ્યું હોય એમ જણાયું. ક્રોધથી તેનું શરીર ધ્રુજવા માડ્યું, તરવાર મ્યાનમાંથી અડધી બહાર નિકળી; પરંતુ તે ક્રોધ સમાવીને મોટેથી હસીને બોલ્યો, વચન પાલવા હું તૈયાર છું; પરંતુ તમારો જન્મ મહારાષ્ટ્ર દેશમાં થયો છે, રજપૂત કન્યાઓને ચોર મરાઠાઓની સાથે પર્વતની ગુફામાં અને જંગલમાં રહેવાનો અભ્યાસ નથી. પહેલાં લક્ષ્મીને યોગ્ય રહેઠાણ તૈયાર કરાવો અને ત્યાર પછી મરાઠા નોકરની સાથે રાજવંશી રજપૂત બાલિકાના લગ્નની યોગ્યતા કે અયોગ્યતા ઉપર વિચાર કરવામાં આવશે."

સભામાંના તમામ માણસો ઉચ્ચે અવાજે હસવા લાગ્યા; ચંદ્રરાવે ધીરે રહી કહ્યું, "હાલમાં બીજું કાંઈ માગવું નથી, જ્યારે જરૂર પડશે ત્યારે પ્રભુને જણાવીશ."

સભા બરખાસ્ત થઈ, સર્વ પોત પોતાને મુકામે

ગયા. ઉદારચેતા ગજપતિ ચંદ્રરાવના ઉપરનો ક્રોધ તરત ભૂલી ગયો અને તે દિવસની વાત પણ થોડીવારમાં ભૂલી ગયો. પણ ચંદ્રરાવ તે વાત ભૂલ્યો નહિ. તે દિવસે સાંજરે તે પોતાના મુકામમાં વિચારમાંને વિચારમાં થોડીવાર સુધી ફર્યા કર્યું. મુકામમાં અંધારૂં થયું, પરંતુ તેના કરતા દુર્ભેદ્ય અંધકાર ચંદ્રરાવના હૃદય અને કપાળ ઉપર વિરાજતું હતું. તેના તે વેળાના ભાવનું વર્ણન કરવું એ અમારી શક્તિથી બહાર છે, તે સમયે તેના મુખની ભીષણ આકૃતિ જોયાથી સ્વયં મૃત્યુ પણ ચકિત થયા વિના રહે નહિ. એવું હતું.

થોડીવાર પછી ચંદ્રરાવે દીવો સળગાવ્યો, એક પુસ્તકમાં કાંઈક લખ્યું. લખ્યા પછી તે પુસ્તક બંધ કર્યું. ફરી તે ઉઘડયું, વળી જોયું, પાછું બંધ કર્યું. અને તેના મુખમંડળ ઉપર ભયાનક જણાવ્યું.

તેનો એક મિત્રે એટલામાં આવીને પૂછ્યું. "ચંદ્ર! શું લખે છે?" ચંદ્રરાવ અવિચલિત સ્વરથી બોલ્યો, "કાંઈ નહિ, હિસાબ લખી રાખું છું. મારૂં દેવું છે તે લખી રાખું છું."

મિત્ર પોતાને મુકામે ગયો! ચંદ્રરાવે ફરી પુસ્તક ઉઘાડયું. તે ખરેખરી હિસાબની ચોપડી હતી,

તેમાં ચંદ્રરાવે એક કર્જની વાત લખી હતી. પછી પુસ્તક બંધ કરીને દીવો હોલવી નાંખ્યો.

આ બનાવને એકાદ વર્ષ થયા પછી ઉજ્જયિની આગળ ઔરંગજેબની જોડે જસવતનું મોટું યુદ્ધ થયું. તેમાં ગજપતિસિંહ માર્યો ગયો. પરંતુ જે તીરથી તેની છાતી વીંધાઈ ગઈ હતી તે તીર શત્રુનું નહોતું.

ત્યારપછી જ્યારે જસવતસિંહની રાણીએ પતિના પરાજયની વાત સાંભળી ક્રોધથી આંધળી થઈ કિલ્લાના દરવાજો બંધ કરાવ્યો, ત્યારે એક માણસે તેને ખબર આપી કે ગજપતિ નામના એક સેનાના ઉપરીની કાયરતા અને કપટથીજ પરાજય થયો છે. રાણી તે વેળાએ ન્યાય અન્યાયનો વિચાર કરવા અસમર્થ હતી, તેથી કપટાચારીનાં બાળકોને મારવાડમાંથી દૂર કરવાનો અને તેની બધી દોલત લૂટી લઈ રાજ્યના ભંડારમાં આણવાનો હુકમ આપ્યો; ગજપતિએ કપટ કર્યું હતું એવા સમાચાર કોણે આપ્યા તે સ્પષ્ટ જણાયું નહિં.

ગજપતિનાં અનાથ બાળક અને બાળિકા મારવાડમાંથી નિકળી બીજા દેશમાં ગયાં. તે વેળાએ રઘુનાથની ઉમ્મર બાર વર્ષની અને લક્ષ્મીની નવ

વર્ષની ઉમ્મર હતી. તેઓની જોડે ફક્ત એક જૂનો નોકર હતો. રાણીના ભયથી આ દુઃખીઓના ઉપર કોઈ દયા કરવામાં સાહસિક થયું નહિ. માર્ગમાં ચોરના એક ટોળાએ તે નોકરને મારી નાખ્યો. અને બાળક બાળિકાને મરાઠા દેશમાં લઈ ગયા. બાળક ન્હાની ઉમ્મરથીજ તેજસ્વી હતો. તેથી રાત્રે ચોરોના મુકામ ઉપરથી નાશી ગયો, બાલિકાની સાથે ચોરના ઉપરીએ વિવાહ કર્યો. એ ઉપરી તે ચંદ્રરાવ હતો!

તીક્ષ્ણ બુદ્ધિમાન્ ચંદ્રરાવનો મનોરથ કેટલેક અંશે પૂર્ણ થયો. ગજપતિના ઘરમાંથી ઘણી દોલત તેણે સાથે આણી હતી તેમાંથી તેણે એક મોટી જાગીર વેચાતી લીધી, અને મરાઠા દેશમાં એક આબરૂદારમાં ખપવા લાગ્યો, પાસે પૈસો હોય તો સર્વથા ખરાબ હોય તે પણ સારો ગણાય છે. એ કહેવત પ્રમાણે ચંદ્રરાવ રજપૂતવંશમાંથી ઉત્પન્ન થયો છે, એ વાત ઉપર કોઈએ પણ અણવિશ્વાસ કર્યો નહિ. અને વળી તેણે પ્રસિદ્ધ રજપૂત ગજપતિસિંહની કન્યાની સાથે લગ્ન કર્યું હતું. એ વિશેષ હતું. તેનું અતુલ સાહસ અને પરાક્રમ જોઈ શિવાજીએ તેને જમાદારનું પદ આપ્યું, તેનું વિપુલ ધન, જાગીર

અને બહારનો આડંબર જોઈ સઘળા તેને માન આ-પવા લાગ્યા. ચંદ્રરાવે બીજા બે ત્રણ મ્હોટા મ્હોટા ઘરની કન્યાઓ સાથે પણ લગ્ન કર્યાં. મોટા માણસોમાં ભળવા લાગ્યો, મ્હોટા માણસની વર્તણુક અખતીયાર કરી. બીજું વધારે કર્યું તે કહેવાની કાંઈ જરૂર છે. જે સુંદર કૌશલથી આપણે મોટા માણસ થઈએ છિ-યે, સમાજના ભૂષણ થઈએ છિયે, પદ મર્યાદાની વૃદ્ધિ કરીએ છિયે, અને તેની સાથે દંભ અને ગાંભી-ર્યની પણ વૃદ્ધિ કરીયે છિયે. ચંદ્રરાવે પણ તે કર્યું. ચંદ્રરાવ જંગલી હતો. તેણે પોતાને હાથે પિતા સ્વરૂપ ગજપતિને મારી નાંખીને તેના ઉન્નત વંશનો સર્વ નાશ કર્યો હતો. આપણે સુધરેલા છિયે, આપણે ચતુરાઈ લગાડીને સરકારમાં ફરીયાદી કરીને ઘણાક ઉત્તમ સંસારને ધુળ ધાણી કરીએ છિયે. પણ આ-પણી નિંદા કરતું નથી. કારણ આપણ સુધરેલા કા-યદા પ્રમાણે ઉપાય લઇએ છિયે. ચંદ્રરાવ લઢાઈમાં ભીષણ પરાક્રમ દેખાડી રાજાને સંતુષ્ટ કરી પોતાની પદ વૃદ્ધિનો યત્ન કરે છે, દેશો દેશમાં યશનો વિસ્તાર કરવાનો યત્ન કરે છે. આપણે સુધરેલા છિયે, ભાષ-ણરૂપી વાક્યુદ્ધમાં થા વર્ત્તમાન પત્ર સ્વરૂપ કલમ

યુદ્ધમાં ભારે પરાક્રમ દેખાડી રાજાની પાસેથી ઉપાધિ મેળવવાનો યત્ન કરીએ છિયે, ટૂંક મુદતમાં "દેશ હિતૈષી મહલ્લોક થઈ પડીએ છિયે. ચારે બાજુએથી જયધ્વનિ વાગે છે, વર્ત્તમાનપત્રની ભેરી વાગે છે, દેશોદેશમાં તે ધ્વનિ પ્રતિધ્વનિ થાય છે. આપણે મહાન પુરૂષ છિયે !

## પ્રકરણ ૧૮ મું.

## લક્ષ્મીબાઈ.

રઘુનાથની ઉમર બાર વર્ષની હતી ત્યારે તેને લૂટારાને વેશે ચંદ્રરાવ પકડી જઈ રાજસ્થાનથી દક્ષિણ પ્રદેશમાં લઈ ગયો હતો પણ એક દિવસે રાત્રે તે તેના પાશમાંથી છુટી નાશી ગયો હતો, તે વાત પાછળ જણાવી છે. તેણે પહાડની ગુફામાં, જંગલમાં, મેદાનમાં કે ગૃહસ્થના ઘરમાં, જે વખતે જે આવ્યું તેમાં રહી કેટલાક દિવસ ગુપ્ત રહ્યો. એના જેવા સુંદર અનાથ બાળકને એક મુઠી ભિક્ષા આપવા નારાજી હોય?

ત્યાર પછી રઘુનાથે પાંચ છ વર્ષ ઠેકઠેકાણે ઘણાં ઘણાં કષ્ટ ભોગવી ગાળ્યાં. સંસાર સ્વરૂપ અ-

નંત સાગરમાં અનાથ બાળક એકલો તણાવા લાગ્યો; નાના પ્રકારના દેશમાં ફર્યો, નાના પ્રકારના લોકોની પાસેથી ભીક્ષા લીધી તથા દાસવૃત્તિ સ્વીકારી જીવન ગાળ્યું. પૂર્વના ગૌરવની વાત, પોતાનાં વીરત્વ અને સંમાનની વાત, કોઈને પણ કહેતો નહોતો. કોઈકોઈ વખતે દુઃખનો ભાર સહન નહિ થઈ શક્યાથી મેદાનમાં કે પર્વતના શિખર ઉપર બેશી એકલો મન ખોલી રડતો અને પછી આંસુ લૂછી પોતાના કામ પર જતો.

ઉમ્મર વધતી ગઈ તેની સાથે વંશોચિત ભાવ પણ તેના ન્હૃદયમાં આપો આપ જાગ્રત થવા લાગ્યા. ન્હાની ઉમ્મરનો નોકર કોઈ કોઈ વેળાએ છાનામાનાં શેઠની પાઘડી માથા ઉપર મુકતો, તેની તરવાર કમરમાં લટકાવતો! સાંજે મેદાનમાં બેશીને ભાટો ચારણોના ગીત મ્હોટે અવાજે ગાતો, ત્યારે મુસાફરો રાત્રે પર્વતની ગુફામાં સંગ્રામસિંહ અને પ્રતાપનાં ગીત સાંભળીને આશ્ચર્ય પામતા. જ્યારે રઘુનાથની ઉમ્મર અઢાર વર્ષની થઈ ત્યારે શિવાજીની કીર્તિ, શિવાજીનો ઉદ્દેશ, શિવાજીના વીર્યની વાત તેના કાનપર આવી અને તે વિશે તે વિચાર કરવા લાગ્યો. રજપૂતાનાની

પેઠે દક્ષિણ પ્રદેશ સ્વતંત્ર થશે, શિવાજી મહારાષ્ટ્ર દેશમાં હિંદુરાજ્ય ફેલાવશે, આવા વિચાર કરતાં કરતાં બાળકનું હૃદય ઉત્સાહથી પરિપૂર્ણ થયું, અને તેથી તેણે શિવાજીની પાસે જઈ સિપાઈની નોકરી મળવાની અરજ કરી.

શિવાજીની માણસો ઓળખવાની શક્તિ અસાધારણ હતી. કેટલાક દિવસમાં તેણે રઘુનાથને ઓળખ્યો, તેને હાવિલદાર બનાવ્યો. અને ઘણી અણીને પ્રસંગે તેને તોરણાગઢમાં બારીક કામ પર મોકલ્યો હતો. રઘુનાથ એ કામ પર જતો હતો ત્યારે આપણી તેની સાથે પહેલી મુલાકાત થઈ હતી.

રઘુનાથને હાવિલદારની પદવી મળી હતી તે ઉપર કહ્યુંજ છે. રઘુનાથ શિવાજીની પાસે નોકરી લેવા આવ્યો ત્યારે ચંદ્રરાવ જમાદારના તાબામાંની એક હાવિલદારનું મરણ નિપજ્યું હતું, તેથી તેની જગા રઘુનાથને મળી. રઘુનાથ ચંદ્રરાવને પોતાના પિતાના જૂના નોકર અને પોતાના બાળમિત્ર તરીકે ઓળખતો હતો. પણ તે એમ જાણતો નહોતો કે ચંદ્રરાવજ પોતાના પિતાને મારનાર, તથા પોતાનું સર્વસ્વ લૂટી લઈ જનાર હતો તથા હવે તે

પોતાનો બનેવી છે. આથી તે ખુશીની સાથે તેની સાથે વાતચીત કરતો. ચંદ્રરાવે રઘુનાથને પોતાને ઘેર બોલાવ્યો, પરંતુ તે વખતે એ અલ્પભાષી જમાદારના કપાલમાં ફરી કરચોલી વળી હતી.

દિવસે દિવસે રઘુનાથજીના સાહસ અને પરાક્રમનો યશ ફેલાવા લાગ્યો, તેથી ચંદ્રરાવને દ્વેષ પણ વધવા લાગ્યો. કીડો આપણા માર્ગમાં આડો આવે છે તો આપણે તેના ઉપર પગ મુકી તેને મારી નાખી માર્ગ સાફ કરીએ છિયે, તે પ્રમાણે ચંદ્રરાવે પણ કોઈ દિવસે છુપી રીતે રઘુનાથને મારીને પોતાનો માર્ગ સાફ કરવાનો મનમાં નિશ્ચય કર્યો. પરંતુ જ્યારે રઘુનાથના યશે તેના પોતાના યશને પણ મ્લાન કર્યો. જ્યારે લોકો બાળકનું સાહસ જોઇને વિક્રમશાલી ચંદ્રરાવના પરાક્રમને પણ ભૂલવા લાગ્યા, ત્યારે ચંદ્રરાવે મનમાંને મનમાં પ્રતિજ્ઞા કરી કે, "આ બાળકને યોગ્ય સજા આપવી જોઇએ, એનો યશ નષ્ટ કરીશ.' આવો વિચાર કરતાંજ ચંદ્રરાવની આંખ લાલચોળ થઈ ગઈ, મૃત્યુની છાયા તેના કરચોલી વળેલા કપાલ ઉપર આવૃત્ત થઈ.

ચંદ્રરાવની પોતે લીધેલી પ્રતિજ્ઞાથી કદી પણ

ડગે એવો નહોતો. ઊંડો વિચાર કરી કરેલી મસલત કદી પણ વ્યર્થ જતી નહિ. આજે રઘુનાથજી દૈવયોગે જાનથી તો બચ્યો, પરંતુ બળવાખોર ફિતુરી ઠરાવી તેને શિવાજીએ પોતાની નોકરીમાંથી કાઢી મુકયો એટલે અંશે ચંદ્રરાવની પ્રતિજ્ઞા સિદ્ધ થઈ.

આ બનાવ બન્યા પછી શિવાજીની પાસેથી કેટલાક દિવસની રજા લઈ પોતાને ઘર ગયો. વાંચનાર! ચાલો આપણે પણ એકવાર એ મ્હોટા માણસના ઘરમાં ડરતા ડરતા પ્રવેશ કરીએ.

જમાદાર ઘેર આવ્યો. આગણામાં નોબત વાગવા લાગી, દાસ દાસી જલદીથી યજમાનની પાસે આવ્યા, સ્ત્રીઓ પતિને માન આપવા માટે અલંકારાદિ સજવા લાગી, પાડોશીઓ મળવા આવ્યા, થોડી વારમાં ચંદ્રરાવના આવ્યાની ખબર આખા ગામમાં ફેલાઈ.

સાયંકાલે ચંદ્રરાવ અંતઃપુરમાં ગયો. લક્ષ્મી બાઈએ ભક્તિભાવથી સ્વામીના ચરણમાં પ્રણામ કર્યા. પછી ખાવાની તૈયારી કરી. સ્વામીને ખાવા બોલાવ્યો. ચંદ્રરાવ ભોજન કરવા બેઠો. લક્ષ્મીબાઈ તેની પાસે ઉભી ઉભી વા ઢાળવા લાગી.

લક્ષ્મીબાઈ ખરેખર લક્ષ્મીજ હતી. તે શાંત ધીર બુદ્ધિમતી અને પંતિવ્રતા હતી. બાલ્યકાલમાં તે પિતાની લાડકી કન્યા હતી; પરંતુ ન્હાની ઉમ્મરમાંજ પરદેશમાં અપરિચિત માણસોમાં અને અલ્પભાષી કઠોર સ્વભાવના સ્વામીના હાથમાં પડી હતી તેથી ઝાડપરથી તોડેલા કોમળ પુષ્પની પેઠે તે પણ દિવસે દિવસે શુષ્ક થવા લાગી. નવ વર્ષની બાલિકાનું જીવન શોકકારક થયું, પરંતુ તે શોક તે કોને જણાવે? મીઠાં મીઠાં વચનોથી કોણ તેની સાન્ત્વના કરે? બાલિકા આગળની વાત યાદ કરતી, પિતાની વાત યાદ કરતી, પ્રાણથી વ્હાલા ભાઈની વાત યાદ કરતી, અને છુપીરીતે આંસું વર્ષાવતી.

શોક અને કષ્ટમાં પડવાથી, આપણી બુદ્ધિ તીક્ષ્ણ થાય છે, આપણું હૃદય અને મન શાન્ત તથા સહનશીલ થાય છે. એ ન્યાયે બાલિકા એક બે વર્ષમાં સંસારનું કામ યથાસ્થિત કરવા લાગી અને સ્વામીની સેવામાં રત થઈ. હિંદુ સ્ત્રીની પતિવિના બીજી શી ગતિ હોય? જો સ્વામી સહૃદય અને દયાળુ હોયતો નારી આનંદમાં મગ્ન થઈને તેની સેવા કરે છે, સ્વામી નિર્દય અને વિમુખ થાય તો પણ નારી પતિસેવા ક-

રવામાં ચૂકતી નથી. પ્રેમ એ દૈવીવસ્તુને ચંદ્રરાયના -હૃદયમા ઠામ નહોતો. અભિમાન જિઘાંસા આત્મઉન્નતિની અભિલાષા અને અપૂર્વ પરાક્રમથી તેનું -હૃદય પૂર્ણ હતું ; તથાપિ તે પોતાની પ્રત્યે નિર્દય નહોતો. લક્ષ્મીબાઈના પ્રત્યે સારો વ્યવહાર રાખતો હતો. લક્ષ્મી પણ સ્વામીની યથાયોગ્ય સેવા ચાકરી કરતી હતી. સ્વામીના સ્વભાવથી સર્વદા ડરતી રહેતી. એક પણ મીઠું વેણ સાંભળે તો પોતાને પરમ ભાગ્યવતી સમજતી હતી. સ્વામીનો ઘણો પ્રેમ એ શું છે તેનો તેને પરિચય થયો નહોતો. તેથી કદી તેની આશા પણ રાખતી નહોતી.

આવી રીતે સંસારના કાર્યમાં અને પતિસેવામાં કાળ વીતવા લાગ્યો. ધીર શાંત લક્ષ્મીની યૌવનાવસ્થા આવી, પરંતુ તે યૌવન કેવું શાંત, કેવું નિરૂદ્વેગ હતું ! પૂર્વની લગભગ સઘળી વાત તે વિસરી ગઈ. જો કદાચ સાયંકાળે કોઈ વખતે રજપૂતસ્થાનની વાત, બાલ્યકાલનું સુખ, બાલ્યકાલની રમત, અને પોતાના પ્યારા ભાઈની વાત યાદ આવતી, તો નિઃશબ્દે આંસુનાં ટીપાં સુંદર રક્તશૂન્ય ગાલપર પડતાં પણ આંસુ લુંછી લક્ષ્મી ફરી ગૃહકાર્યમાં પ્રવૃત્ત થતી.

એક પછી એક ચંદ્રરાવે ચાર પાંચ સ્ત્રીઓની સાથે લગ્ન કર્યાં, એકની સાથે તેનું કુળ ઊંચું હતું, તેથી બીજીની સાથે તેની પાસે ધન હતું તેથી ત્રીજીની સાથે વિસ્તીર્ણ જાગીર મળે એ કારણથી એમ દરેકની સાથે લગ્ન કરવાનું કારણ જૂદું જૂદું હતું. ચંદ્રરાવ કાંઈ બાળક નહોતો. પ્રેમ તથા સૌન્દર્યને માટે કાંઈ તેણે કોઈની સાથે વિવાહ કર્યો નહોતો. આમ છતાં લક્ષ્મીબાઈ ઘરની ધણીઆણી હતી, પણ તેમાં કારણ તેની સુંદર કાંતિને એ નહિ પણ તે પહેલી સ્ત્રી અને પ્રસિદ્ધ રજપૂત વંશથી ઉત્પન્ન થયલી હતી એ હતું. ચંદ્રરાવ સર્વ સ્ત્રીને અલંકાર પૈસા અને ઘણા કીંમતી વસ્ત્રાદિ આપતો હતો. કોઈ સ્ત્રીને કાંઈ જવું પડતું તેની સાથે ઘણાં દાસ દાસી હાથી ઘોડા સિપાઓ અને વાજાં મોકલતો, તેથી સર્વ જાણતા હતા કે ચંદ્રરાવનું કુટુંબ જાય છે. આ બધો આડંબર તે પોતાની આબરૂ વધારવા માટે કરતો. કાંઈ પોતાની પત્નીના સંતોષને માટે કરતો નહિ. ઘરની સઘળી સ્ત્રીઓ પતિને એક સરખી ડરતી હતી, દાસીની પેઠે સર્વે સ્વામીની સેવા કરતી હતી.

લક્ષ્મીબાઈની ઉમ્મર હમણા સતર વર્ષની થઈ

હતી. તેનાં અવયવ કોમળ, ઉજ્વલ અને લાવણ્યમય હતાં, પરંતુ તે શરીરે જરા દુર્બલ હતી. તેની ભમર જાણે તેના સુંદર શાંત લલાટમાં પીંછીથી કોતરી કાઢી નહોય એવી જણાતી હતી, શાંત, કોમળ, કાળી આંખને ચિન્તાએ પોતાનું આવાસસ્થાન કર્યું હતું. ગાલ સુંદર ચળકતા પરંતુ જરા ફિકાશ મારતા હતા. આખું શરીર શાંત અને દુર્બલ હતું. યૌવનની સુંદરતા વિકસિત થઈ હતી, પરંતુ યૌવનની પ્રફુલ્લતા, ઉન્મત્તતા કાંઈ જણાતી નહોતી. આહા! રજપૂતાનાનું આ અપૂર્વ કોમળ પુષ્પ મહારાષ્ટ્રમાં સૌન્દર્ય અને વાસ ફેલાવે છે ખરૂં, પરંતુ યોગ્ય જીવનને અભાવે તે શુષ્ક અને કરમાઈ ગયેલું છે. પદ્માસના લક્ષ્મીની પેઠે લક્ષ્મીબાઈના ચારૂ નયન, લાંબા કાળા વાળ, કોમળ સુગોળ દેહ નજરે પડે છે પરંતુ યૌવનના પ્રફુલ્લસૂર્ય કિરણ નથી. જીવનરૂપી આકાશ ચિંતારૂપી મેઘથી ઢંકાઈ ગયું છે.

ગજપતિને ચંદ્રરાવે મારી નાંખ્યો હતો તે લક્ષ્મી જાણતી નહોતી, પરંતુ સ્વાર્થ સાધવા માટે પિતાના વંશની તેણે ખરાબી કરી છે તે ચંદ્રરાવના આચરણથી અને તેની વખતો વખતની વાતોથી

બુદ્ધિમતી લક્ષ્મી જાણુવા પામી હતી. પણુ બ્હીકથી તે વિશે વિશેષ પૂછપરછ કરી શકી નહોતી.

એક દિવસે ચંદ્રરાવે લક્ષ્મીને જણાવ્યું કે તારો ભાઈ મારા આધીનમાં હાવિલદાર થયો છે અને તેણે યશ મેળવ્યો છે. વાત પૂરી કરતાજ ચંદ્રરાવ જરા હ-સ્યો. લક્ષ્મી પોતાના સ્વામીને સારી પેઠે પિછાનતી હતી, તેથી તે હસવું જોઈ તેના પ્રાણુ સૂકાઈ ગયા.

રઘુનાથને કેમ છે, તે શું કરે છે, ઈત્યાદિ નાના પ્રકારના વિચાર સર્વદા લક્ષ્મીના મનમાં આવતા, પરંતુ સ્વામીને ડરથી પૂછી શકતી નહોતી, પણુ તેના હાથ નીચેના સિપાઇઓને તથા નોકરોને પૈસાથી વશ કરીને છુપા સમાચાર મેળવતી હતી. તેના મ-નમાં સર્વદા ડર રહેતો કે સ્વામી ભાઈનું અનિષ્ટ કરશે, પણુ આવું ભય શા કારણુથી ઉપજતું તે તે સમજી શકતી નહિ.

એક દિવસે સ્વામીના એક બે મીઠાં વાક્યથી ઉત્સાહિત થઈને લક્ષ્મી સ્વામીના ચરણુ આગળ બે-શી બોલી, "દાસીની એક અરજ છે, પરંતુ ક-હેતાં ડરૂં છું."

ચંદ્રરાવ સૂતો સૂતો પાન ચાવતો હતો તેણે ડર

વાનું સાંભળીને સ્નેહથી કહ્યું, " જે કહેવું હોય તે કહે. "

લક્ષ્મી બોલી, " મારો ભાઈ બાળક છે, અને અજ્ઞાન છે. "

આ સાંભળીને ચંદ્રરાવનું મુખ ગંભીર થયું. આથી લક્ષ્મી ભયભીત થઈ, તથાપિ મનમાં વિચાર કર્યો કે નશીબમાં જે થવાનું હશે તે થશે પણ આજે જે કહેવું છે તે કહીશ. પછી બોલી " તે આપનો નોકર છે, આપનાજ આધીનમાં છે." આ સાંભળીને ચંદ્રરાવ ક્રોધિત સ્વરથી બોલ્યો, "તે મારા કરતાં પણ વધારે પરાક્રમી તરીકે ઓળખાય છે."

બુદ્ધિમતી લક્ષ્મીએ જે મનમાં વિચાર કર્યો હતો જેનો તે ભય કરતી હતી તેજ બન્યું,—ચંદ્રરાવ રઘુનાથ ઉપર ઘણોજ ગુસ્સે થયો! ભયથી કંપાયમાન થઇને તે બોલી " બાળક જો કાંઈ દોષ કરે તો આપ માફ નહિ કરો તો બીજું કોણ કરનાર છે? "

આ સાંભળીને ચંદ્રરાવ કઠોર સ્વરે બોલ્યો "મૂર્ખ સ્ત્રીઓની પાસેથી ચંદ્રરાવ સલાહ લેતો નથી. હવે બસ થયું કંટાળો આપીશ ના "

લક્ષ્મીએ દીઠું કે ચંદ્રરાવને ઘણોજ ક્રોધ આવ્યો

છે. જો કોઈ બીજા વિષય બાબત તેને કાંઈ કહેવું હોતતો વધારે કહેવાની તે હિંમત કરત નહિ, પરંતુ ભાઇને વાસ્તે સ્નેહમયી બહેન શું કહી નહિ શકે? તેથી ચંદ્રરાવના પગપર પડીને રોતી રોતી બોલી, "દાસીની પાસે પ્રતિજ્ઞા લ્યો કે રઘુનાથને કાંઈ પણ નુકસાન કરીશ નહિ."

આ સાંભળીને ચંદ્રરાવની આંખ લાલચોળ થઈ ગઈ. તેણે લક્ષ્મીને જોરથી લાત મારી ઓરડામાંથી બહાર કાઢી મૂકી.

આ બનાવ બન્યા પછી ચંદ્રરાવ આજેજ પહેલ વેહેલો ઘેર આવ્યો હતો; રઘુનાથ ઉપર પડેલી આફતથી લક્ષ્મી અજાણ હતી, પરંતુ તેનું હૃદય ચિંતાતુર હતું. રાત્રે સ્વામી સૂતા પછી નોકરોની પાસેથી ભાઈની ખબર મેળવીશ એવું મનમાં નક્કી કર્યું હતું.

ચંદ્રરાવ ભોજન કર્યા પછી સૂવાના ઓરડામાં ગયો. લક્ષ્મી પાન લઈ ત્યાં ગઈ, ચંદ્રરાવ પાન લઈ બોલ્યો, "હવે જા, મારે કાંઈ વિશેષ કામ છે, બોલાવું ત્યારે આવજે." લક્ષ્મીની સાથે આજની આ પહેલી વાત હતી. લક્ષ્મી ધીરે ધીરે ઓરડામાંથી બહાર નિકળી, ચંદ્રરાવે સાવચેતીથી બારણા બંધ કર્યા.

પછી તેણે આસ્તે આસ્તે એક છુપી જગામાંથી એક પેટી કાઢી, તે ઉઘાડી, તેમાંથી એક પુસ્તક કાઢ્યું. તે હિસાબની ચોપડી હતી. આશરે દશ વર્ષ ઉપર ગજપતિએ સભામાં અપમાન કર્યું હતું તે દિવસે તે ચોપડીમાં એક કર્જ લખ્યું હતું. તે પાનું ઉઘાડ્યું. સુંદર સ્પષ્ટ અક્ષરોથી તેમાં આમ લખેલું જોયું.

મહાજન————————ગજપતિ;

કર્જ————————અવમાનના;

ફેડીશ————————તેના હૃદયના
લોહીથી, તેની સંપત્તિના નાશથી,
તેના વંશની અવમાનનાથી.

એક વાર, બે વાર આ અક્ષરો વાંચ્યા, જરા હસવું મ્હોં ઉપર જણાયું, પછી તે જગાપર લખ્યું. " આજે ફેડ્યું. "

તારીખ માંડીને ચોપડી બંધ કરી.

દરવાજો ઉઘાડીને લક્ષ્મીને બોલાવી, લક્ષ્મી ભક્તિ ભાવથી સ્વામીની પાસે આવી, ચંદ્રરાવે લક્ષ્મીનો હાથ ઝાલી જરા હસ્તે ચહેરે કહ્યું, " આજે ઘણા દિવસનું કર્જ ફેડ્યું છે. "

આ વાત સાંભળીને લક્ષ્મી થર થર કાંપવા લાગી!

ચંદ્રરાવના સુંદર અનિન્દનીય હિસાબમાં આજે એક ભૂલ થઈ. આ કર્જ ફેડ્યાનું કામ કાંઈ આજે પૂરૂં થયું નહોતું—કોઈ બીજે વખતેજ તે થશે.

---

## પ્રકરણ ૧૯ મું

### દેવીનું મંદીર.

જાગીરદાર અને જમાદાર ચંદ્રરાવના ઘરથી કેટલાક કોસ ઉપર દેવીનું એક મંદિર હતું. એક ઉંચા પહાડના શિખર ઉપર તે મંદિરની અતિપ્રાચીન કાલમાં સ્થાપના થઈ હતી. મંદિરની સામે પથ્થરોમાં પગથીઆં કોતરી કાઢેલાં હતાં. નીચે એક પહાડી નદી ખળખળ શબ્દથી તે પગથીઆં ધોતી વહેતી હતી. પૂર્વકાલથી અસંખ્ય યાત્રાળુઓ અને ઉપાસકો આ પુણ્ય નદીમાં નાહી પાયરી ઉપર ચઢીને દેવીની પૂજા કરતા હતા. હજી સુધી મંદિરનું માહાત્મ્ય તથા યાત્રાળુઓની સંખ્યા ઓછાં થયાં નહોતાં. મંદિરની પછવાડેનો પહાડ ઘણા પુરાણાં ઝાડોથી આચ્છાદિત થયલો હતો. શિખરથી નીચે સપાટ જમીન સુધી ઝાડોની હારો શિવાય બીજું કંઈ નજરે પડતું નહોતું. એ વિ-

શાળ ઝાડોની હારોની ઘટાને લીધે દિવસે પણ જરા અંધારૂં જણાતું હતું. એમની સુસ્નિગ્ધ છાયામાં દેવી-ના મંદિરના પૂજારી અને બ્રાહ્મણો પોતપોતાની ઝુંપડીમાં રહેતા હતા. તે પુણ્ય સુસ્નિગ્ધ સ્થાન જોયાથી જણાતું હતું કે ત્યાં શાન્તરસ શિવાય બીજા કોઈ ભાવનો ઉદ્રેક થતો નહિ હશે. ભારત વર્ષની પુરાણની પવિત્ર કથા તથા વેદમંત્ર શિવાય બીજો કોઈ શબ્દ આ પુરાતન પાદપોએ સાંભળ્યો નહિ હશે. ઘણી લડાઈઓથી અને અસંખ્ય હત્યાકાંડથી મહારાષ્ટ્રદેશ ખરાબ થયો હતો. પરંતુ હિંદુ કે મુસલમાન કોઈએ પણ આ ન્હાના શાંત પર્વત મંદિરને ભીષણ સ્વરથી કલુષિત કર્યું નહોતું.

એક પ્રહર રાત્રે એક મુસાફર એકલો આ શાંત કાનનમાં ફરતો હતો. એ મુસાફરનું -હૃદય ઉદ્વેગથી પરિપૂર્ણ હતું! પ્રશસ્ત લલાટ સંકોચિત થયું હતું. મુખમંડળે રક્તવર્ણ ધારણ કર્યો ધતો. આંખમાંથી ઉન્મત્તતાની અસ્વાભાવિક જ્યોતિ નિકળતી હતી. મુસાફર થોડીવાર સુધી આમથી તેમ ચાલતો હતો. પાછો થોડીવાર સ્થિર ભાવથી ઉભો રહી આકાશની તરફ જોતો હતો, ગુસ્સાથી ઓઠ ઉપર દાંત પીસતો હતો,

અને દીર્ઘ નિઃશ્વાસ છોડતો હતો, ગુસ્સાથી, જિઘાંસાથી, વિષાદથી આજે તેનું હૃદય એકદમ દગ્ધ થતું હતું. એ મુસાફર તે આપણો તરૂણ યોદ્ધો રઘુનાથજી હાવિલદાર હતો.

ઘણીવાર સુધી આમ તેમ આંટા દેતાં શરીર છેક થાકી ગયું તથાપિ હૃદયનો ઉદ્વેગ નિવારણ થયો નહિ. થાકને લીધે વખતે વખતે ઝાડને ટેકો દઈ થોડીક વાર વિશ્રામ લેતો. ફરી નવા વિચાર આવ્યાથી ઉત્તેજિત થઈને થાકને વિસરી જઈ ફરી જલદીથી આંટા મારતો રઘુનાથ ઉન્મત્ત જેવો બન્યો હતો. તેની આ ભીષણ ચિંતા દૂર થાય નહિ તો તેની વિવેચના શક્તિને ધોકો પહોંચે એમ હતું, પરંતુ પ્રકૃતિ મોટો વૈદ્ય છે! આ વિષમ સંસારમાં દુઃખ બાણની પેઠે હૃદયને વીંધી નાખે છે. ચિંતા અગ્નિની પેઠે શરીરને શોસી બાળી નાખે છે. શારીરિક રોગને છે તેમ માનસિક રોગની ઔષધિ નથી. તેની ચિકિત્સા થતી નથી. માટેજં પ્રકૃતિ ચિંતા શક્તિનો લોપ કરી રોગને સારો કરે છે. ઉન્મત્તતાજ ઘણા દુઃખીઓને આરામ કરે છે. હજારો દુખીઓ આરોગ્યનું આ સાધન મેળવવાની પ્રાર્થના કરે છે; પરંતુ તે તેમને મળતું નથી.

શરીર છેક થાકી ગયું એટલે રઘુનાથ લાચારીથી એક ઝાડને ટેકી નિશ્ચેષ્ટ બેઠો.

એ ઝાડથી થોડેક છેટે કેટલાક બ્રાહ્મણ પુરાણ વાંચતા હતા. આહા! તે સંગીતપૂર્ણ પુણ્ય કથા શાંત રાત્રિએ, શાંત કાનનમાં અમૃત વર્ષણ કરતી નક્ષત્ર વિભૂષિત ગગનમંડળમાં ધીરે ધીરે ઉત્થિત થતી હતી. હજી પણ કાશી તથા મથુરાના જૂના મંદિરમાં સૂર્યોદય કાળે તથા સુસ્નિગ્ધ સાયંકાળે બ્રાહ્મણો તે અનંત પુરાણ કથા તથા વેદમંત્રના પાઠ કરે છે. જ્યારે તે પુણ્ય ધામમાં અનેક દેશના, અનેક જાતના યાત્રાળુઓનો સમાગમ જોઈએ છિએ, સનાતન મંદિરમાં સનાતન ધર્મનું ગૌરવ જોઈએ છિયે, સાયંકાલનો આરતિ શબ્દ તથા સેંકડો મંદિરના ઘંટ અને શંખના અવાજ ગગનમાં એક સરખા ઉઠે છે. અને તેની સાથે મંદિરના બ્રાહ્મણો ચારે બાજુએથી ગંભીર સ્વરે વેદનું પારાયણ તથા પુરાણનું અધ્યયન કરે છે, ત્યારે અમે દેશકાલ સર્વ ભૂલી જઈએ છિયે; હાલનો સમય અને હાલના જીવનની ભયાનક ગડબડ ભૂલી જઈએ છિયે; -હૃદયમાં નાના પ્રકારનાસ્વપ્નાંનો ઉદય થાય છે, જાણે તે પ્રાચીન આર્યાવર્ત્તમાં-

જ રહેતા હોઈએ ને એમ જણાય છે, ચારે બાજુએ તે પુરાકાળના લોક છે, પ્રાચીનકાલનો સમાજ અને સુધારો, પ્રાચીન કાળની શાંતિ અને સુસ્નિગ્ધતા જણાય છે.

તે સર્વ મહત્ કથા, પુણ્ય કથા, શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોના મુખમાંથી નિકળી તે શાંત નૈશ કાનનમાં પ્રતિધ્વનિત થઈ, અચેતન ઝાડને પણ સચેતન કરવા લાગી. શાખાપત્ર તે ગીત કુતૂહલનું પાન કરવાં લાગ્યાં, વાયુ તે ગીતનો વિસ્તાર કરવા લાગ્યો, તેથી માનવ-હૃદય કોઈ વેળાએ પ્રફુલ્લિત, કોઈ વેળાએ ઉત્સાહિત અને કોઈ વેળાએ પીગળવા લાગ્યું.

હજારો વર્ષથી આ પુણ્યકથા ભારતવર્ષમાં ધ્વનિત અને પ્રતિધ્વનિત થાય છે. સુંદર બંગાલમાં, હિમમય કૈલાસથી ઘેરાયલા કાશ્મીરમાં, વીરપ્રસવિની રજપુતાનામાં, ગુજરાતમાં, મહારાષ્ટ્ર દેશમાં, સાગર પ્રક્ષાલિત કરનાટક અને દ્રાવિડ દેશમાં હજારો વર્ષથી આ ગીત ધ્વનિત થાય છે. ચિરકાલ આ ગીત-ધ્વનિત થાય, અને અમે એનું શિક્ષણ કદી પણ ભૂલીએ નહિ, એજ અમારી ઈચ્છા છે. ગૌરવના દિવસમાં આ અનંત ગીતે આપણા પૂર્વજોને પ્રોત્સા-

હિત કર્યા હતા, અને અયોધ્યા, મિથિલા, હસ્તિનાપુર, મગધ, ઉજ્જયિની, દિલ્લી વગેરે દેશને વીરત્વમાં અને યશમાં તણાવ્યા હતા. આ ગીત ગાઈને સમરસિંહ, સંગ્રામસિંહ, પ્રતાપસિંહ વગેરેએ હૃદયનું લોહી આપ્યું હતું. આ મહામંત્રમાં મુગ્ધ થઈને શિવાજી ફરી પ્રાચીનકાલનું ગૌરવ વધારવાને યત્નવાન્ થયો છે. આજે ક્ષીણ દુર્બલ હિંદુઓના દિલાસાની જગા, રોવાની જગા, આ પૂર્વનું ગીત માત્રજ છે. વિપદ્‌માં, વિષાદમાં, દુર્બલતામાં આપણે પૂર્વ કથા નહિ ભૂલવી જોઈએ. જ્યાં સુધી જીવન રહે ત્યાં સુધી આપણું હૃદયયંત્ર આ ગીતથી ધ્વનિત થવું જોઈયે.

નવા જમાનાના વાંચનાર! તેં ઈલિયડ વાંચી છે. દાન્ટી, શેકસપીઅર મિલ્ટનનાં કાવ્યો વાંચ્યાં છે, સાદી અને ફિરદોસીનાં પણ મધુર કાવ્ય વાંચ્યાં છે. પરંતુ તારા હૃદયના અંતરમાં તપાસ કર. હૃદયના અંતરમાં કઈ વાત રસિક અને ભાવપૂર્ણ જણાય છે? હૃદય કઈ વાતથી વધારે ઉછળે છે? કઈ કથાથી ઉત્તેજિત થઈ તેમાં મુગ્ધ થાય છે? ભીષ્માચાર્યની અપૂર્વ વીરત્વ-કથાથી; દુઃખિની સીતાની અપૂર્વ પાતિવ્રત્યની કથાથી. આ કથા હિંદુ માત્રના હૃદયને પડે પડે ગું-

થાયલી છે—આ કથા હિંદુજાતિએ કદી પણ વિસરવી નહિ જોઈએ !

વાંચનાર! આવ આપણે એકત્ર બેશી એક પછી એક પ્રાચીન ગૌરવની વાત ગાઈએ. આ કથાના વખતના રજપૂત અને મરાઠાનું વીરત્વ યાદ કરીએ, કેવળ આ ઉદ્દેશથી આ ન્હાની નવલ કથાનો આરંભ કર્યો છે. જો આ સર્વ વાત યાદ કરવાને તું સમર્થ થાય તો મ્હારો યત્ન સફલ થયલો ગણીશ. નહિ તો પુસ્તક ફેંકી દે. એનાથી લેખક દલગીર થશે નહિ.

એ શાંત કાનનમાં પવિત્ર પુરાણ કથા અને સંગીત રઘુનાથના તપ્ત લલાટમાં વારિ વર્ષણ કરવા લાગ્યાં. તેના ઉદ્વિગ્ન -હૃદયમાં શાંતિ જલનું સેચન થવા લાગ્યું. દુર્ભાગીની ઉન્મત્તતા ધીરે ધીરે ઓછી થઈ, તે મહત્ કથાની આગળ તેને પોતાનો શોક અને દુઃખ કિંચિત્ માત્ર જણાયાં. પોતાનો મહાન ઉદ્દેશ અને પોતાનું વીરત્વ ક્ષુદ્ર જણાયાં અને ધીરે ધીરે ચિંતાહારિણી નિદ્રાએ રઘુનાથને પોતાના ખોળામાં લીધો. રઘુનાથનું થાકેલું શરીર ઝાડના મૂળમાં લાંબુ થઇને સૂતું.

રઘુનાથને સ્વપ્નું આવ્યું. આજે વળી શેનું સ્વપ્નું?

આજે શું તેને ગૌરવનું સ્વપ્નું આવે છે? દિવસે દિવસ ઉન્નતિ, દિવસે દિવસ વિક્રમના તથા યશના વિસ્તારનું સ્વપ્નું આવે છે? હાય! રઘુનાથના જીવનમાં તેવા સ્વપ્નાનો ભંગ થયો છે. તેવા વિચારનો અંત આવ્યો છે. મરીચિકા પૂર્ણ સંસારની તે એક મરીચિકાવિલુપ્ત થઈ છે.

રઘુનાથને શું આજે યુદ્ધક્ષેત્રનું સ્વપ્નું આવે છે? શત્રુનો વિનાશ કરે છે, કિલ્લા જીતે છે, યોદ્ધાનું કાર્ય કરે છે? રઘુનાથના તે ઉદ્યમનો છેડો આવ્યો છે. તેવું સ્વપ્નું પણ વિલુપ્ત થયું છે.

એક પછી એક યૌવનના ઉદ્યમો વિલુપ્ત થયા છે, આશાદીપ ઓલવાઈ ગયો છે. આ અંધારી શાંત રાત્રે આ બંધુહીન યુવકના હૃદયમાં ઘણા દિવસની વાત, બાળપણ સ્મૃતિ જાગ્રત થાય છે! શોકના ભારથી હૃદય દબાઈ ગયાથી, આશા, સુખ, ગૌરવ સર્વેએ વિદાયગીરી લીધાથી, બંધુહીન જનોને જે વાતનું સ્મરણ થાય છે તેજ વાતનું રઘુનાથને સ્વપ્નું આવતું હતું. સ્નેહમયી માતાનું સસ્મિત મુખ દેખાયું. પિતાના દીર્ઘ અવયવ અને પ્રશસ્ત લલાટ યાદ આવ્યાં. બાલ્યકાલની મારવાડની રમતો, હાસ્ય ધ્વનિથી ચારે

બાજુઓ પ્રતિધ્વનિત કરતો હતો તે બધું યાદ આવ્યું. તેની જોડે બાલ્યકાળની સહચરી, શાંત, ધીર, પ્રાણથી વ્હાલી બહેન લક્ષ્મી યાદ આવી. આહા! શું હવે સ્નેહમયી બહેનને જોવા પામીશ નહિ? આજે તે સોનાના જેવો સંસાર ક્યાં છે, આ શોકના દિવસમાં, સંતાપના દિવસમાં જેના સાન્ત્વન વાક્યથી પ્રાણ શીતલ થાય તે હૃદયની સહોદરા ક્યાં હશે? મીંચાયલાં નયનમાંથી અશ્રુનું એક બિંદુ જમીન પર પડ્યું.

નિદ્રિત રઘુનાથે તે સ્નેહમયી બહેનના મુખનો વિચાર કરતાં કરતાં આંખ ઉઘાડી. આંખ ઉઘાડતાં તેને જણાયું કે લક્ષ્મી પોતે ભ્રાતાનું માથું તેને ખોળે લઈ બેઠી છે. કોમળ શીતલ હાથ ભાઈના ગરમ કપાળ ઉપર ફેરવી હૃદયનો ઉદ્વેગ દૂર કરે છે, બહેન સ્નેહપૂર્ણ નયનથી ભાઈના મુખ તરફ એકીટસે જુવે છે. આહા! શોક અને ચિંતાથી લક્ષ્મીનું પ્રફુલ્લ મુખ કેટલું શુષ્ક થયેલું જણાયું. આંખ સ્થિર પ્રશસ્ત, સ્નિગ્ધ પરંતુ શોકનું આવાસ્થાન દેખાઈ.

રઘુનાથે આંખમીચી દીધી. ફરી એક અશ્રુ પડ્યું, પછી તે બોલ્યો, "ભગવાન્ હવે ઘણું સહન કર્યું છે, શામાટે વૃથા આશાથી હૃદયને વ્યથિત કરે છે?"

કોમળ હાથથી રઘુનાથનાં આંસુ લૂછાયાં. રઘુનાથે ફરી આંખ ઉઘાડી. આ સ્વપ્નું નથી, ખરે તેની બહેનજ તેનું માથું પોતાના ખોળામાં લઈ ઝાડની નીચે બેઠી છે.

ઓ! રઘુનાથનું હૃદય ચમક્યું; તેણે લક્ષ્મીના હાથ પોતાના તપ્ત હૃદય પર રાખી તેના સ્નેહ પૂર્ણ મુખ તરફ જોયું ,—તેનાથી કોંઈ બોલાયું નહિ. આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેનાથી હવે સહન થયું નહિ તેથી તે મ્હોટેથી રોઈ પડયો. રોવું શમ્યા પછી બોલ્યો, "લક્ષ્મી! લક્ષ્મી! તને શું હું આ જીંદગીમાં જોવા પામ્યો? બીજું સુખ એક બાજુએ રહ્યું, બીજી આશાતો દૂર રહી. લક્ષ્મી! તારા આ અભાગીઆ ભાઈને તારીપાસે સ્થાન આપ. આ જીવનમાં હું બીજું કાંઈજ ચહાતો નથી" લક્ષ્મી પણ શોકને સમાવી શકી નહિ. ભાઈની છાતીમાં પોતાનું મુખ છુપાવી તે પણ ઘણી રોઈ, આહા! એ રોવામાં કેવું સુખ છે? જગત્ માં જે રત્ન છે, સ્વર્ગમાં જે સુખ છે તેને દુઃખીઓ આ રોવા આગળ તુચ્છ ગણે છે.

એક બીજાને ઘણા દિવસ પછી મળ્યાં હોવાને લીધે બંને ઘણી વાર સુધી મુગાં રહ્યાં. ઘણા દહાડાની

વાત, બાલ્યકાલની વાત યાદ આવવા લાગી. સુખની લહરીની સાથે દુ:ખની લેહેરો પણ મિશ્રિત થઈ હૃદયમાં ઉછળવા લાગી. રહી રહીને દર વિગલિત ધારાથી બન્નેનાં હૃદય તણાવવા લાગ્યાં.

બહેનના જેવી સ્નેહમયી આ જગતમાં બીજી કોણ છે, ભાઈના સ્નેહ જેવો પવિત્ર સ્નેહ બીજો કિયો છે! અમે તે પ્રેમનું વર્ણન કરવા અશક્ત છિયે. સ-હૃદય વાંચનાર! રઘુનાથ અને લક્ષ્મીના મનના ભાવનો તુંજ વિચાર કર,

ઘણીવારે બન્નેનાં હૃદય શીતલ થયાં, એટલે લક્ષ્મી પોતાના લૂગડાના છેડાથી ભાઈની આંખ લૂછી બોલી, "દેવીની ઈચ્છાથી કેટલી શોધ કર્યા પછી આજ તને જોઉં છું. આહા! આજ મને, પરમસુખ થયું. આ દુખીયારીના નશીબમાં શું આટલું બધું સુખ હતું!" થોડીવાર પછી પોતાનાં આંસુ લૂછી ફરી બોલી, ભાઈ આ ઠંડી હવામાં વધારે વાર રહ્યાથી તને બિમારી આવશે. ચાલ મંદિરમાં જઈએ; હું હવે વધારે વાર રહી શકીશ નહિ."

ભાઈ બહેન મંદિરમાં આવ્યાં. લક્ષ્મી એક થાંભલાની પાસે બેઠી. થાકેલો રઘુનાથ પૂર્વવત્ લક્ષ્મીના

ખોળામાં માથું મૂકીને સૂતો. મૃદુસ્વરે બન્ને અંધારી રાત્રે વાત કરવા લાગ્યાં.

ધીરે ધીરે ભાઈના કપાલ અને શરીર ઉપર હાથ ફેરવતી ફેરવતી લક્ષ્મી પૂછવા લાગી અને રઘુનાથ તેનો જવાબ આપવા લાગ્યો. લૂટારાના પંજામાંથી ભાગીને અનાથ બાળક કીયા કોયા દેશમાં ફર્યો હતો, ક્યાં કેવી અવસ્થામાં હતો. તે તેણે કહ્યું. તે કોઈ વેળાએ મરાઠા ખેડુતોની સાથે ખેતી કરતો, તો કોઈ વેળાએ વાછરડા તથા ગોધાની રખવાળી કરતો, ભેંસની સાથે પહાડોમાં તળેટીમાંને મ્હોટા મેદાનમાં ફરતો, અને નિર્જનમાં બેશી ચારણોનાં ગીત ગાતો. કોઈ વેળાએ સાંજરે નદી કીનારે એકલો બેશી ઉંચે અવાજે ગીત ગાઈને હૃદયને શાંત રાખતો. તો કોઈ વેળાએ સ્હવારમાં અરણ્યમાં જઈ આગળનું વૃતાન્ત યાદ આણી મ્હોટે અવાજે રોતો. પહાડથી ભરપૂર એવા કોંકણુ દેશમાં કેટલાંક વર્ષ રહી એક મરાઠા સિપાઈના આધીનમાં તે કામ કરતો હતો; તેની સાથે કોઈ કોઈ વખતે લડાઈના મેદાનમાં જતો હતો. ઉમ્મર સાથે તેનો રણ સંગ્રામનો ઉત્સાહ વધ્યો હતો અને છેલ્લે આજથી ત્રણ વર્ષ ઉપર મહાનુભાવ શિવાજીની પાસે

આવીને સૈનિકનું પદ ગ્રહણ કર્યું હતું. જગદીશ્વર જાણે છે કે તે કામમાં કંઈ પણ તેણે કમતાઈ કરી નહોતી; પરંતુ ચંદ્રરાવની દગલબાજીથી આજે અપમાનિત થઈ તે દેશે દેશમાં નિરાધાર થઈ ફરે છે. હવે જીવવામાં કાંઈ સાર નથી, માત્ર તેના પિતાની પેઠે પ્રાણત્યાગ કરી આ અસાર જગતને છોડી જવું.

ભાઈની દુઃખની કાહાણી સાંભળતાં સાંભળતાં સ્નેહમયી બહેન આંસુ વરસાવવા લાગી; તે પોતાના ઉપર પડેલું દુઃખ સહન કરી શકી હતી પણ ભાઈના દુઃખથી એકદમ વ્યાકુલ થઈ ગઈ. ભાઈની વાત જ્યારે પૂરી થઈ ત્યારે જરા શોક સમાવીને વિચાર કરવા લાગી કે ચંદ્રરાવના ઉપર ભાઈનો અતિશય ગુસ્સો છે. માટે, હું ચંદ્રરાવની સ્ત્રી છું એવી ઓળખાણ ભાઈને આપ્યાથી ભાઈના -હૃદયમાં કેટલું બધું કષ્ટ થશે તે સમજી. પછી ધીરે ધીરે આંસુ લૂછીને તેણે કહ્યું, "મહારાષ્ટ્ર દેશમાં આવી પછી થોડીક વારે એક પ્રતિષ્ઠિત મરાઠા જાગીરદારે મારી સાથે લગ્ન કર્યું." તેણે સ્વામીનું નામ જણાવ્યું નહિ પરંતુ કહ્યું કે આકાશના શશધરને નામે તેના નામે તેના સ્વામીનું નામ છે; ગગનના શશધરની પેઠે તેની સત્તા અને ગૌરવ જ્યો-

તિયો તરફ પસરે છે; તેના વિપુલ સંસારમાં લક્ષ્મી સુખી છે, સ્વામી પણ દાસીના ઉપર કૃપાદૃષ્ટિ રાખે છે, અને તે કૃપાથી પોતે સુખી છે, આ જીવનમાં હવે તેની બીજી વાસના નથી, કેવળ ભાઈને સુખી જેવાથી તેનું જીવન સાર્થક થશે.

રઘુનાથની ખબર તેને કોઈ કોઈ વેળાએ મળતી. તેને એકવખત જોવાનો તેણે ઘણો યત્ન કર્યો હતો અને આજે પણ તેવીજ ઈચ્છાથી મંદિરમાં પૂજા કરવા આવી હતી; મંદિરની પાસે ઝાડની નીચે ભાઈનીસાથે અચાનક મેળાપ થયો હતો.

આવી રીતે પોતાની હકીકત જણાવી લક્ષ્મી ભાઈના હૃદયમાંનું દુઃખશલ્ય ઉખાડી નાખવાનો યત્ન કરવા લાગી. લક્ષ્મી દુઃખયારી હતી તેથી દુઃખની વ્યથા જાણુતી હતી. લક્ષ્મી નારી હતી, તેથી દુઃખની સાન્ત્વના પણ કરી જાણુતી હતી. ધૈર્ય રાખી પોતાનું દુઃખ સહેવું અને દિલાસો દઈ બીજાનું દુઃખ દૂર કવું એ નારીનો ધર્મ છે.

ઘણી ઘણી રીતે દિલાસોને શિખામણ દઈ તે ભાઈનું મન શાંત કરવા લાગી. તેણે કહ્યું. "આપણું જીવન આવુંજ છે, સર્વ દિવસ એક સરખા જતા ન-

થી. ઈશ્વર આપણને જે સુખ આપે છે તે આપણે ભોગવીએ છિયે, તો તે કાંઇ દુઃખ પાડે તો તે સહન કરવામાં આપણે શું વિમુખ થવું જોઇએ ? મનુષ્ય-જન્મજ દુઃખમય છે. જો આપણે દુઃખ નહિ સહન કરીએ તો બીજાનું કોણ કરશે ? સારા નરસા દિવસ તો સર્વને છે. નરસા દિવસમાં આપણે વિધાતાનું નામ લઈ પોતાનો શોક વિસરી જવો જોઇએ. એજ વિ-ધાતાએ એક વખત આપણને પિતાના ઘરમાં સુખ આપ્યું હતું. અને તેજ આજે દુઃખ પાડે છે અને એજ ફરી એ દુઃખ દૂર કરશે.”

લક્ષ્મી ફરી કહેવા લાગી,—“ભાઈ ! નિરાશા છોડ; આમ રહ્યાથી કેટલા દિવસ તારૂં શરીર રહેશે? આહારનિદ્રાનો ત્યાગ કર્યાથી મનુષ્ય જીવન કેટલા દિવસ ટકશે ?

રઘુનાથે કહ્યું, “હવે આ જગતમાં જીવતા ર-હેવાની શી જરૂર છે ? બળવાખોર તરીકે જે દિવસે સૈનિકના નામને કલંક લાગ્યો છે, તે દિવસે સૈનિકનું જીવન કેમ ગયું નહિ ?”

લક્ષ્મીબાઈ. “તારી બહેન લક્ષ્મીને હમેશની દુઃખીઆરી કરવી એવી શું તારી ઈચ્છા છે? જો

ભાઈ, મારૂં હવે આ જગતમાં બીજું કોણ છે ? પિતા નથી, માતા નથી, આ સંસારમાં મારૂં કોઈજ નથી. તું પણ શું દુઃખીઆરી લક્ષ્મીના ઉપરની સર્વ મમતા વિસરી જઈશ ? વિધાતા શું આ અભાગિયણના ઉપર એકદમ રૂઠયો છે ?" લક્ષ્મીની આંખમાંથી ડળક ડળક આંસુ પડવા લાગ્યાં.

રઘુનાથ ક્ષુબ્ધ થઈને સસ્નેહથી લક્ષ્મીનો હાથ પકડી બોલ્યો, "લક્ષ્મી ! તું મને ચાહે છે તે હું જાણું છે, તને જે દહાડે હું દુઃખ દઈશ તે દિવસે ઈશ્વર મારાથી વિમુખ થશે. પરંતુ બહેન ! આ જીવનમાં હવે મને સુખ નથી, તું સ્ત્રી છે તેથી સિપાઈનો શોક તું કેવી રીતે જાણે ? જીવનના કરતાં અમને સારૂં નામ વધારે પ્રિય હોય છે. મૃત્યુના કરતાં કલંક અને અપજશ હજારો દરજ્જે કષ્ટકર હોય છે. તે કલંકથી રઘુનાથનું નામ કલુષિત થયું છે !"

લક્ષ્મીબાઈ, "ત્યારે એ કલંક દૂર કરવાનો યત્ન કેમ કરતો નથી ? મહાનુભાવ શિવાજીની પાસે જા, તેનો ક્રોધ શમ્યા પછી જરૂર તે તારી વાત સાંભળશે, તારો દોષ નથી, તે જરૂર સમજશે."

રઘુનાથે જવાબ દીધો નહિ; પરંતુ તેનું મોં લાલ

ચોળ થયું, આંખમાંથી અગ્નિ ઝરતો હોય એમ દેખાયું. બુદ્ધિમતી લક્ષ્મીએ જાણ્યું કે પિતાનું અભિમાન, પિતાનો દર્પ, પુત્રમાં આવેલો છે. તેનો પ્રાણ હશે ત્યાં સુધી તે કદી અન્યાયાચારીની પાસે જઈ હકીકત ક્ષમીવેદન કરશે નહિ. તીક્ષ્ણ બુદ્ધિમતી લક્ષ્મી ભાઈના અન્તરનો ભાવ સમજી બોલી, "માફ કર, હું સ્ત્રી છું; હું સર્વ જાણતી નથી. પરંતુ જો શિવાજીની પાસે જવાને ચહાતો નહિ હોયતો કાર્યદ્વારા કેમ તું પોતાના જસની રક્ષા કરતો નથી ? પિતાજી કહેતા હતા કે, 'સેનાનું સાહસ અને સ્વામીભક્તિ એ સર્વ કાર્યથી પ્રકાશ થાય છે' જો બળવાખોર તરીકે તારા ઉપર કોઈએ આરોપ મુકયો હોય તો તરવારથી કેમ તે આરોપનું ખંડન કરતો નથી."

ઉત્સાહથી રઘુનાથની આંખ ચળકવા લાગી, તેણે પૂછ્યું "કેવી રીતે ?"

લક્ષ્મીબાઈ, "સંભળાય છે કે શિવાજી દિલ્લીમાં જાય છે; ત્યાં હજારો બનાવ બનશે; એ અરસામાં દૃઢ પ્રતિજ્ઞ સૈનિકને પોતાની ઓળખાણ આપવાના હજારો ઉપાય છે. હું સ્ત્રી છું ? હું તે શું જાણું ? પરંતુ તારા પિતાના જેવી હિંમત, તેના જેવું વીરત્વ, તેના

જેની દૃઢ પ્રતિજ્ઞા કર્યાથી તારો શું કાંઈ પણ ઉદ્દેશ સફળ થશે નહિ?"

રઘુનાથ જો બીજો વિચાર કરી શકત તો તેને સમજાત કે તેની ન્હાની બ્હેન લક્ષ્મી માનવ-હૃદય શાસ્ત્રથી છેકજ અજાણી નથી. તેણે જે ઔષધિ આ-જ રઘુનાથના હ્રદયમાં રેડી તેનાથી પળવારમાં ર-ઘુનાથનો શોક સંતાપ દૂર થયો. સૈનિકનું હ્રદય પૂર્વ વત્ ઉત્સાહથી ખીલ્યું.

રઘુનાથ ઘણીવાર સુધી મુગો મુગો વિચારમાં પડ્યો. તેની આંખ ઉલ્લાસથી વિકસિત થઈ. મુખમં-ડળે એકદમ નવું ગૌરવ ધારણ કર્યું કેટલીક વારે તે બોલ્યો "લક્ષ્મી ? તું બાળક છે, પરંતુ તારી વાત સાં-ભળતાં સાંભળતાં મારા મનમાં નવા ભાવનો ઉદય થયો છે. મારૂં જીવન હવે ઉદ્દેશ વિનાનું નથી. મારૂં હ્રદય ઉત્સાહ શૂન્ય નથી ભગવાન તું મદદગાર થા, રઘુનાથજી બળવાખોર નથી, કાયર નથી, એ વાત હું હમણા ચલાવીશ અને સિદ્ધ કરી આપીશ; પરંતુ લક્ષ્મી તું બાળક છે, તારી આગળ આ સર્વ શામાટે કહું, તું મારા હ્રદયનો ભાવ શી રીતે સમજીશ?"

લક્ષ્મી જરા હસીને મનમાંજ બોલી, 'રોગ

મેંજ પારખ્યો, અને મેંજ તેની ઔષધિ આપી તથાપિ શું કંઈ સમજી નહિ?' પછી મ્હોટેથી બોલી, "ભાઈ! તારો ઉત્સાહ જોઈને મારો પ્રાણ તાઢો થયો. તારો મહાન ઉદ્દેશ હું કેવી રીતે સમજું? પરંતુ ગમેતેમ હો, હું તારી ન્હાની બહેનછું: જ્યાંસુધી જીવતી છું ત્યાંસુધી તારા મનોરથ પૂર્ણ થાય એવી જગદીશ્વરની આગળ પ્રાર્થના કરીશ."

રઘુનાથ, "લક્ષ્મી! હું જ્યાં સુધી જીવતો રહીશ; ત્યાં સુધી તારો સ્નેહ, તારો પ્રેમ કદી પણ ભૂલીશ નહિ."

કેટલીક વારે લક્ષ્મી નીચું માથું ધાલીને ધીરે ધીરે બોલી, "મારે એક વાત કહેવી છે, પરંતુ કહેતાં બ્હીક લાગે છે."

રઘુનાથ, "લક્ષ્મી! મારી પાસે તને વાત કહેતાં ભય શેનો ઉપજે છે? હું તારો ભાઈ છું, ભાઈની આગળ બ્હીક શેની?"

લક્ષ્મીબાઈ, "ચંદ્રરાવ નામનાં એક જમાદારે તારો અપકાર કર્યો છે એવુ સાંભળ્યું છે.

રઘુનાથનું હસવું દૂર થયું, ગુસ્સાથી જિઘાંસાથી ઓઠ ઉપર દાંત પીસાયાં. પણ તે કાંઈ બોલ્યો નહિ.

કંપિતસ્વરથી દુઃખીઆરી લક્ષ્મી બોલી, "હત્યા કરવાની ઈચ્છા રાખવી એ મહાન પુરૂષોને ઉચિત નથી. ભાઈ, કબુલ કર કે તેનું અનિષ્ટ કરીશ નહિ."

રઘુનાથ કર્કશ ભાવથી બોલ્યો, "તે જો તારો સગો ભાઈ હોય તો પણ તે કપટીને માફ કરૂં નહિ, આ તરવારથી તેનું હૃદય ફાડી નાખીશ. તે પામરનું નામ દઈને કેમ તારા પવિત્ર મુખને કલુષિત કરેછે?"

લક્ષ્મી સ્વભાવતઃ સ્થિર, શાંત, બુદ્ધિમતી હતી, પરંતુ તે સ્વામી નિંદા સાંખી શકી નહિ. તેથી સજળ નયને સરોષ બોલી, "ભાઇની પાસેથી પહેલાં મેં કદી પણ ભિક્ષા માગી નથી, એક માગણી કરી હતી તે પણ પૂર્ણ થતી નથી; હું પાપી છું, અમે સર્વે પામર છિયે; વિદાયગીરી આપ, હવે આ જન્મમાં તું બહેનને જોઈશ નહિ."

સસ્નેહથી, સજળ નયનથી, રઘુનાથે કહ્યું, "લક્ષ્મી! લક્ષ્મી! તને તને ક્યારે મેં કડવાં વેણ કહ્યાં છે? ચંદ્રરાવને હું માફી આપી શકતો નથી; શા માટે તું તે માગે છે?"

લક્ષ્મી રોતી રોતી બોલી, "અનાથ બહેનના ઉપર કેટલી પ્રીતિ છે તેજ જાણવા માટે ભાઇ! હવે

મેં જાણ્યું. હવે રજા આપ, દુ:ખીઆરીને બીજું કાંઇ માગવું નથી."

રઘુનાથ ઘણીવાર સુધી વિચારમાં પડ્યો, પછી સજળ નયને બોલ્યો, " લક્ષ્મી ! ચંદ્રરાવને માટે શા માટે તું પ્રાર્થના કરે છે. તે હું સમજતો નથી, તેને કદી પણ માફ કરીશ એવું મને સ્વપ્નામાં પણ ભાસ્યું નહોતું. પરંતુ તને આપવા જેવી વસ્તુ મારી પાસે કાંઈજ નથી. આ દેવીના મંદીરમાં પ્રતિજ્ઞા લઉં છું કે ચંદ્રરાવનું અનિષ્ટ કરીશ નહિ. મેં તેનો દોષ માફ કર્યો—જગદીશ્વર તેને માફ કરો."

લક્ષ્મીએ મનમાં ને મનમાં કહ્યું, " જગદીશ્વર તેને માફ કરો."

પૂર્વ તરફ પ્રભાતના તેજની છટા જણાઈ. એટલે રોતાં રોતાં સસ્નેહે લક્ષ્મી ભાઇની પાસેથી વિદાયગિરી લેતાં બોલી, "મારી સાથે ઘરનાં બીજાં માણસો મદિરમાં આવ્યાં છે. હજુ સુધી તેઓ સૂતેલાં છે, હવે હું નહિ જાઉં તો હું કાંઈ ગઈ હતી એમ તેઓ જાણશે; માટે હું હવે જાઉં છું, પરમેશ્વર તારો મનોરથ પૂર્ણ કરો."

"પરમેશ્વર તને સુખી રાખે," એમ કહીને સ-

સ્નેહથી લક્ષ્મીની પાસેથી રજા લઈને રઘુનાથ પણ મંદિરમાંથી બહાર નીકળ્યો. વાંચનાર! ચાલો આપણે પણ દુર્ભાગીની સરયુની પાસેથી વિદાગિરી લઈ આવીએ.

---

## પ્રકરણ ૨૦ મું.

### સીતાપતિ ગોસ્વામી.

રુદ્રમંડળના કિલ્લાને ઘેરો નાખ્યો તે દિવસે રઘુનાથને કિલ્લા આગળ જતાં વિલંબ કેમ થયો હતો, વાંચનાર! તે તો તેં જરૂર જાણ્યું હશે. લડાઇમાં જતાં પહેલાં રઘુનાથ એકવાર સરયુને મળવા ગયો હતો. સાશ્રુ નયનથી સરયુએ રઘુનાથને જવાની રજા આપી હતી. સરયુએ તે દિવસે આંખની કીકી ગુમાવી હતી. જીવનનું જીવન ગુમાવ્યું હતું.

એક દહાડો ગયો, બીજો ગયો, તોપણ રઘુનાથની કંઈપણ ખબર મળી નહિ. આશા પ્રથમ કાનમાં કહેવા લાગી, "રઘુનાથે લડાઈમાં જય મેળવ્યો છે, રઘુનાથ રાજસંમાનિત થયો છે, વિજળીશીઘ્ર ઉલ્લાસપૂર્ણ -હૃદયથી તારી પાસે આવશે, પરમ કુતૂહલ-

થી તારા હાથ પકડીને લડાઈની વાત કહેશે.” ઘોડાની ખુરીનો અવાજ થતાંજ સરયુનું હૃદય ઉદ્વેગપૂર્ણ થતું, તે બારીમાં ડોકીયું કરી જોતી પણ બીજાને જોયાથી ધીરે ધીરે પાછી પોતાના આસન ઉપર જઈ બેસતી. ઘરમાં જલદીથી પગલાં પડતાં સંભળાતાં કે સરયુ ચમકીને ઉઠી ઉભી થતી; પણ કોઇને નહિ જોયાથી મુગી મુગી પાછી બેશી જતી.

એમ કરતાં દિવસ પર દિવસ ગયા. તો પણ રઘુનાથ આવ્યો નહિ. સરયુ તેની વાટ જોતી જોતી થાકી ગઈ. આશા ટળી ચિંતા થઈ. બાલિકાના ગાલ ધીરે ધીરે સૂકાવા લાગ્યા. આંખમાં ઘડી ઘડી આંસુ આવવા લાગ્યાં. તો પણ રઘુનાથ આવ્યો નહિ.

આ ચિંતાની અવર્ણનીય યાતના તે પ્રકાશિત કરી શકતી નહોતી; બાલિકા એ વાત કોને કહે? મુગી મુગી ચિંતા કરવા લાગી; ચુપચુપ બારીમાં ઉભી રહેતી, અથવા સાંજરે અગાશીમાં ચઢી અંધકારમય મેદાનની તરફ જોતી જોતી થાકતી નહોતી. તેને વિચાર આવતા કે પેલું ઉન્નત શરીર શું દૂર દેખાય છે? પોતાનો યોદ્ધા શું યુદ્ધ-ઉલ્લાસમાં પોતાને વિસરી ગયો છે? એકદમ અશ્રુથી સરયુની આંખ

ભરાઈ જતી, શુષ્ક ગાલ પર આંસુની ધારા વહેતી.

એકાએક વજ્રાઘાત જેવા સમાચાર મળ્યા કે રઘુનાથ બળવાખોર થયો છે. બળવાખોર તરીકે અપમાન કરી તેને લસ્કરમાંથી કાઢી મુકવામાં આવ્યો છે! પહેલી પળમાં સરયુ ચકિતની પેઠે સ્તબ્ધ થઈ રહી. વાતનો મર્મ તેના સમજવામાં આવ્યો નહિ. ત્યાર પછી કપાળ લાલચોળ થઈ ગયું. રક્તોચ્છ્વાસથી મુખ રંજિત થયું, શરીર ધ્રુજવા લાગ્યું, આંખમાંથી અગ્નિકણો નિકળવા લાગ્યા. ત્યાર પછી દાસીને પૂછ્યું તેં શું કહ્યું, રઘુનાથ શું બળવાખોર થયો છે? શું રઘુનાથ મુસલમાનની સાથે સામેલ થયો છે? નહિ, નહિ તું મૂર્ખ છે. તને કોણે કહ્યું, સામેથી છેટે જા!" શાંત, ધીરસ્વભાવ સરયુને આવી ક્રોધાયમાન જોઈ દાસી આશ્ચર્ય પામી અને ઝટ ત્યાંથી જતી રહી.

ધીરે ધીરે લડાઈમાંથી એકના પછી એક સિપાઈઓ આવવા લાગ્યા, સર્વ કહેવા લાગ્યા કે "રઘુનાથ બળવાખોર છે"! વારંવાર સરયુ આ વાક્યો સાંભળતી હતી. તેની સખીઓ પણ તેજ વાત કરતી હતી. વૃદ્ધ જનારધન સાશ્રુલોચનથી કહેવા લાગ્યો કે,

કોણ જાણે તે સુંદર ઉદાર મૂર્તિ બાળકના મનમાં આવી ક્રૂરતા શી રીતે આવી હશે ? સરયુએ સઘળું સાંભળ્યું, પણ કાંઈ જવાબ દીધો નહિ. રઘુનાથના વીરપણામાં અને સત્યવ્રતમાં તેને જે અટલ વિશ્વાસ હતો, તે પળને માટે પણ વિલુપ્ત થયો નહિ. તેણે કોઇને પણ કાંઇ જવાબ આપ્યો નહિ, તેનું મુખમંડળ આજે આરક્ત અને નયન જલશૂન્ય હતાં!

કેટલાક દિવસ ગયા પછી એક દિવસે સાંજે સરયુ સરોવરને કિનારે ગઈ હતી. હાથ પગ ધોઈને ધીરે ધીરે ચિંતાતુર ભાવથી ઘર તરફ આવતી હતી. તેટલામાં એકાએક અંધારામાં જટાધારી જાડોલઠ એક ગોસ્વામી બેઠેલો જોયો, તેથી જરા આશ્ચર્ય પામી ત્યાં ઉભી રહી; જેમ જેમ ગોસ્વામીને જોવા લાગી તેમ તેમ તેના તેજઃ પૂર્ણ અવયવ જોઇને તેના હૃદયમાં ભક્તિનો આવિર્ભાવ થવા લાગ્યો.

ઘણી વાર પછી વિચાર કરીને પેલા બાવાને પૂછ્યું "બાવાજી ! એક અસહાય નારી આપની મદદ લેવાની અરજ ગુજારે છે, તે ક્ષમા કરો."

બાવાએ સરયુની તરફ જોયું, જરા સ્થિર ભાવથી ગંભીર સ્વરથી કહ્યું, "રમણિ ! આપનો ઉદ્દેશ

હું જાણું છું, કોઈ યુવક યોદ્ધા વિશે પૂછવા આવ્યાંછો."

આથી સરયુ વધારે ભક્તિ પૂર્વક બોલી, "ભગવન્! આપની ગણતરી અસાધારણ છે, જો કૃપા કરીને એની કાંઇ ખબર કહેશો તો આભારી થઇશ.

ગોસ્વામી, "જગત્‌માં સર્વ તેને બળવાખોર જાણે છે."

સરયુ "આપના જાણ્યાની બાહાર કાંઇજ નથી. ખરી અવસ્થા શી છે તે કહો?"

ગોસ્વામી "મહારાજ શિવાજીએ તેને બળવાખોર જાણીને કાઢી મૂક્યો છે."

આ સાંભળીને સરયુનું મુખમંડળ લાલ થયું. આરક્ત નયનથી તે બોલી, "તપસ્વી ઠગ છે, દગલબાજ છે એ વાત માનીશ પરંતુ રઘુનાથ બળવાખોર છે એવું કદી પણ માનીશ નહિ! બાવાજી હું હવે જાઉં છું."

બાવાજીની આંખ એકદમ ભરાઈ આવી તેથી ધીરે ધીરે તે બોલ્યો "બીજું પણ મારે કાંઇ કહેવું છે."

સરયુ, "ત્યારે કહો."

બાવાજી, "મનુષ્યનું હૃદય જાણવું એ મનુષ્યની

ગણુતરીની બાહાર છે, યોદ્ધાના હૃદયમાં શું હતું તે જાણવાનો ફક્ત એકજ ઉપાય છે. શાસ્ત્રમાં લખ્યું છે કે પ્રણયિનીનું હૃદય પ્રણયીના હૃદયના દર્પણ સ્વરૂપ છે. જો રઘુનાથની કોઈ ખરી પ્રણયિની હોય તો તેની પાસે જાઓ, અને તેના હૃદયનો ભાવ શો છે તે પૂછો. તેના હૃદયની ચિંતા મિથ્યા નથી.” બાવો તીવ્રદૃષ્ટિથી સરયુની તરફ જોતો હતો.

સરયુએ આકાશની તરફ જોઈને કહ્યું, “જગદીશ્વર તને ધન્યવાદ આપું છું, તેં મારા હૃદયમાં આ ક્ષણમાં શાંતિ કરી દીધી. તે ઉન્નત ચરિત્ર યોદ્ધાની પ્રણયિની થવાની જે આશા રાખે છે તેનું જીવન છતાં રઘુનાથના સત્યવ્રતત્વમાં તેનો સ્થિર વિશ્વાસ વિચલિત થશે નહિ. હૃદયેશ ! જગત્ તમારી અન્યાય નિંદા કરે તો કરવા દ્યો, પરંતુ એક દુ:ખીઆરી વિપદ્‌માં અને સંપદ્‌માં ચિરકાલ તમારાં યશોગાન ગાશે.” સરયુની આંખ આટલીવારે જળ પૂર્ણ થઈ. ગોસ્વામીએ બીજી બાજુએ મ્હોં ફેરવ્યું હતું—તેની આંખપણ સૂકી નહોતી, તાપસનું શાંત હૃદય ઉછળતું હતું. થોડીવારે ઘણી મુશ્કેલીથી પોતાને વશ કરીને આવો બોલ્યો, “ભદ્રે ! આપની વાત સાંભળ્યાથી

જણાય છે કે આપજ તે યોદ્ધાની ખરી પ્રણયિની છો. હું દેશો દેશમાં મુસાફરી કરૂં છું તેથી રઘુનાથની સાથે મારો મેલાપ થવાનો સંભવ છે. આપને તેને કાંઈ કહેવું છે ?"

સ્વામીના સાંભળતાં રઘુનાથને -હૃદયેશ કહી સંબોધન કર્યું હતું તે યાદ આવ્યાથી સરયુ જરા લજ્જિત થઇ; પરંતુ તે ભાવ શમાવી ધીરે ધીરે બોલી, "આપની સાથે હમણા તેમનો મેલાપ થયો હતો?"

બાવાએ કહ્યું, "રાત્રે દેવીના મંદિરમાં મુલાકાત થઈ હતી."

સરયુએ પૂછ્યું. "રઘુનાથે હાલ શું કરવાની પ્રતિજ્ઞા લીધી છે તે આપ જાણોછો ?"

બાવાએ કહ્યું "પોતાના બાહુબલથી, પોતાના કાર્ય ગુણથી અન્યાય અપજશ દૂર કરશે અથવા તેમાં પ્રાણ દાન કરશે."

સરયુ આ સાંભળીને બોલી, "ધન્ય છે તારી પ્રતિજ્ઞાને! મહારાજ! જો તેમની સાથે આપની ફરી મુલાકાત થાય તો કહેજો કે, સરયુ રજપૂત બાળા છે જીવનના કરતાં યશને વધારે પ્રિયગણે છે! સરયુ જ્યાં સુધી જીવતી છે ત્યાં સુધી રઘુનાથને કલંકશૂન્ય વીર

સમજીને તેની ચિંતા કરશે, તેનાંજ યશોગીત ગાશે ઈશ્વર રઘુનાથનો યત્ન જરૂર સફળ કરશે."

બાવાએ કહ્યું, "ભગવાન્ તેમજ કરશે! પરંતુ ભદ્રે! સત્યનો સર્વદા જય થતો નથી, વિશેષ રઘુનાથ આવા ભારે કામમાં પ્રવૃત્ત થાય છે તેમાં તેનો પ્રાણ-સંશય પણ છે."

સરયુની આંખમાંથી એકદમ આંસુ પડવા લાગ્યાં. પરંતુ તરત તે આંસુ લૂછી ગર્વથી બોલી, "રજપૂતનો એજ ધર્મ છે! આપ તેને જણાવજો કે જો કર્તવ્ય સાધનમાં આપનો પ્રાણ વિયોગ થશે તો આપની આ દાસી આપના યશોગીત ગાતી ગાતી ઉલ્લાસથી પોતાનો પ્રાણ વિસર્જ્જન કરશે!"

બન્ને જરા વાર મુગાં રહ્યાં; બાવાની વાચા બંધ થઇ ગઈ હતી. થોડીવાર પછી સરયુએ પૂછ્યું, "રઘુનાથે કાંઇ બીજું આપને કહ્યું હતું."

બાવાએ થોડા વાર વિચાર કરીને ઉદ્વેગકંપિત સ્વરથી કહ્યું, "આપને પૂછ્યું કે મને બળવાખોર જાણીને જગત્ ધિક્કારે છે તોપણ તમે શું મને હૃદયમાં સ્થાન આપશો? જગત્માં મારૂં નામ કોઇ ઉચ્ચારશે નહિ, તોપણ તમે શું મને મનમાં ને મન-

માં યાદ કરશો? જગત્‌માં શું એક પણ બળવાખોરને નિર્દોષી તરીકે જાણશે, ધિક્કાર પામેલા, અપમાનિત થયલા કાઢી મૂકેલા રઘુનાથને તમારા શીતલ હૃદયમાં સ્થાન આપશો?" આટલું કહેતાંજ સન્યાસીનો કંઠ બંધ થયો.

સરયુ બોલી, "મહારાજ! આ વિષય શું તેમણે પૂછ્યું છે! સરયુ રજપૂત બાળા છે, અવિશ્વાસિની નથી."

બાવાએ કહ્યું, "ત્યારે હવે તેના હૃદયમાં કષ્ટ થનારૂં નથી. લોકો તેને ખરાબ સમજે છે તોપણ તે જાણશે કે એકજણ હજીપણ પોતાના ઉપર વિશ્વાસ રાખે છે! હવે જવાની રજા આપો; હું આપની વાત રઘુનાથને કહીને તેના હૃદયમાં શાંતિ સિંચન કરીશ!"

સજળ નયનથી સરયુએ કહ્યું, "વળી એટલું વધારે કહેજો કે આપના ઉન્નત ઉદ્દેશમાં હું હરકત પુગાડીશ નહિ, હાથમાં તરવાર લઈને યશનો માર્ગ સાફ કરો. જે જગત્‌નો આદિપુરૂષ છે, તે આપનો મદદગાર થશે! અને જો આ ઉદ્યમમાં કાંઈ અમંગળ થાય તો આ ચિરવિશ્વાસિની સરયુ પણ પોતાનું અકિંચિત્કર જીવન વિસર્જન કરશે."

બન્ને પાછાં મુગાં રહ્યાં. સરયુએ કહ્યું, "મારા-

રાજ આપે મારૂ -હૃદય શાંત કર્યું છે. હવે આપનું નામ પૂછવાની રજા લઉછું ?

બાવાએ વિચાર કરીને કહ્યું, "સીતાપતિ"

શાંત જગતમાં ગંભીરતર અંધકાર નાંખવા લાગી! તે અંધારામાં બાવો એકલો રાયગઢના કિલ્લા તરફ જવા નીકળ્યો.

---

# પ્રકરણ ૨૧ મું.

## રાયગઢનો કિલ્લો.

ઉપર લખેલા બનાવને કેટલાક દિવસ થયા પછી શિવાજીની હાલની રાજધાની રાયગઢમાં રાત્રિની વેળાએ એક સભા ભરાઈ હતી. શિવાજીના મોટા મોટા સેનાપતિ, મંત્રી, કામદારો અને દૂરદર્શી વિચક્ષણ પુરોહિત અને શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણો સભામાં બિરાજ્યા હતા. વિક્રમશાળી યોદ્ધા, ધીશક્તિસંપન્ન મંત્રી, શીર્ણતનુ સફેદ વાળના બહુદર્શી ન્યાયશાસ્ત્રી, સભાને શોભાયમાન કરી રહ્યા છે; યુદ્ધવ્યવસાયમાં, યુદ્ધસંચાલનમાં તથા વિદ્યાબળમાં એઓએજ શિવાજીને મદદ આપી હતી, શિવાજીની પેઠે એઓનું પણ -હ-

દય સ્વદેશાનુરાગથી પૂર્ણ હતું. હિંદુના ગૌરવ સાધન ને માટે એઓએ અહોરાત્ર જાગરણ કરી યત્ન કર્યો હતો. પરંતુ આજે તે યત્ન કયાં છે, તે ઉત્સાહ કયાં છે! સભા મુગી બેઠી છે. શિવાજી મૌન ધારણ કરી બેઠો છે. મહારાષ્ટ્રીય વીરો આજે મહારાષ્ટ્રીય ગૌરવ લક્ષ્મી ની પાસેથી વિદાયગિરી લેવાને માટે એકઠા થયા છે!

ઘણીકવારે શિવાજીએ મોરોપંતપિંગળેને સંબોધિને કહ્યું, "પેશવાજી! આપ ત્યારે આવી સલાહ આપો છો કે બાદશાહની તાબેદારી સ્વીકારી તેના તાબામાં જાગીરદાર થઈને રહું? મહારાષ્ટ્રીય ગૌરવરવિ શું હમેશને માટે અંધકારમાં લીન કરી નાખવો?"

મોરોપંતે કહ્યું, "મનુષ્યથી જેટલું થઈ શકે તેટલું તો આપે કર્યું છે, વિધિનું ધાર્યું કોણ ફેરવી કરી શકે છે?"

ફરી સભાનાં તમામ માણસો મુગાં રહ્યાં. ફરી શિવાજીએ કહ્યું, "આબાજી સોનદેવ! જ્યારે તમે મારા હુકમથી આ સુંદર રાયગઢનો કિલ્લો બંધાવ્યો, ત્યારે એ રાજાની રાજધાની ધારી આપે બંધાવ્યો હતો કે સામાન્ય જાગીરદારના આવાસસ્થાન તરીકે બંધાવ્યો હતો?"

આબાજી સોનદેવે દિલગીર અવાજે જવાબ આપ્યો. "ક્ષત્રિયરાજ! ભવાનીની આજ્ઞાથી એકદિવસે સ્વતંત્રતાની ઈચ્છા રાખી હતી, ભવાનીની આજ્ઞાથી યત્નથી વેગળા રહ્યાછો, તેથી ખેદ કરવો નકામો છે. જ્યારે રાયગઢ બંધાયો હતો ત્યારે કોણ જાણતું હતું કે હિંદુ સેનાપતિ જયસિંહ રણસંગ્રામમાં ઉતરશે? દેવીએ હિંદુ સેનાપતિની જોડે લઢાઈ કરવાની મના કરી છે. ',

અન્નાજી દત્તે કહ્યું, " મહારાજ ! પહેલાં આપણે દિલ્લીશ્વરની તાબેદારી સ્વીકારી રાજા જયસિંહની સાથે સલાહ કરી છે. તે વિષય આજે ફરી કાઢી ખેદ કરવાનું ફળ શું? જે થવાનું હતું તે થયું છે, હવે આપને દિલ્લી જવું કે નહિ તેનો વિચાર કરો. "

શિવાજી બોલ્યો, " અન્નાજી ! તમારી વાત ખરી છે, પરંતુ જે આશા, જે ઉત્સાહ, જે યત્ન -હૃદયમાં ઘણા કાલથી સ્થાન પામતા આવેલાં છે તે ત્યાંથી સહેલાઈથી નિકળશે નહિ. " થોડોક વિચાર કર્યા પછી ફરી બોલ્યો, "બાલ્ય સુ-હૃદ અન્નાજી અને તાનાજી! પેલા ઉન્નત પર્વતની હાર ચંદ્રના પ્રકાશથી દેખાય છે, એ પર્વતના શિખર ઉપરચઢીને તથા તલેટીમાં ફરતાં

ફરતાં -હૃદયમાં કેટલા કેટલા વિચાર આવતા હતા તે શું તમને યાદ છે? ફરી મહારાષ્ટ્રદેશ સ્વતંત્ર થશે, ભારતવર્ષ સ્વતંત્ર થશે, યુધિષ્ઠિર, રામચંદ્રની પેઠે સસાગરા પૃથ્વીનો અધિપતિ થઈ હિમાલયથી કન્યાકુમારી સુધીના આખા દેશ ઉપર શાસન કરીશ ! દેવી ! જો આ આશા વગર પાયાની, સ્વપ્નાના જેવી હતી તો બાળકનું -હૃદય શા માટે ચંચળ કર્યું હતું? ”

આ વાત સાંભળીને સભામાના સધળાના -હૃદય વિદીર્ણ થયાં. સર્વ મુગા રહ્યા. સભામાં એક પણ શબ્દ નહોતો. એ શાંતિનો ભંગ કરતો ખુણામાં જરા અંધારામાંથી એક ગંભીર સ્વર સંભળાયો, “ભવાનીએ ખોટી આશા આપી નહોતી. રાજન્! તીક્ષ્ણ તરવાર હાથમાં લ્યો. ખંતરાખી આ ઉન્નત માર્ગપર જાવ, તમારૂં સ્વપ્નું હજી પણ સફળ થશે ! ”

ચકિત થઈને શિવાજીએ જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જોયું તો જટાધારી, આખે શરીરે વિભૂતી ચોળેલી છે એવા એક સંન્યાસીને દીઠો. એ સંન્યાસી તે સીતાપતિ ગોસ્વામી હતો.

ઉત્સાહથી શિવાજીની આંખ ઝળકવા લાગી. તે બોલ્યો, “ સ્વામીમહારાજ! તમે બાલ્ય ઉત્સાહ ફરી

મારા હૃદયમાં ઉસકેરોછો, બાલ્યકાલની વાત પાછી તાજી કરોછે! તાત, દાદાજી કાનર્ઠાદેવે મૃત્યુ શય્યામાં સુતાં સુતા મને પાસે બોલાવીને ઉપદેશ આપ્યો હતો કે "બેટા! તું જે યત્ન કરે છે તેના જેવો બીજો મહાન્ યત્ન એકે નથી. આ ઉન્નત માર્ગ જા, દેશને સ્વતંત્ર કર, બ્રાહ્મણ ગાય અને ખેડુતોની રક્ષા કર, દેવલોને કલુષિત કરનારાઓને સજા આપ, ભવાનીએ તને જે ઉન્નત માર્ગ દેખાડયો છે તે માર્ગ ઉપર ચાલ." વીશ વર્ષ ઉપર આ ઉપદેશ મને મટચો હતો તોપણ હજુ સુધી દાદાજીના ગંભીર સ્વરના મારા કાનમાં ભણકારા વાગે છે. દાદાજી શું પ્રવંચનના વાક્ય બોલ્યો હતો.?"

ફરીથી પેલો સંન્યાસી ગંભીર સ્વરથી બોલ્યો, "કાનાઈદેવ પ્રવંચનાના વાક્ય બોલ્યો નથી. ઉન્નત માર્ગનું અનુસરણ કર્યાથી અવસ્ય ઉન્નત ફળ મળે છે, માર્ગમાં જો આપણે ભગ્નોત્સાહ થઈને ઉદ્દેશ છોડી પાછા હઠીએ તો તેમાં તાત દાદાજી કાનાઈદેવનો વાંક નથી; એતો આપણી ભીરૂતા છે."

"ભીરૂતા" એ શબ્દ નિકળતાંજ સભામાં ગરબડ મચી રહી; વીરોના મ્યાનમાં ઝણ ઝણ શબ્દ થ-

યો. ક્રોધી ચંદ્રરાવ જમાદારે બાવાનું ગળું પકડ્યું. તોપણ સીતાપતિ ધીર, ભયશૂન્ય હતો. ધીરેથી તેણે પોતાના વજ્ર જેવા હાથથી ચંદ્રરાવનો હાથ છોડાવી જમાદારને દૂર ફેંકી દીધો. સઘળા આશ્ચર્ય પામ્યા અને સમજ્યા કે સ્વામીએ પોતાનું સઘળું જીવન કેવળ યાગયજ્ઞમાં ગાળ્યું નથી.

સ્વામીએ ફરી ગંભીર સ્વરથી કહ્યું "રાજન્! બાવાની વાચાળતા ક્ષમા કરજો, જો કાંઈ નિરર્થક બોલાયું હોય તો માફ કરજો. પરંતુ મારો ઉપદેશ ખરો છે કે ખોટો, તે ક્ષત્રિય રાજા! આપના વીર -હૃદયનેજ પૂછો. જેણે જાગીરદારની પદવીમાંથી રાજ પદવી પ્રાપ્ત કરી છે, જેણે હાથમાં તરવાર લઈને ઘણી વિપદ્ ઘણાં સંકટ સહી સ્વતંત્રતાનો માર્ગ સ્વચ્છ કર્યો છે, જેણે પહાડોમાં, તળેટીમાં, ગામમાં જંગલમાં વીરત્વનાં ચિન્હ અંકિત કર્યાં છે, તે શું પોતાનું વીરત્વ ભૂલી જશે, તે શું સ્વતંત્રતાનો અંજળિ આપશે? હિંદુરાજ્યનો જે સ્વતંત્રતા રૂપી સૂર્ય બાળ સૂર્યની પેઠે ચારે બાજુનો અંધકાર ભેદી ઉદય પામે છે, તે સૂર્ય શું અકાલે અસ્ત થશે! રાજન્? હિંદુ ગૌરવ લક્ષ્મી આપને વરી છે. તો આપ શું સ્વેચ્છાથી તેનો ત્યાગ કરશો? હું ધર્માર્થી

છું. આપને સલાહ આપવાનો મારો અધિકાર નથી, આપજ વિચાર કરીને જુઓ.”

સભામાં સર્વ મુગા રહ્યા. શિવાજી પણ ચુપજ બેઠો હતો, પરંતુ તેની આંખ બળતી હતી ! ઘણી વારે શિવાજીએ સ્વામીની તરફ જોઈને કહ્યું, “મહારાજ ! આપની સાથે મારો થોડા દિવસ થયાં પરિચય થયો છે. આપ દેવ છો કે મનુષ્ય છો તે હું જાણતો નથી, પરંતુ દૈવવાણીના કરતાં પણ આપની વાત મને વધારે મીઠી લાગે છે અને હૃદયમાં વધારે અંકિત થાય છે! આપને એક વાત પૂછુંછું; હિંદુ સેનાપતિનો ઘણોજ પ્રતાપ છે. તે તીક્ષ્ણ બુદ્ધિનોને રણમાં કુશળ છે તેની પાસે અસંખ્ય રજપૂત સેના છે, તેની સાથે લઢાઈ કરી શકે એવું લશ્કર મારી પાસે કયાં છે?”

સીતાપતિ, “રજપૂતો વીરોમાં અગ્ર ગણ્ય છે, પરંતુ મરાઠાઓ પણ દુર્બલ હાથમાં તરવાર ધારણ કરતા નથી. જયસિંહ રણમાં પંડિત છે, પરંતુ શિવાજીએ પણ ક્ષત્રિય વંશમાં અવતાર લીધો છે. પરાજયની આશંકા કર્યાથીજ પરાજય થાય છે. પુરૂષ સિંહ! વિપદ્‌ને તુચ્છકારી દૈવને કોરે મુકી કાર્ય સાધન કરો. ભારત વર્ષમાં એવો એક હિંદુ નથી કે, જે આપનું

યશ ગાન નહિ ગાતો હોય. આકાશમાં એવો એક દેવ પણ નથી કે જે આપને મદદ નહિ આપે!" સભાસદો ફરી મુગા રહ્યા.

શિવાજી, "આપનું કહેવું યથાર્થ છે. પરંતુ હિંદુ, હિંદુની સાથે લઢાઈ કરી લોહીની નીક વહેવડાવે તેમાં શું મંગળ છે, તે શું પુણ્ય કર્મ છે?

સીતાપતિ, " અલબત નહિ. પરંતુ તે પાપનો પાતકી કોણ છે? જે સ્વજાતિને માટે, સ્વધર્મને માટે લઢાઈ કરે છે તે, કે જે મુસલમાનનો દાસ થઈને સ્વજાતિઓ પ્રતિ વૈરઆચરણ કરે છે તે?"

શિવાજી ફરી ચુપ બેઠો ને વિચારમાં પડ્યો. તેનું વિશાળ-હૃદય કેટલી કેટલી ચિંતાની લહરીથી ચ-લાયમાન થતું હતું, તે કોણ કહી શકશે? ઘણી વાર પછી ધીરે ધીરે મસ્તક ઉપાડીને ગંભીર સ્વરથી તે બોલ્યો, " સીતાપતિ! આજેજ જાણ્યું કે દક્ષિણ દેશ હજી સુધી વીરશૂન્ય થયો નથી, તેથી હજીપણ પ-રાધીન થશે નહિ. ફરી લઢાઈ થશે, તે લઢાઈ વખતે આપના કરતાં વધારે વિચક્ષણ મંત્રી કે બાહાદુર સો-બતી મને મળશે એવી મને આશાજ નથી. પરંતુ તે લઢાઈનો દિવસ હજી આવ્યો નથી. વળી બીજા

એક કારણથી હમણા લડાઈથી દૂર રહેવું જોઈએ. તે કારણ શું છે તે સાંભળો. જે મહત્ વ્રત ધારણ કર્યું છે તે સાધવા માટે કેટલી દગલ બાજી' કેટલા છૂપા ઉપાય કરવા પડયા છે, કેટલી હત્યા કરી છે; કેટલી સલાહ કરીને તોડી છે કેટલા નિંદ્ય કૃત્યથી શિવાજીનું નામ કલુષિત થયું છે. તે આપનાથી અ-જાણ્યું નથી. મહાદેવ જાણે છે કે એ મેં મારા પોતા-ના લાભને માટે કર્યું નથી, હિંદુ ગૌરવ પુનઃ દીપ્તિ-માન થાય એ શિવાજીનો કેવળ એક માત્ર ઉદ્દેશ છે. આજે હિંદુધર્મના આધાર સ્વરૂપ, હિંદુ પ્રતાપની પ્ર-તિમૂર્ત્તિ સ્વરૂપ મહારાજ જયસિંહની જોડે સલાહ કરી છે તે સલાહ તોડવાને શિવાજી અશક્ત છે! હિંદુ ધર્મીના વેરીઓની સાથે જે કપટાચરણ કર્યુંછે, તે પાપની ભગવાન માફી આપશે. પરંતુ મારા જી-વમાં જીવ છે ત્યાં સુધી મહાનુભાવ રજપૂતની સાથે કપટાચરણ કરીશ નહિ. એ ધર્માત્માએ એક દિવસે મને કહ્યું હતું, "સત્ય પાળવાથી જો સનાતન ધર્મની રક્ષા ન થાય, તો શું સત્યના ઉલ્લંઘનથી થશે! આ વાક્ય હજી સુધી હું ભૂલ્યો નથી. તે વેળ આજે પણ હું ભૂલીશ નહિ. સીતાપતિ! ઔરંગજેબ જો મારી

સાથેની સલાહ તોડશે તો હું આપની સલાહ પ્રમાણે ચાલીશ. તે વખતે શિવાજી દુર્બલ હાથમાં તરવાર ધારણ કરશે નહિ. પરંતુ જયસિંહની સાથે જે કરાર કર્યો છે તે તોડવાને શિવાજી અસમર્થ છે."

આ સાંભળીને સઘળા સભાસદ મુગા રહ્યા. થોડી વારે અન્નાજીએ કહ્યું, "મહારાજ! મારે કાંઈ કહેવું છે—આપે શું દિલ્લી જવાનું નક્કીજ કર્યું છે?"

શિવાજી. "હા જવાનું મેં જયસિંહને વચન આપ્યું છે."

અન્નાજી. "મહારાજ! ઔરંગજેબ કપટી છે તે આપ જાણો છો, ત્યારે શું તેની વાતપર વિશ્વાસ મૂકશો? તે આપને શા કારણથી બોલાવે છે તે શું આપ જાણો છો?"

શિવાજી. "અન્નાજી! જયસિંહે વચન આપ્યું છે કે દિલ્લીજવાથી મને કાંઈપણ નુકશાન પહોચશે નહિ."

અન્નાજી, "કપટાચારી ઔરંગજેબ જો આપને બંદી કરે અથવા આપની હત્યા કરે તો જયસિંહ કેવી રીતે આપની-રક્ષા કરશે?"

શિવાજી, "કરાર તોડવાનું ફળ તે અવશ્ય ભોગવશે. દત્તજી! મહારાષ્ટ્ર ભૂમિ વીરપ્રસવિની છે, ઔ-

રંગજેબ ખરાબ આચરણ કરશે તો મહારાષ્ટ્ર દેશમાં જે યુદ્ધાનલ પ્રજ્વલિત થશે તે સાગરના પાણીથી પણ ઓલવાશે નહિ અને ઔરંગજેબનું આખું રાજ્ય તેમાં બળીજશે! પાપનું ફળ નિશ્ચય તેને મળશે!"

શિવાજીને સ્થિર પ્રતિજ્ઞાવાળો જોઈ કોઈપણ તેને જવાની નાપાડી શક્યું નહિ. થોડીવારે શિવાજીએ કહ્યું, "એક વાત એ છે કે પેશવાજી મોરોપંત! આબાજી સોનદેવ! અન્નાજી દત્ત! આપના જેવા ખરેખરા બંધુ મારા ઘણાજ થોડા છે, આપના જેવા કામ પાર પાડવામાં કુશળ એવા નરો દક્ષિણદેશમાં વિરલા છે. હું જ્યાંસુધી નહિ આવું ત્યાંસુધી આપ ત્રણજણ દેશનું રક્ષણ કરજો, આપનો હુકમ મારા હુકમની પેઠે સર્વ પાળશે એવી આજ્ઞા આપી જઈશ."

મોરોપંત પિંગળે, આબાજી સોનદેવ અને અન્નાજી દત્તે રાજ્ય કારભાર ચલાવવાનો ભાર લીધો. ત્યારે તાનાજી માલૂસરેએ કહ્યું "ક્ષત્રિયરાજ મારી એક અરજ છે. બાલ્યકાલથી આપનો સંગ મેં છોડ્યો નથી, હું પણ આપની સાથે આવું એવી અનુમતિ આપો."

સજળ નયને શિવાજીએ કહ્યું, "માલૂસરે! તમ-

ને આપવા જેવી મારી પાસે કંઈ વસ્તુ નથી કે તમારી ઈચ્છા પૂર્ણ કરૂં."

સીતપતિએ જરા વાર પછી કહ્યું "રાજન્! ત્યારે મને જવાની રજા આપો, મારા વ્રત સાધનને માટે મારે ઘણે દૂર તીર્થયાત્રા કરવા જવું છે. જગદીશ્વર આપને કુશળ રાખે."

શિવાજી "સ્વામીજી! સુખે આપ તીર્થયાત્રા કરો! લડાઈની વખતે આપને યાદ કરીશ, આપના જેવો ખરો યોદ્ધો હું જોવાની આશા રાખી શકતો નથી. આપના જેટલી ન્હાની ઉમ્મરમાં આવું તેજ સાહસ અને વીરત્વ મેં કદી પણ જોયું નથી." પછી ઉંડો નિસાસો નાખીનેઅસ્ફુટ સ્વરથી કહ્યું, "કેવળ એકજણને ઓળખતો હતો!"

સભા બરખાસ્ત થઈ. શિવાજી સૂવાના ઓરડામાં ગયો ને ત્યાં વિચારમાં પડ્યો. ગોસ્વામીનાં ઉત્સાહ વાક્ય વારંવાર મનમાં આવવા લાગ્યાં. થોડી વાર પછી તેને ઊંઘ આવી. નિદ્રામાં પણ તે ઉત્સાહ વાક્ય સંભળાવા લાગ્યાં. તે વીર દેહને દેખવા લાગ્યો. પરંતુ સ્વપ્નામાં એ સર્વ યથાર્થ નજરે પડતું નહોતું. અવસ્થા અને રૂપનો ફેર જણાતો. શિવાજી સ્વપ્નામાં

ઉત્તેજનાનાં વાક્ય સાંભળવા લાગ્યો, પરંતુ તેનો વક્તા કોઈ ગોસ્વામી નહિ પણ રઘુનાથજી હાવિલદાર હોય એમ તેને ભાસ્યું.

---

# પ્રકરણ ૨૨ મું.

## પૃથુરાજનો કિલ્લો.

ઈ. સ. ૧૬૬૬ ના વસંતકાળમાં પાંચસો ઘોડેસવાર અને એક હજાર પાયદળ સેના લઇને શિવાજી દિલ્લીની પાસે જઈ પહોચ્યો અને નગરથી બહાર આસરે ૭ કોશ ઉપર છાવણી નાખી. તેની સેના વિશ્રામ કરતી હતી, પરંતુ તે ચિંતાતુર મને આહિંથી તહિં ફરતો હતો. દિલ્લીમાં આવ્યો એ શું મેં સારૂં કામ કર્યું છે? મુસલમાનની તાબેદારી માની છે એ શું વીરને ઉચિત એવું કામ થયું છે? હમણા પણ શું પાછો જવાનો ઉપાય નથી? આવી રીતના હજારો વિચાર શિવાજીના મહત -હૃદયમાં ઉઠતા હતા. યોદ્ધાનું મુખમંડળ ગંભીર હતું ને કપાલ ઉપર ચિંતાની કરચોલી પડી હતી—વિપદ્‌કાળમાં કે યુદ્ધ કાલમાં કોઈ પણ વખતે શિવાજીના મુખમંડળ ઉપર

આવી ચિંતા અંકિત થયલી કદી દેખાઈ નહોતી.

શિવાજીનો તેજસ્વી ઉગ્રસ્વભાવનો નવ વર્ષનો બાળક શંભાજી આ વખતે તેની સાથે હતો. તે વચ્ચે વચ્ચે પિતાના ગંભીર મુખમંડળની તરફ નજર ફેંકતો હતો, અને પિતાના હૃદયનો ભાવ કાંઈક જાણવા પામ્યો હતો.

રઘુનાથપંત ન્યાયશાસ્ત્રી નામનો શિવાજીનો મંત્રી તેની સાથે પણ સેહેજ પછવાડે હતો.

બે જણા ઘણી વાર સુધી ફર્યા, શિવાજીનું હૃદય ઘણી ચિંતાથી વ્યગ્ર તથા ઉશ્કેરાયલું હતું. ઘણીવારે તેણે મંત્રીને પૂછ્યું, "ન્યાયશાસ્ત્રી આપ શું અગાઉ કોઈ વખત દિલ્લીમાં આવ્યા હતા?"

રઘુનાથ, "હાજી બાલ્યકાલે દિલ્લીનગર જોયું હતું."

શિવાજી, "સામે મોટી દિવાલ જેવું જણાય છે તે શું છે તે તમે જાણતા હશો? આપ વિચારમાં નિમગ્ન થઇને તે તરફ શા માટે જુઓ છો?"

રઘુનાથ, "મહારાજ! એ ભારત વર્ષના છેલ્લા હિંદુરાજા પૃથુરાજના કિલ્લાની દિવાલ છે"

શિવાજી આશ્ચર્ય પામીને બોલ્યો, "આહા! આ પૃથુરાજનો કિલ્લો! આ જગાએ તેની રાજધાની હતી!

આ જગાએ તેણે એકવાર ઘોરીને હરાવ્યો હતો. આ હા! ન્યાય શાસ્ત્રી ! એ દિવાલના પ્રત્યેક સ્તંભમાં વિજય પતાકા ઉડી હતી. આ મરૂ ભૂમિમાં પ્રશસ્ત નગર વિજય વાદ્યથી શબ્દિત થયું હતું. સમર વિજયી હિંદુ સેનાના ધબકારાથી ધરા ધ્રુજી હતી. હિમાલયથી કાવેરી સુધી હિંદુવીર સબળ હસ્તથી સ્વતંત્રતાની રક્ષા કરતા હતા. હિંદુ રમણીઓ ઉલ્લાસથી સ્વતંત્રતાનું ગીત ગાતી હતી. પરંતુ સ્વપ્નવત્ તે દિવસ જતા રહ્યા છે- આ પુરાતન કિલ્લાની પાસે પૃથુરાજ અન્યાય સમરમાં માર્યો ગયો ને પુણ્ય ભરતખંડ અંધકારથી આવૃત થયો. દિવસનો પ્રકાશ જતો રહે છે પણ ફરી દિવસ ઉગે છે. શીતકાલમાં ખરી ગયલાં પાંદડાંને કરમાઈ ગયેલાં કુસુમ વસંત ઋતુમાં ફરી દેખાદે છે. તો શું ભારતના ગૌરવનો દિવસ ફરી નહિ આવે! એક વખત મેં આશા રાખી હતી કે તે ગૌરવનો દિવસ ફરી આવશે; તે આશા શું ફળવતી થશે?

આટલું કહીને શિવાજી બોલતો બંધ રહ્યો. તેનું-હૃદય ચિંતાથી કાંપતું હતું, ઘણીવાર પછી ઉંડો નિશાસો મુકી બોલ્યો, દેવાધિદેવ મહાદેવ! જે દિવસે યવનોએ જય મેળવ્યો તે દિવસે શું તમારા હાથમાંનું પ્ર-

ચંડ ત્રિશૂળ નિશ્ચેષ્ટ સૂતું હતું? સંહારક! કેમ ધર્મનો ના-
શ કરનારાઓનો સંહાર કર્યો નહિ ? ”

રઘુનાથ, “ કોણ કહી શકશે શા માટે? જેમણે હિંદુરાજ્યનો વિનાશ કર્યો છે, તેમણે હિંદુદેવોનું પણ અપમાન કરવામાં ન્યૂનતા રાખી નથી, તે ભીષણ પાતકનું પ્રમાણ અક્ષય પથ્થરમાં કોતરાયલું છે, તે પાપની શુદ્ધિ હજુ સુધી પણ થઈ નથી! ”

કંપિત સ્વરથી શિવાજીએ પૂછ્યું “ ન્યાયશાસ્ત્રી! આપની વાત હું સમજી શકતો નથી, તે પ્રમાણ ક્યાં કોતરાયલું છે?

રઘુનાથ, “ પાસે ” આટલું કહીને એક પુરાતન પથ્થરના મંદિરમાં શિવાજીને લઈ ગયો, અને બોલ્યો, “ ચારે બાજુએ જુઓ. ”

શિવાજી આહિંતો જોઉં છું કે વચમાં ચોક છે, ચારે બાજુએ પથ્થરના થાંભલા છે! અહીં અગાઉ એક સુંદર દેહેરૂં હતું. કાળે કરીને તે ભાંગી ગયું છે. દેવના અપમાનના ચિન્હ હુ ક્યાં પણ જોતો નથી? ”

રઘુનાથ “ જરા ધ્યાન દઈને જુઓ, આ સુંદર થાંભલામાંથી એક પણ થાંભલો ભાંગ્યો નથી, તેના ઉપર કોતરેલી દેવ મૂર્તિ પણ ભાંગી નથી, પરંતુ

જુઓ, એક પણ મૂર્તિનું મુખ જણાતું નથી! કાળ ક્રમે સ્તંભી ભાંગી જશે, માટે ધર્મ વિદ્વેષી યવનોએ સ્તંભ રાખ્યા છે; પરંતુ હજારો મૂર્તિમાં પ્રત્યેકનું મુખ માત્ર પોતાના હાથે ભાંગી નાંખ્યું છે! એમની ઈચ્છા એ કે દેશ વિદેશના લોકો યવનોએ હિંદુ દેવનું જે અપમાન કર્યું છે તે હમેશાં જુવે. જ્યાં સુધી થાંભલા રહેશે, ત્યાં સુધી જગતમાં હિંદુ ધર્મનું અપમાન જાહેર રહેશે. હજી સુધી આ પુરાતન મંદિરના સુંદર થાંભલા રહેલા છે, હજી સુધી દરેક થાંભલા ઉપર ઘણી દેવમૂર્તિ કોતરેલી દેખાય છે પણ પ્રત્યેક મૂર્તિનું મુખમંડળ વિકૃત થયલું તથા ભાંગેલું છે એ પહેલાનાં મુસલમાન હુમલો કરનારાના ભીષણ વિદ્વેષની ઓળખાણ આપે છે?"

મૂળથીજ શિવાજીની હિંદુધર્મના ઉપર આસ્થા ઘણી હતી, થાંભલા જોતાં જોતાં તેની આંખ લાલ થઈ ગઈ અને શરીર ધ્રુજવા લાગ્યું. રઘુનાથ ન્યાયશાસ્ત્રી ફરી બોલ્યો, "એક બાજુએ હિંદનું અપમાન છે ને બીજી બાજુએ યવનનું ગૌરવ છે! પેલો સામે ઊંચો સ્તંભ આકાશને ભેદીને દેખાય છે. તે કુતુબમિનાર છે. એ કુતુબઉદ્દીનનો વિજય ને હિંદુઓનો પ-

રાજ્ય જગન્મંડળમાં જાહેર કરેછે! જુઓ અલ્તમસ વગેરે યવન રાજાઓના કબરસ્તાનના ઉપર કેવા ઉન્નત સુંદર પથ્થરના મહેલ બંધાવ્યા છે. પેલી મસીદ જણાય છે તે પુરાતન હિંદુ દેવાલયના પથ્થરથી તૈયાર થતી હતી. આખા ભારત વર્ષમાં આમજ થયું છે! સર્વ સ્થાને પરાભૂત હિંદુઓના ગૌરવચિન્હ એકના પછી એક વિલીન થતાં જાયછે અને ત્યાં વિજયી યવનના ગૌરવસ્તંભ ચણાય છે. આ કુતુબમિનાર ઉપર ચઢો; તેના ઉપરથી મસીદો, કબરસ્તાનો જગે જગે દેખાશે. છેટે દીલ્લીના અપૂર્વ અત્યાશ્ચર્યકારક મહેલો અને મકાનો જણાશે. પરંતુ પુરાતન હસ્તિનાપુર ઈન્દ્રપુરી તુલ્ય ઈન્દ્રપ્રસ્થનો નાશ થયો છે તેનો એકપણ સ્તંભ કે એકપણ મંદિર દેખાશે નહિ."

નિઃશબ્દે શિવાજી, શંભાજી અને રઘુનાથ પંત કુતુબ મિનાર ઉપર ચઢ્યા. તેના જેટલો ઉંચો સ્તંભ જગત્‌માં બીજો એકે નથી. નિઃશબ્દે પૂર્ણ -હૃદયથી શિવાજી ચારે બાજુએ જોવા લાગ્યો. આ જગાએ શું જગદ્‌વિખ્યાત હસ્તિનાપુર અને ઇન્દ્રપ્રસ્થ હતું? આ જગાએ શું પ્રાતઃસ્મરણીય યુધિષ્ઠિર ભાઇઓની સાથે રહેતો હતો. આ જગાએ

શું તે પુણ્યકાળે તે પુણ્યાત્માઓએ રાજ્ય કરી પૃથ્વી-પર આર્ય ગૌરવનો વિસ્તાર કર્યો હતો. મહર્ષિ વેદ-વ્યાસ શું આ જગાએ રહેતા હતા? ભીષ્માચાર્ય, દ્રોણાચાર્ય, અર્જુન આદિ ભારતના અતુલ વીરવૃન્દે શું આસ્થળે પોત પોતાનું વીર્ય પ્રકાશ કરી અક્ષય યશાનો લાભ કર્યો હતો. કુન્તી, દ્રોપદી, ગાંધારી પ્રભૃતિ ભારતની સ્હવારના પોહોરમાં સંભારવા લાયક લલનાઓએ શું આ જગાને પવિત્ર કરી હતી? આટલું બોલતાં બોલતાં શિવાજીની વાચા બંધ થઈ ગઈ. બન્ને આંખમાંથી આંસુ પડવાં લાગ્યાં. ફરી ગદ્દ ગદ્દ સ્વરથી તે બોલ્યો, "દેવતુલ્ય પૂર્વ પુરૂષગણ! આપને પ્રણામ કરૂં છું! અમારા બાહુ બળશૂન્ય છે, અમારી આંખ ઉપર પડદો છે, અમારૂં હ્રદય ક્ષીણ છે! નીલ નભોમંડળમાંથી પ્રસન્ન થઈને અમને પ્રકાશ આપો, બળ આપો, કે ફરી હિંદુનામ ઉન્નત કરી શકાએ, નહિતો આ ઉદ્યમમાં મરણ પામીએ! આ જીવનમાં અમારી બીજી કાંઈ ઇચ્છા નથી!"

શંભાજીનું હ્રદય પણ ભરાઈ આવ્યું, તેની આંખમાંથી પણ પાણી પડવા લાગ્યું.

શિવાજી ચારે બાજુએ જોવા લાગ્યો. છસો વ-

પંથી મુસલમાનો રાજ્ય ચલાવતા હતા તેનાં ચિન્હ આ જગાએ અંકિત થયલાં તેણે દીઠાં. અસંખ્ય મસીદો, અસંખ્ય મુસલમાન બાદશાહની કબરો તથા મેહેલોના ખંડિયરો તેણે કુતુબમિનાર ઉપરથી હાલની દિલ્હીના સુધીના ૭ કોશના ઘેરાવામાં દીઠાં. કરાલ કાળ હિંદુ અને યવન વચ્ચે કાંઇ ભેદ ગણતો નથી. સેંકડો વર્ષથી હજારો માનવકીટો જેજે મહેલ વગેરે બાંધે છે તે કાળ સહેજમાં ધૂળમાં મેળવી દેછે.

તે તરફથી નજર ફેરવીને શિવાજીએ ફરી તે પૃથુરાજના કિલ્લાની દિવાલ તરફ જોયું, ઘણીવાર સુધી જોઈ રહ્યા પછી રઘુનાથ તરફ ફરીને બોલ્યો, "ન્યાયશાસ્ત્રી! બાલ્યકાલથી કોંકણ દેશમાં પૃથુરાજ વિશે જે જે વાત સાંભળતો હતો તે આજે હું પ્રત્યક્ષ જોઉં છું! આ ભાગેલો કિલ્લો મહેલોથી ભરપૂર હતો એમ જણાય છે. અહીં બહુ જનાકીર્ણ અને પતાકા અને તોરણથી શોભિતું એવું એક મ્હોટું નગર હતું. જાણે રાજસભામાં આપ્તવર્ગ તથા મિત્રથી વીંટલાઈ રાજા બેઠો છે, બહાર જ્યાં સુધી નજર પડે છે ત્યાં સુધી રસ્તામાં, ઘાટમાં, ઘરમાં, આંગણામાં, નદી તીરે નગરના રહેવાસીઓ આનંદથી ઉત્સવ કરે છે! ઓહો-

ળા બજારમાં માલની આપલે થાય છે. બગીચામાં લોકો આનંદથી નૃત્ય ગાયન કરે છે. તલાવમાંથી સ્ત્રીઓ પાણીનાં બહેડાં લઈ ઘર તરફ જાય છે. મહેલની સામે લશ્કર તૈયાર થઈ રહેલું છે, ઘોડા, હાથી, રથ ઉભા રહેલા છે, વાજાવાળા આનંદથી વાજાં વગાડે છે! પ્રભાતનો સૂર્ય આવા મનોહર દેખાવ ઉપર પોતાના સુંદર રશ્મિ વરસાવે છે. જાણે એવી વખતે મહમદ ઘોરીના દૂતે રાજસભામાં પ્રવેશ કર્યો છે. તરેહ તરેહની વાત કર્યા પછી દૂતે કહ્યું, 'મહારાજ! મહમદ ઘોરી આપના રાજ્યનો અડધો ભાગ લઇને સલાહ કરવાને રાજી છે તેમાં આપનો શો મત છે?' મહાનુભાવ ચોહાણે જવાબ આપ્યો. સૂર્યદેવ આકાશમાં બીજી દિશાએ ઉગે તો પણ પૃથુરાજ પોતાનું રાજ્ય બીજા રાજાને આપશે નહિ. રાજાનાં વાક્ય સાંભળતાંજ જય જય નાદથી તે મહેલ શબ્દાયમાન થયો;—જય જય નાદથી આખું શહેર ગાજી રહ્યું. દૂતે ફરી કહ્યું, 'મહારાજ! આપના સસરાએ મહમદ ઘોરીની સાથે સલાહ કરી છે,—આપ લઢાઈના મેદાનમાં મુસલમાન અને રાઠોડ સેનાને એકત્ર જોશો.' પૃથીરાજે જવાબ આપ્યો,

'સસરાજીને પ્રણામ કહેજો અને કહેજો કે હું પોતે આવું છું—થોડી વારમાં મુલાકાત કરીને હું જાતે આપને પ્રણામ કરીશ !' તરત ચોહાણનું લશ્કર કિલ્લામાંથી નીકળ્યું, તિસૈરીની લઢાઈમાં યવન અને રાઠોડ સૈન્ય પૃથુરાજની સામે વાયુથી જેમ રેતી તે મિશાળ ઉડી ગયું. જખમી ઘોરીએ ઘણી મુશ્કિલીથી નાશીને પોતાનો પ્રાણ બચાવ્યો."

થોડી વાર પછી દીર્ઘ નિઃશ્વાસ છોડી શિવાજી ફરી બોલ્યો "રઘુનાથ આપણા તે દિવસ ગયા; તથાપિ અહિં ઉભા ઉભા આપણા પૂર્વ પુરૂષોની અક્ષય્ય કીર્ત્તિનું સ્મરણ કર્યાથી મારા મનમાં નવી નવી આશા ઉદય પામે છે, આ વિશાળ કીર્ત્તિક્ષેત્ર ચિરદિન તિમિરાવૃત રહેશે નહિ; ભારતના પૂર્વના સુદિનનો હજી પણ ઉદય થઈ શકે એમ છે. જગદીશ્વર રોગીને આરોગ્ય કરે છે, દુર્બલને બળ આપે છે. જીર્ણ થયલા ને જુલમીના પગ નીચે કચરાતા ભારતસંતાન ને તેજ ઉન્નત કરી શકશે."

પછી સર્વ કુતુબમિનાર ઉપરથી નીચે ઉતર્યા; અને મુગા મુગા છાવણીમાં ગયા.



# પ્રકરણ ૨૩ મું.

## રામસિંહ.

શિવાજી અને શંભાજી તંબુમાં બેઠા છે એટલામાં એક સિપાઈ આવીને બોલ્યો, "મહારાજ જયસિંહના પુત્ર રામસિંહ એક સિપાઈની સાથે બાદશાહના હુકમથી આપને દિલ્હીમાં લઈ જવાને આવ્યા છે. બન્ને દરવાજામાં ઉભા છે."

શિવાજી, "તેઓને માન પૂર્વક અહીં લઈ આવો."

ઉગ્ર સ્વભાવના શંભાજીએ કહ્યું "પિતાજી? આપને તેડવા માટે ઔરંગજેબે ફક્ત બે દૂત મોકલ્યા છે? આવું અપમાન શું આપ સહન કરશો?

શિવાજી પણ ઔરંગજેબના આવા અપમાનથી ક્રોધાયમાન થયો, પરંતુ તે ક્રોધ તેણે જણાવ્યો નહિ. થોડીવારે રામસિંહ તંબુમાં આવ્યો. રજપૂત યુવક પિતાના જેવોજ તેજસ્વી અને વીરધર્મપરાયણ અને સત્યપ્રિય હતો. તીક્ષ્ણ બુદ્ધિના શિવાજીએ યુવકનો ચહેરો જોતાંજ તે ઉદાર અને નિખાલસ ચરિત્રનો છે એમ જાણ્યું; તથાપિ ઔરંગજેબનો કાંઈ ખરાબ ઈરાદો છે કે નહિ, દિલ્હીમાં પ્રવેશ કર્યાથી કાંઈ વિપત્તિ

પડે એમ છે કે નહિ તે વાતચિતથી જાણી લેવાનો તેણે ઠરાવ કર્યો. રામસિંહે પિતાની પાસેથી શિવાજીના વીર્ય અને પ્રતાપની ઘણી વાતો સાંભળી હતી, તેથી તે આશ્ચર્યભાવથી મહારાષ્ટ્ર વીરપુરૂષને જોતો હતો. શિવાજીએ રામસિંહને આલિંગન કરી યથોચિત સન્માન આપી આવકાર દીધો. થોડીવાર પછી રામસિંહે કહ્યું, "મહારાજને મેં કદી જોયા નહોતા, પરંતુ પિતાજીની પાસેથી આપની યશોવાર્ત્તા ઘણી સાંભળી છે. આજે આપના જેવા સ્વદેશપ્રિય ધર્મપરાયણ વીરપુરૂષને જોઈને મારી આંખ સાર્થક થઈ."

શિવાજી, "મારૂં પણ આજે મોટું નશીબ છે એ નિ:સંદેહ છે. કારણ આપના પિતાના જેવા વિચક્ષણ ધર્મપરાયણ, સત્યપ્રિય વીરપુરૂષના પુત્રની સાથે મારો દિલ્લીમાં આવતી વેળાએજ મેળાપ થયો."

રામસિંહ, "મહારાજ! દિલ્લીમાં આવો છો એ સાંભળતાંજ બાદશાહે મને આપની પાસે મોકલ્યો છે, નગરમાં ક્યારે જવાની ઈચ્છા રાખો છો?"

શિવાજી, "નગરમાં જવાના સંબંધમાં આપ શી સલાહ આપોછો?" શિવાજી તીક્ષ્ણ નયનથી રામસિંહની તરફ જોતો હતો.

અકપટ સ્વરે રામસિંહે જવાબ આપ્યો, “મારા વિચાર પ્રમાણે હમણાજ જવું સારૂં છે; કારણ, વિલંબ થવાથી હવા ગરમ થશે, ગરમી સહન થશે નહિ.”

રામસિંહનો સરળ જવાબ સાંભળીને શિવાજી જરા હસીને બોલ્યો, “તે પૂછતો નથી, આપ હમણા દિલ્લીમાં રહોછો, તેથી આપનાથી કંઈપણ વાત ગુપ્ત નહિ હશે. મારે દિલ્લીમાં જવું એ કેટલું બુદ્ધિનું કાર્ય છે તે આપ જરૂર જાણતા હશો.”

ઉદારચેતા રામસિંહ આટલી વારે શિવાજીના મનનો ભાવ સમજી જરા હસીને બોલ્યો, “ક્ષમા કરજો. હું આપનો ઉદ્દેશ પહેલાં સમજી શક્યો નહોતો. હું જો આપની અવસ્થામાં હોત તો ચિરકાલ પર્વતમાં રહેત ને મારી તરવાર ઉપર આધાર રાખત. તરવારના જેવો ખરો મિત્ર બીજો કોઈ નથી. પરંતુ આ વિષયમાં હું અજ્ઞાન માત્ર છું. જ્યારે પિતાજીએ આપને દિલ્લીમાં આવવાની સલાહ આપી છે ત્યારે આપે આવીને સારૂંજ કર્યું છે. પિતાજી ઘણા સુજ્ઞ છે, તેમની સલાહ કદી પણ ખોટી હોતી નથી.”

શિવાજીએ જાણી લીધું કે દિલ્લીમાં તેને કદી

કરવાની કાંઈપણ કલ્પના થતી નથી; અથવા જો થઇ હશે તો તે બાબત રામસિંહ જાણતો નથી આવો વિચાર કરીને ફરી તેણે કહ્યું "હા! આપના પિતાએજ અહીં આવવાની સલાહ આપી છે,—મારી આવતી વખતે તેમણે વચન આપ્યું છે, તે પણ આપ વખતે જાણતા હશો.

રામસિંહ "હા દિલ્લીમાં જવાથી આપને કાંઈ પણ નુકશાન થશે નહિ. કાંઈ પણ આફત આવી પડશે નહિ, એવું તેમણે આપને વચન આપ્યું છે. તે વિશે મને પણ હુકમ આપ્યો છે."

શિવાજી, "તેમાં આપનો શો મત છે?"

રામસિંહ—"પિતાજીની આજ્ઞા અવશ્ય પાલનીય છે, રજપૂતનું વેણ કદી ફરતું નથી. પિતાજીનું વચન જેથી ઉલ્લંઘન નહિ થાય, આપ વગર હરકતે સ્વદેશમાં જઈ શકો તે વિશે દાસના યત્નમાં કંઈપણ ન્યૂનતા રહેશે નહિ."

શિવાજીનું મન નિરૂદ્વેગ થયું. હવે વધારે સંદેહ નહિ કરતાં જરા હસીને બોલ્યો, "ત્યારે આપની સલાહ ગ્રહણ કરીશ; વિલંબ કર્યાથી હવા ગરમ થશે. ચાલો હવે દિલ્લીમાં પ્રવેશ કરીએ."

તરત સર્વ દિલ્લીની તરફ જવા નિકળ્યા.

આખે રસ્તે મુસલમાનના પુરાતન મહેલો ભાંગેલા જોવામાં આવ્યા. પ્રથમના મુસલમાનોએ દિલ્લીનો જય કરી પૃથુરાજના પુરાતન કિલ્લાની પાસે પોતાની રાજધાની બનાવી હતી. તેથી પ્રથમના બાદશાહોની મસીદ, મહેલ અને કબરસ્તાનનાં ખંડિયર આ જગાએ દેખાતાં હતાં. કાળે કરીને નવા નવા બાદશાહોએ ઉત્તર તરફ નવા નવા મહેલ બંધાવ્યા, ધીરે ધીરે નગર ઉત્તર તરફ થતું ચાલ્યું! રસ્તે ચાલતાં ચાલતાં કેટલા મહેલ, કેટલી મસીદ અને મીનારા, કેટલા સ્તંભ અને સમાધિ મંદિરનાં ખંડિયર જોયાં તેની શિવાજી ગણતરી કરી શક્યો નહિ. રામસિંહ શિવાજીની સાથેને સાથે રહી જુદા જુદા સ્થાનની ઓળખાણ આપવા લાગ્યો. બન્નેએ એક બીજાના ગુણનો પરિચય મેળવ્યો, અને બન્ને વચ્ચે તરત મિત્રતા થઈ. તીક્ષ્ણ બુદ્ધિના શિવાજીએ નક્કી કર્યું કે જો દિલ્લીમાં કાંઈપણ વિપદ્ પડશે તો એક ખરો મિત્ર આપણી મદદ કરશે.

માર્ગમાં લોદીવંશના બાદશાહની મ્હોટી મ્હોટી દરગાઓ નજરે પડી. પ્રત્યેક બાદશાહની કબર ઉપર

એક એક ગુમટ હતો. અફ્ગાનોનો ગૌરવ સૂર્ય જ્યારે અસ્તમિત થયો ત્યારે આ જગાએ દિલ્લી હતી, પછીથી તે ઉત્તર તરફ વસતી ગઈ.

ત્યાર પછી હુમાયુની મોટી મસીદ આવી. ત્યાર પછી " ચોસટખંબા " અર્થાત સફેત સંગેમરમરના બનાવેલા ૬૪ મોટા થાંભલા વાળી સુંદર ઈમારત જોઈ. તેની પછવાડે કબરસ્તાન હતું. પૃથુરાજના કિલ્લાથી હાલની દિલ્લી સુધી આવતાં આવતાં શિવાજીને જણાયું કે આ માર્ગપર ભારતવર્ષનો ઈતિહાસ લખેલો છે. એક એક મહેલ તથા ઈમારત તે ઈતિહાસનું એક એક પાનું છે, એક એક કબરસ્તાન એક એક અક્ષર છે, કરાળ કાળ એ ઈતિહાસનો લખનાર છે,નહિ તો આવા અક્ષરથી ઇતિહાસ કેમ લખી શકાય?

દિલ્લીના કોટની પાસે આવતાંજ રામસિંહે સગર્વ એક મંદિર દેખાડીને કહ્યું, "રાજન્, આ મંદિર જુઓછો. તે પિતાજીએ જ્યોતિષગણનાને માટે આ નિરીક્ષણ મંદિર બંધાવ્યું છે; ઘણાક દેશમાંથી પંડિતો આવીને આ મંદિરપર ચઢીને રાત્રે તારાની ગણતરી કરે છે."

શિવાજી, " આપના પિતા જેવા વીર છે તેવાજ

વિદ્વાન છે, જગતમાં એવા સર્વગુણ સંપન્ન મનુષ્ય ઘણાજ વિરલા જોવામાં આવે છે; મેં સાંભળ્યું છે કે પુણ્ય કાશી ધામમાંપણ તેઓએ આવુંજ મંદિર બંધાવ્યું છે.”

રામસિંહ “આપે કહ્યું તે ખરૂં છે.” તરત દિલ્લીના કોટમાં સર્વ પેઠા.

પ્રવેશ કરતી વેળાએ શિવાજીનું હૃદય જરા કંપાયમાન થયું. તેણે ઘોડો થોભાવ્યો. એકવાર પછવાડે જોયું, એકવાર મનમાં વિચાર ઉત્પન્ન થયો કે, “હજુ પણ સ્વતંત્રછું, થોડીવારમાં પરતંત્ર થઈશ.” તરત ધર્મપરાયણ જયસિંહને વચન આપ્યું હતું તે યાદ આવ્યું, જયસિંહના પુત્રનું ઉદાર મુખ જોયું, ભવાનીનું નામ લીધું અને પોતાની કમરમાંની “ભવાની” નામની તરવારનું મનમાં ને મનમાં સ્મરણ કરી તે દિલ્લીના દરવાજામાં પેઠો.

સ્વતંત્ર મરાઠા યોદ્ધો તે પળે પરતંત્ર થયો!

---

# પ્રકરણ ૨૪ મું.

## દિલ્લી.

દિલ્લીએ આજે મનોહર શોભા ધારણ કરી છે ! ઔરંગજેબને પોતાને ઠાઠમાઠ પ્રિય નહોતો, પરંતુ રાજકાર્ય ચલાવવાને કોઈ કોઈ વેળાએ ઠાઠમાઠ કરવાની જરૂર વિશેષ રૂપથી તે સમજતો હતો. આજે શિવાજી ગરીબ મહારાષ્ટ્રમાંથી ધનાઢ્ય મોગલોની રાજધાનીમાં આવ્યો છે; મોગલની સત્તા, સંપત્તિ અને મોટાઈનું અગાધપણું જોય તોશિવાજી પોતાની હીનતા સમજી, મોગલની સાથે બાથ ભીડવી એ ધુમાડાના બાચકા ભરવા જેવું છે એમ જાણે એવા ઉદ્દેશથી ઔરંગજેબે આજે ઘણો ઠાઠમાઠ કરવાનો હુકમ આપ્યો હતો. બાદશાહના હુકમથી ઉત્સવને દિવસે સ્ત્રીઓ જેમ શણગાર સજે છે તેમ દિલ્લીએ આજે અપૂર્વ વેશ ધારણ કર્યો છે.

શિવાજી અને રામસિંહ જોડે જોડે રાજ માર્ગ ઉપરથી આવતા હતા. રસ્તામાં અસંખ્ય ઘોડે સ્વાર અને પેદલ લશ્કર આવજા કરતું હતું. નગર મનુષ્યોથી ભરપૂર થયું હતું! વેપારીઓએ બજારમાં દુ-

કાન માંડીને ઘણી કિંમતી વેપારની વસ્તુઓના ઢગલા કરી રાખ્યા હતા; ઉત્તમ વસ્ત્ર, ઘણા કિંમતી સોના રૂપાના અલંકાર, તરેહતરેહની મીઠાઈ, ઘણુંજ ઉત્તમ રાચ રચિલું જોતો જોતો શિવાજી ચાલ્યો. કોઈ ઘર ઉપર વાવટા ઉડે છે, કોઈ ઘરમાં માણસો ઉત્તમ પોશાક પહેરીને ઓટલા ઉપર બેઠા છે. કોઈ ઘરની બારીમાં સ્ત્રીઓ પ્રસિદ્ધ મહારાષ્ટ્ર યોદ્ધાને જોવા ઉભી છે. રસ્તામાં અસંખ્ય ગાડી પાલખી હાથી અને ઘોડા આવજા કર્યાં કરે છે; રાજા, મનસબદાર, સેખ, અમીર અને ઉમરાવો દરબારમાં જાય છે. ઘોડેસવાર તીરવેગથી અહિંથી તહિં ફરીને આખા નગરને ધ્રુજાવી મૂકે છે. સુંદર અલંકાર અને લાલ રંગના કપડાથી સજેલા એવા ગજેન્દ્રો પણ શુંડ હલાવતા હલાવતા ઉત્સવમાં ભાગ લેવા નિકળી પડ્યા છે. શિવાજીએ આવો દેખાવ કદી પણ જોયો નહોતો. ક્યાં પુના અને રાયગઢ ને ક્યાં દિલ્લી! ચાલતાં ચાલતાં રામસિંહે છેટેથી ત્રણ સફેત ગુમટ બતાવી કહ્યું, “ આ જુઓ જુમા મસીદ ! બાદશાહ શાહજહાને આખા જગતનું ધન એકઠું કરી આ મોટી મસીદ બંધાવી છે. આવી સુંદર રમણીય મસીદ દુનિયામાં બીજે ક્યાં

પણ નથી.” શિવાજીએ વિસ્મિત લોચનથી જોયું તો લાલરંગના પથ્થરોથી બાંધેલી એક મોટી મસીદની દિવાલ અને તેના ઉપર સુંદર સફેત સંગેમરમરના ત્રણ ગુમટ અને આકાશને થંભાવી રાખવાનેજ જાણે ઉભા કર્યાં ન હોય એટલા ઉંચા બે મિનારા દીઠા.

આ સુંદર મસીદની સામે રાજભવન અને કિલ્લાની દિવાલ નજરે પડી. કિલ્લાની પછવાડે જમના નદી, સામે કિલ્લો હતો. મસીદના વચમાંનો મોટો રાજમાર્ગ શબ્દથી પૂર્ણ અને લોકોનું અરણ્યજ હોય એવો હતો. તે જગાના તેવું સ્થાન ભાતવર્ષમાં તે વખતે બીજું એકે નહોતું; અને જગતમાં હશે કે નહિ તેનો સંદેહ છે. કિલ્લાની દિવાલપર હજારો નિશાન હવામાં ઉડતાં હતાં તે જાણે જગત્માં મોગલ બાદશાહની સત્તા અને ગૌરવ પ્રકાશ કરતાં હોયને! કિલ્લાના દરવાજામાં એક મોટા મનસબદારની ટુકડી હતી. એ મનસબદાર કિલ્લાની રક્ષા કરતો હતો. સામે સેના અહિંથી તહિં ઉભી હતી, બંદુકના ભાલા સૂર્યના તેજથી ઝક્ઝકતા હતા. પ્રત્યેક ભાલાપર રાતા રંગના ન્હાના વાવટા વાયુમાં ઉડતા હતા. કિલ્લાની સામે અસંખ્ય માણસો અસંખ્ય પ્રકારની વસ્તુ આપ લે

કરવા આવ્યા હતા. કિલ્લાની દિવાલથી મસીદની દિવાલ સુધીનો અને ઉત્તર દક્ષિણમાં જેટલો માર્ગ જણાતો હતો તેટલો સઘળો શબ્દથી અને માણસોથી પૂર્ણ હતો! ઘોડા ઉપર, હાથી ઉપર, તથા પાલખીમાં બેશીને ભારતવર્ષના મોટા મોટા પદવીવાળા પુરૂષ ઘણા લોકોથી ઘેરાઈને ઘણી ધામધૂમથી કિલ્લાના દરવાજાની અંદર તથા બહાર નિકળતા હતા. તેઓના પોશાકના ઝળકાટથી આંખ અંજાઈ જતી હતી. લોકોની ગડબડથી કાન બ્હેર મારી જતા હતા! સર્વ શબ્દને ડુબાવી દઈને કોઈ કોઈ વેળાએ છાવણીમાંથી તોપનો અવાજ નગરને કંપિત કરતો હતો અને રાજાધિરાજ આલમગીર અર્થાત્ જગતના અધિપતિની સત્તા જગત્માં જાહેર કરતો હતો.

આ સમસ્ત વ્યાપાર જોતાં જોતાં શિવાજીએ રામસિંહની સાથે કિલ્લાનો દરવાજો વટાવી કિલ્લામાં પ્રવેશ કર્યો.

કિલ્લામાં જઈને જુએ છે તો શિવાજીને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. ચારે બાજુએ વિસ્તીર્ણ કારખાનામાં અસંખ્ય કારીગરો રાજ વ્યવહારને માટે નાના પ્રકારની વસ્તુ બનાવે છે—અપૂર્વ સોના રૂપાનાં વસ્ત્ર, મ-

ઢ્ઢમલ મસલિન તથા છીંટ,—ઘણા મૂલ્યવાન ગલીચા, ચંદરવા, તંબુ પડદા, સુંદર પહેરવાના વસ્ત્ર, ફેંટા, શાલ જામા ચોગા, સુંદર સોના રૂપાના, અને મણિ માણિક્યના બેગમના પહેરવાના અલંકાર, સુંદર ચિત્ર, સુંદર નકસી કામ, સુંદર લાકડાનું અને સંગેમરમરનું રાચ રચિલું, ઢગલા બંધ રંગ બેરંગી પથ્થરાનાં રમકડાં, વગેરેનું કેટલું વર્ણન કરીએ! ભારતવર્ષમાં જેટલા કારીગરો હતા તેટલા સઘળાને બાદશાહના હુકમથી દર મહીને મુસારો મળતો અને દર રોજ કિલ્લામાં કામ કરવા આવવું પડતું હતું. બાદશાહને રાજ કાર્યને માટે તથા પોતાના ઉપયોગને માટે જે જે વસ્તુની જરૂર પડતી, વિલાસિની બેગમોની જે અપૂર્વ ફરમાશ થતી, મહેલમાં રહેનારાઓને જે વસ્તુની જરૂર જણાતી તે સર્વ આ જગાએ તૈયાર થતી.

શિવાજીને એ સર્વ જોવાનો સમય મળ્યો નહિ. અસંખ્ય લોકોમાંથી "દિવાને આમ" નામના મોટા સંગેમરમરથી બનેલા દિવાનખાનામાં આવ્યો. બાદશાહ ઘણું કરીને આ જગાએ સભા ભરતો હતો. પરંતુ આજે શિવાજીને મહેલનું સમસ્ત ગૌરવ દેખાડવા માટેજ એનાથી ઉત્તમ અંદરના સફેદ સંગેમ-

રમરના અને નાના પ્રકારના અલંકારથી અલંકૃત અને જગતમાં અતુલ્ય એવા "દિવાને ખાસ" નામના દિવાનખાનામાં બાદશાહે સભા ભરી હતી. શિવાજી ત્યાં જઈને જુએ છે તો દિવાનખાનાની અંદર રત્ન માણિક્યના બનાવેલા સૂર્યના તેજના જેવા ચળકતા મયૂરસિંહાસનપર બાદશાહ ઔરંગજેબ બેઠો છે. સિંહાસનની ચોતરફ રૂપાનો કઠરો હતો. તેની સામે ભારત વર્ષના અગ્રગણ્ય રાજા, મનસબદાર, અમીર, ઉમરાવ વીરપુરૂષ અને અસંખ્ય માણુસ મૌન ધારણુ કરી ઉભા હતા. રામસિંહ શિવાજીને ઓળખાવી બાદશાહ પાસે ગયો.

શિવાજી આજે દિલ્લીનગરની અસાધારણુ શોભા જોઈનેજ ઔરંગજેબનો ઉદ્દેશ સમજ્યો હતો. બાદશાહની પાસે આવ્યા પછી તેની વધારે ખાતરી થઈ. જેણે વીશ વર્ષ સુધી તુમુલ યુદ્ધ કરીને પોતાની અને સ્વજાતિની સ્વતંત્રતાથી રક્ષા કરી હતી, જેણે હમણા બાદશાહની તાબેદારીમાંની લઢાઈમાં તેને ઘણી મદદ કરી હતી, જે આટલું કષ્ટ વેઠીને દક્ષિણમાંથી બાદશાહને મળવા વાસ્તે દિલ્લી સુધી આવ્યો છે, તેને બાદશાહે આવો આવકાર દીધો. સામાન્ય સેનાપતિ

તેને પણ એના કરતા વધારે સન્માન અપાતું. શિવાજી આજે એક સામાન્ય નોકરની પેઠે નમ્રભાવથી બાદશાહની પાસે ઉભો રહ્યો ! શિવાજીનું લોહી ગરમ થઈ નસોમાં ફરવા લાગ્યું. પરંતુ હમણા તે નિરૂપાય હતો! તેણે સામાન્ય નોકરની પેઠે સલામ ભરીને રીતસર નજર મૂકી. ઔરંગજેબનો ઉદ્દેશ સફળ થયો,– જગત્ સંસારે જાણ્યું, શિવાજીએ જાણ્યું કે શિવાજી અને ઔરંગજેબ સમાન પદવીના નથી, દાસે સ્વામીની સાથે, દુર્બલે બળવાનની સાથે બાથ ભીડવી એ મૂર્ખતા છે.

આ ઉદ્દેશ પૂર્ણ કરવા માટેજ ઔરંગજેબે નજર લઇને બીજુ કંઈ સન્માન નહિ આપતાં શિવાજીને "પાંચ હજારી" અર્થાત્ પાંચ હજાર સિપાઇઓના સેનાપતિનું સ્થાન આપ્યું. આ સાંભળીને શિવાજીની આંખ લાલચોળ થઈ, શરીર થરથર કાંપવા લાગ્યું. હોઠ ઉપર દાંત પીસી અસ્પષ્ટ સ્વરથી તે બોલ્યો, "શિવાજી પાંચ હજારી ? બાદશાહ જ્યારે દક્ષિણમાં આવશે ત્યારે જોશે કે શિવાજીના આધીનમાં કેટલા પાંચ હજારી છે ! જોશે કે મેં દુર્બલ હાથમાં તરવાર પકડી નથી !" શિવાજીની પાસેના કારભારીએ આ

વાત સાંભળી તેથી બાદશાહના કાનપર એ વાત ગુપચુપ ગઈ.

બીજાં જરૂરનાં કામ પૂરાં કરી બાદશાહે સભા બરખાસ્ત કરી. અને પોતે પાસેના ઝનાનામાં ગયો. નદીના પ્રવાહની પેઠે કિલ્લામાંથી અસંખ્ય લોકનો પ્રવાહ નિકળવા લાગ્યો, અને સર્વે પોત પોતાના મુકામ ઉપર ગયા. અને નદીનું પાણી જેમ સાગરમાં ભળી જાય છે તેમ દિલ્લી નગરમાં આ પ્રવાહ ઝટ લીન થઈ ગયો.

શિવાજીને રહેવા માટે એક ઘર આપ્યું હતું, રોષથી, અભિમાનથી, સન્ધ્યા કાળે શિવાજી તે ઘરમાં આવ્યો અને એકલો બેસી વિચારમાં મશગૂલ થયો.

થોડી વાર પછી તેને દરબારમાંથી ખબર મળી કે બાદશાહની સમક્ષ પોતે જે બોલ્યો હતો તે બાદશાહે સાંભળ્યું છે, બાદશાહ તેને બીજી સજા કરવા ઈચ્છતો નથી, પરંતુ હવેથી શિવાજીને બાદશાહની મુલાકાત થશે નહિ, અને રાજસભામાં પણ જગા મળશે નહિ.

શિવાજીએ જાણ્યું કે ભવિષ્યત્ આકાશ મેઘાચ્છન્ન થયું છે. શિકારી સિંહને પકડવા માટે જાળ

બિછાવે છે, તેમ ક્રૂર દુષ્ટ બુદ્ધિના ઔરંગઝેબ ધીરે ધીરે શિવાજીને બંદીવાન કરવા માટે મંત્રણાજાળ બિછાવે છે! આ જાળ તોડીને શું ફરી સ્વતંત્રતા મેળવીશ?" ફરી ચુપચાપ લગભગ એક કલાક સુધી વિચાર કરવા લાગ્યો.

આખરે દીર્ઘ વિશ્વાસ છોડી બોલ્યો, "હા સીતાપતિ! મિત્રપ્રવર! ચિરયુદ્ધને માટે તમે સલાહ આપી હતી—ત્યારે મેં તમારી સલાહ માની નહિ, તમારી ગરીયસી વાતો હજી પણ મારા કાનમાં ધ્વનિત થાય છે! ઔરંગઝેબ! સાવચેત રહે! શિવાજીએ આજ સુધી તારી સાથે સત્ય રાખ્યું છે,–તેની સાથે અસત્ય તથા કપટ આચરણ કરીશ ના, કેમકે શિવાજી પણ આ વિદ્યામાં બાળક નથી. જો કરીશ તો ભવાનીને સાક્ષી રાખી કહું છું કે દક્ષિણમાં જે સમરાનલ સળગાવીશ તેમાં આ સુંદર દિલ્હી નગર, આ વિપુલ મુસલમાન રાજ્ય સર્વ દગ્ધ થઈ જશે.



## પ્રકરણ ૨૫ મું.

## રાત્રિની મુલાકાત.

થોડા દિવસમાં શિવાજીએ ઔરંગજેબનો ઉદ્દેશ સ્પષ્ટ જાણી લીધો. શિવાજી હવે પાછો સ્વદેશમાં જઈ શકે નહિ અને હમેશને માટે દિલ્લીમાં બંદીવાન થઈને રહે, મરાઠાઓ હવે કદિ સ્વતંત્ર થાય નહિ એજ ઔ-રંગજેબનો ઉદ્દેશ હતો? શિવાજી બાદશાહના આ કપટાચરણથી ઘણોજ ગુસ્સે થયો, પરંતુ ગુસ્સો છુપાવી દિલ્લીમાંથી જવાના ઉપાય સોધવા લાગ્યો.

શિવાજીનો હમેશનો વિશ્વાસુ મંત્રી રઘુનાથપંત ન્યાયશાસ્ત્રી સર્વદા શિવાજીની સાથે આ વિષયનો વિ-ચાર કરતો હતો અને નાના પ્રકારના ઉપાય સોધ-તો હતો.

ઘણા ઉપાયો વિચાર્યા પછી બન્નેએ નકી કર્યું કે દેશમાં જવાને માટે પ્રથમ તો બાદશાહની અનુમતિ માગવી, જો જવાની રજા ન આપે તો પછી બીજા ઉપાય સોધવા પડશે.

ન્યાયશાસ્ત્રી પંડિતાઈમાં પૂરો હતો અને બોલ-વામાં પણ એક્કો હતો તેથી તે શિવાજીની અરજ

બાદશાહની પાસે લઈ જવાને કબુલ થયો.

જે જે કારણોથી પોતે દિલ્લીમાં આવવાનું જોખમ માથે હોરી લીધું હતું તે સર્વ શિવાજીએ વિસ્તારથી અરજીમાં લખ્યું. મોગલ સૈન્યને મદદ આપીને જે જે કામ કર્યાં હતાં, ઔરંગજેબે જે જે વિષય અંગીકાર કરીને પોતાને દિલ્લીમાં તેડાવ્યો હતો, તે પણ સ્પષ્ટ દેખાડયું હતું. અને છેવટે લખ્યું કે, “ મેં જે કામ કરવાનો અંગીકાર કર્યો છે તે હમણા પણ કરવાને હું તૈયાર છું, બિજાપુર અને ગોળકોંડાનાં રાજ્યો બાદશાહને તાબે કરવા મારાથી બનતી મહેનત કરીશ ને મદદ આપીશ. અથવા જો બાદશાહ મારી સહાયતા લેવા ન ચહાતા હોય તો અનુમતિ આપો કે હું મારી પોતાની જાગીર પાછી આપું. હિંદુસ્તાનનાં હવા પાણી મને, મારા સાથીઓને તેમજ માણસોનેબિલકુલ માફક નથી; સબબ આ દેશમાં રહેવું અમને ઠીક લાગતું નથી.” રઘુનાથ પંત ન્યાય શાસ્ત્રી આ અરજી લઈને બાદશાહની હજુરમાં ગયો. પાદશાહે જવાબ આપ્યો કે શિવાજીને પાછા જવાની રજા નથી! આ ઉત્તરથી શિવાજીએ સ્પષ્ટ જાણ્યું કે મને હમેશને માટે કેદ કરી રાખવો એજ બાદશાહનો એકમાત્ર ઉદ્દેશ

છે. હવે તે નાસવાના ઉપાયના વિચાર કરવામાં મશગુલ રહેવા લાગ્યો.

ઉપરનો બનાવ બન્યા પછી કેટલેક દિવસે એક સાંજે શિવાજી બારીની પાસે વિચારમાં લીન થયલો બેઠો છે. સૂર્ય અસ્ત થયો છે, પરંતુ હજુ સુધી છેક અંધારૂં થયું નહોતું. ઘણી જાતના લોકો દેશ દેશથી તરેહેવાર જાતનો પોશાક પહેરીને જતા હતા. દિલ્લી અસંખ્ય સેનાનું નિવાસસ્થાન હતું, સર્વદા પ્રશસ્ત માર્ગમાંથી લશ્કરના સિપાઈઓ જતા આવતા માલમ પડતા હતા. વચ્ચે વચ્ચે કોઈ કોઈ ઉજળી ચામડીના મોગલો રાજકર્તાના અભિમાનથી ઉન્નત ભાવે જતા હતા. તેનાથી વધારે કાંળા રંગના સેંકડો દેશી હિંદુ અને મુસલમાન સર્વદા અહિંથી તહિં ફરતા જણાતા હતા. વચમાં એકાદ બે કાળા કોયલા જેવા હબસીઓ પણ જણાતા હતા. ઈરાન, આરબસ્તાન, તાતાર અને તુરકસ્તાનના વેપારી તથા મુસાફર આ ધનવાન્ નગરમાં આવતા હતા. મુસલમાન અથવા હિંદુ સેનાપતિ રાજા તથા મનસબદાર વગેરે ઉંચી પંક્તિના લોકો ઘણી ધામધૂમથી હાથી ઉપર કે ઘોડા ઉપર કે પાલખીમાં બેશીને આમ તેમ જતા હતા.

ફેરીઆ તરેહ તરેહનો માલ માથે મુકી બૂમો પાડતા ફરતા હતા. ટુંકામાં, હજારો જૂદી જૂદી જાતનાં માણસોનો પ્રવાહ પાણીના પ્રવાહની પેઠે વહેતો હતો.

ધીરે ધીરે જનસ્રોત ઓછો થવા લાગ્યો. દિલ્લીની અસંખ્ય દુકાનો બંધ થવા લાગી. નગરની અનંત ગડબડ ધીરે ધીરે ઓછી થઈ. એક બે ઘરની બારીમાંથી દીવાની શિખા જણાવવા લાગી. મકાનોની હારમાંના છેટાના ઘર ધીરે ધીરે અંધકારમાં આવૃત થવા લાગ્યાં. આકાશમાં એક બે તારા નજરે પડયા, પશ્ચિમ તરફ આકાશમાં દેખાતી લાલ છટા જતી રહી હતી. શિવાજીએ પૂર્વ તરફ નજર કરી તો દિલ્લીની ઉન્નત દિવાલ અને તેની પેલીમેર શાંત દિગંત પ્રવાહિણી યમુના નદી સાયંકાલની નિસ્તબ્ધતાથી અનંત સાગરની તરફ વહેતી દીઠી !

આ નિસ્તબ્ધતાનો ભંગ કરતો જુમા મસીદમાંથી બાંગનો પવિત્ર શબ્દ નિકળ્યો અને તે ગંભીર શબ્દ ચારે બાજુએ ફેલાવવા લાગ્યો. શિવાજી મુસલમાન ધર્મનો દ્વેષી હતો, પરંતુ પળને માટે સ્તબ્ધ થઈને તે સાયંકાળનો દૂરથી આવતો ગંભીર શબ્દ સાંભળવા લાગ્યો. અંધારામાં કેવળ જુમામસીદનો સફેદ ઘુમટ

નીલ આકાશપટમાં ઝાંખો ઝાંખો દેખાતો હતો. મહેલના લાલ રંગની મોટી દિવાલ દૂરથી પર્વતની હાર જેવી જણાતી હતી! એ શિવાય આખું નગર અંધારામાં છવાઈ ગયલું રાત્રિની શાન્તિમાં શાન્ત સૂતું હતું!

મધરાત થઈ પરંતુ શિવાજીનો, ચિંતારૂપી સૂત્ર તૂટ્યો નહિ. આજે તેને પૂર્વાવસ્થાની વાતો એક પછી એક યાદ આવવા લાગી. બાલ્યકાલના મિત્રો, બાલ્યકાલની આશા, ભરૂસો, ઉદ્યમ;—સાહસી ઉન્નત ચરિત્ર પિતા શાહજી, પિતા સમાન બાલ્યમિત્ર દાદાજી કાનાઈદેવ; તથા જેણે મહારાષ્ટ્રના જયની ભવિષ્યવાણી કહી હતી, જેણે વીરમાતાની પેઠે બાળકને વીર કાર્યમાં પોતાને જોડ્યો હતો, જેણે વિપત્તિમાં દીલાસો આપ્યો હતો, તથા યુદ્ધમાં ઉત્સાહ આપ્યો હતો તે ગરીયસી માતા જીજીબાઈ યાદ આવ્યાં.

ત્યારપછી યૌવનની ઉન્નત આશા, ભીષણ કાર્ય પરંપરા, દુર્ગવિજય, દેશવિજય, રાજ્યવિજય, વિપત્તિ ઉપર વિપત્તિ, યુદ્ધ પછી યુદ્ધ; અપૂર્વ જયલાભ, દોર્દંડપ્રતાપ, દુર્દમનીય ઉચ્ચાભિલાષા એ પ્રમાણે વીસ વર્ષ સુધીના બનાવ શિવાજીની નજર તળે આવી ચાલ્યા ગયા. દરેક વર્ષ અપૂર્વ વિજય તથા અસમ-

સાહસી કાર્યથી અંકિત થયલું અને સમુજ્જવલ હતું.

તે કાર્યપરંપરા શું હવે વ્યર્થ જશે? તે આશા શું માયાવિની થશે!—નહિ. શું? હજી પણ ભવિષ્યત્ આકાશમાં ગૌરવ નક્ષત્ર છૂપું રહ્યું છે? શું હજુપણ હિંદુ રાજ્યચક્રવર્તિના માથા ઉપર રાજછત્ર ઉઘડશે?

આવી રીતનો વિચાર કરતો હતો, એટલામાં મધ્યરાત્રિનો ઘંટ વાગ્યો. રાજમહેલના નોબતખાનામાંથી નોબતના ગંભીર શબ્દ વડે આખું નગર શબ્દાયમાન થયું, નૈશ નિસ્તબ્ધતામાં ગંભીર શબ્દ ઘણે દૂર સુધી સંભળાયો.

આકાશ ગર્ભમાં તે શબ્દ લીન થયો નહોતો, એવે વખતે શિવાજીએ ઉઘાડી બારીમાં કોઈ મનુષ્યની એક દીર્ઘ આકૃતિ જોઈ. તે કૃષ્ણવર્ણ અંધકારમય આકાશપટમાં દીર્ઘ નિશ્ચેષ્ટ પ્રતિકૃતિ જેવી દેખાતી હતી.

આશ્ચર્ય પામીને શિવાજી ઉભો રહ્યો, તે આકૃતિની તરફ તીવ્ર દૃષ્ટિથી જોવા લાગ્યો. મ્યાનમાંથી અડધી તરવાર બહાર કાઢી. અપરિચિત આવનાર તે ન ગણકારતાં તેની તરફજ નજર રાખી ધીરે ધીરે દરવાજામાં થઈને ઓરડામાં આવ્યો અને કપાળ અને ભવા ઉપરથી રાત્રિના ઓસનાં ટીપાં લૂછી નાખ્યાં.

બારીક નજરથી જોયું તો શિવાજીને જણાયું કે આવનાર માણસના માથા ઉપર જટાછે, શરીર ઉપર વિભૂતિ ચોપડેલી છે; હાથમાં તરવાર કે કટાર કે બીજું કાંઈ પણ હથિઆર નહોતું. એટલે તેણે જાણ્યું કે આવનાર મનુષ્ય શિવાજીની હત્યા કરવાને માટે બાદશાતેની તરફથી આવેલો મારો નહોતો; ત્યારે તે કોણ હતો?

તીક્ષ્ણ નયનથી અંધારા ઓરડામાં આવીને શિવાજીને લક્ષ્ય કરીને પેલા આવનાર મનુષ્યે કહ્યું, " મહારાજનો જય થાઓ ! "

અંધારાને લીધે શિવાજીએ તેને ઓળખ્યો નહિ, પરંતુ તેનો શબ્દ સાંભળતાંજ તેને ઓળખ્યો. જગત્ માં ખરા મિત્ર ઘણાજ ઓછા છે. વિપત્તિની વેળાએ ચિંતાની વેળાએ આવી મિત્રને પામ્યાથી શિવાજીના -હૃદયમાં આશાની સ્ફુર્તિ થઈ શિવાજીએ સીતાપતિને પ્રણામ કર્યો અને અને સસ્નેહથી આલિંગન કરી તેને પોતાની પાસે બેસાડચો. પછી એક દીવો સળગાવ્યો અને પછી ઘણી ઉત્સુકતાથી પૂછ્યું, "બંધુવર ! રાયગઢના શા સમાચાર છે ? આપ ત્યાંથી ક્યારે અને કેવી રીતે આવ્યા? આટલે દૂર શા કારણથી આવ્યા છો, અને આજે

આટલી વારે બારીએથી આવવાનું કારણ શું ?"

સીતાપતિએ જવાબ આપ્યો "મહારાજ ! રાયગઢના સમાચાર સર્વ સારા છે; આપ જે મંત્રીઓના હાથમાં રાજ્ય સોંપી ગયા હતા તેઓથી કાંઈ અમંગલ બનાવ બનવાનો સંભવ નથી. પરંતુ એ વિશે હું કાંઈ વિશેષ જાણતો નથી, કેમકે આપે રાયગઢ છોડયું ત્યાર પછી વધારે વખત સુધી હું ત્યાં નહોતો. પહેલાં મેં કહ્યું હતું કે, આપના કઠોર વ્રતસાધનને માટે મારે દેશ દેશમાં મુસાફરી કરવી પડે છે, તેને માટે મથુરા વગેરે તીર્થસ્થાન જોવા માટે હું દિલ્લી આવ્યો છું. સ્વામીનાં જ્યારે મને દર્શન થાય છે ત્યારે મારૂ મ્હોટું ભાગ્ય સમજું છું પછી દર્શનનો વખત દિવસ હોય કે રાત્ર હોય?"

શિવાજી "તથાપિ કાંઈ વિશેષ કારણ નહિ હોત તો બારીમાંથી અડધી રાત્રે તેમ આવત નહિ, શા કારણથી આવ્યા છો તે કહો."

સીતાપતિ "નિવેદન કરૂં છું; પરંતુ પહેલાં પૂછું છું કે, પ્રભુ આવ્યા ત્યારથી કુશળ તો છે ને?"

શિવાજી "શારીરિક કુશળ છે–શત્રુની વચમાં મનની સ્વસ્થતા તે શીરીતે હોય?"

19

સીતાપતિ " આપની સાથે બાદશાહને સલાહ થઈ છે તો આપનો શત્રુ ક્યાં છે? "

શિવાજી જરા હસીને બોલ્યો, " સાપની સાથેની નોળિઆની સલાહ સ્થાયી છે? સીતાપતિ ! આપ સઘળી હકીકત જાણો છો, હવે મને શરમમાં નાખશો ના. જો રાયગઢમાં આપે આપેલી વારોપયોગી સલાહ સાંભળી હોત તો કોંકણદેશના ભીષણ પર્વત અને તલેટીમાં હિંદુધર્મને માટે હજુ સુધી લડાઈ જાગી હત, કપટી બાદશાહની વાતપર વિશ્વાસ રાખ્યાથી ચોકી પેહેરામાં રહેવું પડત નહિ, દીલ્લી નગરમાં બંદી થાત નહિ. "

સીતાપતિ "પ્રભુ આત્મતિરસ્કાર કરશો મા; મનુષ્ય માત્ર ભ્રાન્તિને આધીન છે. આ જગત ભ્રમમય છે. વિશેષે એમાં આપનો કાંઈ પણ દોષ નથી આપ સલાહના વાક્યપર વિશ્વાસ રાખીને કાંઈ કપટ નહિ થાય એવી આશા રાખી અહીં આવ્યા છો. જે કપટાચરણનો દોષી છે, તેને જગદીશ્વર અવશ્ય યોગ્ય સજા આપશે. પ્રભુ ! ખલતાનો જય થતો નથી, આજે ઔરંગજેબે જે પાપ કરીને આપને બંદીવાન કરવાની આશા કરી છે, તે પાપથી તે તથા તેનો આ-

ખો વંશ માર્યો જશે. મહારાજ! આપે રાયગઢમાં જે વાત કહી હતી, તે વાત હજુ સુધી મહારાષ્ટ્ર દેશમાં કોઈ ભુલી ગયા નથી; ઔરંગજેબ જો કપટાચરણ કરશે તો મહારાષ્ટ્ર દેશમાં જે યુદ્ધાનલ પ્રજ્વલિત થશે તેથી આખી મોગલ બાદશાહત દગ્ધ થઈ જશે."

ઉત્સાહ અને ઉલ્લાસથી શિવાજીની આંખ ચળકવા લાગી; તેણે કહ્યું, "સીતાપતિ! તે ભરૂસો હજી પણ ગયો નથી. હજીપણ ઔરંગજેબ જોશે કે મહારાષ્ટ્રજીવન ગયું નથી! પરંતુ હાય! જે સમયે મારૂં બહાદુર લશ્કર મોગલોની સાથે તુમુલ યુદ્ધમાં જોડાશે તે સમયે હું શું છેટે દિલ્લી નગરમાં નિશ્ચેષ્ટ બંદીવાન થઈ પડી રહીશ?"

સીતાપતિ "ગગન સંચારી વાયુને કદાચ ઔરંગજેબ જાળથી બાંધી શકે, પરંતુ આપને તે બંદીવાન કરી શકશે નહિ."

શિવાજી જરા હસીને બોલ્યો, "જણાય છે કે આપે કંઈ નાસવાની તજવીજ કરી હશે, અને તે કહેવાને માટે છુપી રીતે આજે રાત્રે આપ મારા મુકામ ઉપર આવ્યા છે."

સીતાપતિ "પ્રભુ તીક્ષ્ણબુદ્ધિશાળી છો, પ્રભુની

પાસે કાંઈપણ છુપુ રાખવાને સમર્થ નથી."

શિવાજી "શી તજવીજ કરી છે?"

સીતાપતિ "અંધારી રાત્રે આપ સહેલાઈથી છુપેવેશે આપ મુકામ ઉપરથી જઈ શકશો. દિલ્લીની ચારે બાજુએ મોટી દિવાલ છે, પરંતુ પૂર્વ તરફ એક સ્થાનમાં તે દિવાલની વચમાં લોઢાની જાળી છે, તેનાથી દિવાલ ઓળંઘવી એ મહારાષ્ટ્રીય વીરને અસાધ્ય નથી. બીજી બાજુએ એક નાની હોડીની સાથે આઠ માણસોને તૈયાર રાખ્યા છે, તેઓ થોડી વારમાં આપને મથુરામાં પહોચાડશે. ત્યાં આપના ઘણા મિત્રો છે, અનેક હિંદુ દેવાલયમાં ધર્માત્મા પુરોહિત ઘણા છે, ત્યાંથી આપ અનાયાસે સ્વદેશમાં જઈ શકશો."

શિવાજી—હું આપના ઉદ્યોગથી ઘણો આભારી થયો છું. આપ મારા ખરેખરા બંધુ છો તેનું આ એક દૃષ્ટાન્ત છે. પરંતુ ધારો કે દિવાલ વટાવતાં કોઈએ મને જોયો તો પછી નાસતાં ભોંય ઘણી ભારે થઈ પડશે અને ઔરંગજેબના હાથથી નિશ્ચય મરણ નિપજશે."

સીતાપતિ જે જગા પર દિવાલને લોઢાની જાળી છે તેની પાસે આપની સેનામાંના દશ સિપાઈઓ

છૂપા લેબાશમાં હાથમાં તરવાર લઈને ઉભા રાખ્યા છે કોઈ પણ આપને જોશે અને આપને જતા અટકાવશે તો તેઓનું મૃત્યુ નિશ્ચય થશે."

શિવાજી "ઠીક, હોડી હંકારતી વખતે કિનારા ઉપરનો ચોકીદાર જો સંદેહથી હોડી પકડવા ચાહેતો?"

સીતાપતિ "જે આઠ ખલાસીઓ હોડીમાં છે તે છૂપે વેશે આપનાજ યોદ્ધા છે. તેઓનું શરીર બખ્તરથી ઢંકાયલું છે. એકદમ હોડીને અટકાવવી એ મુશ્કિલ ભરેલું છે.

શિવાજી "મથુરામાં ગયા પછી ત્યાં ખરો બંધુ નહિ મળે તો ?"

સીતાપતિ "આપના પેશવાનો બનેવી મથુરામાં છે, તે આપને સારી પેઠે ઓળખે છે અને આપ પણ તેને સારી પેઠે ઓળખો છો. હું આજે તેની પાસેથીજ આવ્યો છું, તેણે સર્વ જાતની ગોઠવણ કરી રાખી છે, તેનો આ પત્ર છે તે વાંચો."

આમ કહીને સીતાપતિએ કપડામાંથી એક કાગળ કાઢી શિવાજીના હાથમાં મૂકયો તેથી શિવાજી જરા હસીને કાગળ પાછો આપી બોલ્યો. "આપ વાંચી સંભળાવો." તેથી સીતાપતિ લજ્જીત થયો

તેને તે વેળાએ યાદ આવ્યું કે શિવાજી પોતાની સ-હી પણ કરી જાણતો નથી તે પત્ર વાંચી તે શી રીતે શકે.

સીતાપતિએ કાગળ વાંચી સંભળાવ્યો જે જે ગોઠવણ કરવાની જરૂર હતી તે સઘળી મોરોપંતના બનેવીએ કરી હતી, અને કાગળમાં સવિસ્તર જ-ણાવી લખ્યું હતું. પણ સાંભળીને શિવાજીએ કહ્યું, "સ્વામી મહારાજ! આપનું આખું જીવન યજ્ઞ યા-ગમાં ગયું હોય એમ જણાતું નથી. મારો પ્રધાન પણ આપના કરતાં વધારે સારો ઉપાય શોધી કાઢ-વાને અશક્ત છે! પરંતુ હજી પણ મારૂં કહેવું છે કે હું નાશી જાઉં તો મારો પુત્ર ક્યાં રહેશે, મારો વિ-શ્વાસુ મંત્રી રઘુનાથપંત, પ્રિયબંધુ અન્નાજી દત્ત, તા-નાજી માલૂસરે, અને મારૂં લશ્કર ક્યાં રહેશે? એઓ કેવી રીતે ઔરંગજેબના કોપથી છૂટશે?"

સીતાપતિ "આપનો પુત્ર, આપના પ્રિયમિત્ર અને મંત્રીવર આપની સાથેજ આજે રાત્રે અહીંથી નીકળશે. આપનું લશ્કર દિલ્લીમાં રહેશે તો તેથી કાંઈ હાનિ થશે નહિ. ઔરંગજેબ તેમને રાખીને શું કરશે? લાચારીથી તેને જવાની રજા આપશે."

શિવાજી "સીતાપતિ ! આપ ઔરંગઝેબને ઓળખતા નથી, તે ભાઇઓને મારી નાખીને ગાદી ઉપર બેઠો છે.

સીતાપતિ "બાદશાહ જો આપની સેનાની ઉપર કઠોર હુકમ કરશે તો મરાઠા કાંઈ એવા બાયલા નથી કે આપ સુખરૂપ અહીંથી નીકળી ગયા છો તે સાંભળીને ઉલ્લાસની સાથે પોતાનો પ્રાણ વિસર્જન નહિ કરે ?"

શિવાજી થોડીવાર સુધી મુગો રહ્યો, પછી એ મહાનુભાવ ધીરે ધીરે બોલ્યો, "સ્વામીજી ! હું આપના ઉદ્યોગ, અને તદબીરને માટે હમેશનો ઉપકારી થયોછું, પરંતુ હું મારા વિશ્વાસુ અને ચિરપાલિત નોકરોને વિપદ્‌માં રાખીને મારો ઉદ્ધાર ચાહતો નથી: આવું બાયલાનું કામ હું કદી પણ કરીશ નહિ. સીતાપતિ ! બીજી કાંઈ તદબીર કાઢો, આ તદબીર મને ઠીક લાગતી નથી."

સીતાપતિ "આ શિવાય બીજો ઉપાય નથી"

શિવાજી "ત્યારે વખત આપો, મારા ઉપર આ કાંઈ પહેલી વિપત્તિ પડી નથી, ઉપાય સોધવામાં હું કદી પણ પાછી પાની કરતો નથી"

સીતાપતિ "હવે વખત નથી ! આજે રાત્રે આપ નાસો; નહિતો કાલે જઈ શકાશે નહિ."

શિવાજીએ " આપે યોગબલથી જાણ્યું કે શું પરંતુ આપની ગણતરી ખરી હોય તો પણ શિવાજીને આના શિવાય બીજું કાંઈ કહેવું નહિ—હું મારા આશ્રિત પ્રતિપાલિત માણસને વિપત્તિમાં નાખીને મારો જાન બચાવીશ નહિ સ્વામીજી ! આ ક્ષત્રિયનો ધર્મ નથી !"

સીતાપતિ " પ્રભુ ! વિશ્વાસ ઘાતકને સજા આપવી એ ક્ષત્રિયનો ધર્મ છે, ઔરંગ જેબને સજા આપો—દક્ષિણમાં જઈને ત્યાંથી સાગર તરંગની પેઠે સમર તરંગ પ્રવાહિત કરો, થોડી મુદતમાં ઔરંગજેબનું સુખસ્વપ્નું ચાલ્યું જશે, અને પાપથી પૂર્ણ બાદશાહી અગાધ પાણીમાં ડુબી જશે."

શિવાજી " સીતાપતિ જે જગતનો રાજા છે તે વિશ્વાસઘાતકને સજા આપશે ? મારી વાત માનો કે એ વાતને હવે વધારે વખત નથી—શિવાજી પોતાના આશ્રિતોને ત્યાગ કરશે નહિ.

સીતાપતિ "પ્રભુ! હજી પણ પ્રતિજ્ઞા છોડો, હજી પણ વિચાર કરીને હુકમ આપો કાલે વિચાર ક-

રવાનો વખત મળશે નહિ, કાલે આપ બંદીવાન થશો"

શિવાજી " તેમ થાય તો ભલે, પણ શિવાજી પોતાના આશ્રિતનો ત્યાગ કરશે નહિ. શિવાજીની પ્રતિજ્ઞા, અવિચલિત છે! " અતિશય ક્ષીણ દુઃખ સ્વરથી સીતાપતિએ કહ્યું, " ત્યારે હવે જવાની રજા આપો" શિવાજીએ તેની તરફ જોયું તો તેની આંખમાંથી આંસુ પડતાં દીઠાં.

સ્નેહથી સીતાપતિનો હાથ પકડીને શિવાજી બોલ્યો, " સ્વામી દોષ ગ્રહણ કરશો ના; આપનો યત્ન, આપની કોશિસ, અને આપની પ્રીતિ હું જીંદગી સુધી ભૂલીશ નહિ. રાયગઢમાં આપેલી આપની વીરને યોગ્ય એવી સલાહ દિલ્હીમાં મારા ઉદ્ધારને માટે આપનો ઉદ્યોગ એ મારા હૃદયમાં હમેશાં જાગ્રત રહેશે! રજા શા માટે જોઈએ છિયે? જ્યાં સુધી દિલ્હીમાં રહેવાની ઈચ્છા હોય ત્યાં સુધી આ મકાનમાં રહો, આ જગાએ મારે વિપત્તિ છે, આપને કાંઈ નથી. "

સીતાપતિ " પ્રભુ ! આપના મિષ્ટવાક્યથી મને ઘણું ઈનામ મળ્યું, જગદીશ્વર જાણે છે કે આપની પાસેજ રહેવું એ શિવાય બીજી મારી કાંઈ ઈચ્છા નથી; પરંતુ મારૂં વ્રત ઘણું કઠોર છે. વ્રત સાધનને

માટે અનેક સ્થાનમાં નાના પ્રકારનાં કાર્યને માટે જ-
વું પડે છે, અહીં રહેવું અશકય છે."

શિવાજી "એ કેવુ અસાધારણ વ્રત છે તે હું જાણતો નથી; પરંતુ કોઈ વખતે દિવસે આપની મુલાકાત થઈ નથી, રાત્રે અંધારામાં આવી રીતે લાલ ચંદન ચોપડી જટા ધારણ કરીને કોઈ કોઈ વાર મળો છો, એક બે વાકયથી મારૂં હૃદય ઉત્સાહથી પૂર્ણ કરો છે, ફરી કયાં ચાલ્યા જાઓ છો તેનો પત્તો પણ મળતો નથી! સીતાપતિ! એવું શું અઘોર વ્રત ધારણ કર્યું છે?"

સીતાપતિ, "સઘળો હેવાલ હમણાં કેવી રીતે વિસ્તાર કરીને કહું, સાધનનું એક અંગ આ છે કે દહાડે રાજાનું મુખ જોવું નહિ."

શિવાજી "ઠીક. આ વ્રત શા ઉદ્દેશથી ધારણ કર્યું છે?"

થોડી વાર સુધી વિચાર કરીને સીતાપતિ બોલ્યો, "મારા નશીબમાં એક અમંગળ બનાવ લખ્યો છે—મારા ઈષ્ટદેવતા જેની હું બાલ્યકાલથી અંતઃકરણ પૂર્વક પૂજા કરૂં છું, જેના નામનો જપ કરતાં કરતાં મારો જીવ આપવામાં પણ હું આનંદ માનું છું, તે

દૈવયોગે મારા ઉપર અસંતુષ્ટ થયો છે. એ અસંતોષ દૂર કરવા માટે આ વ્રત ધારણ કર્યું છે."

શિવાજી કિયા જોશીએ આ અમંગળની ગણુતરી કરીને આપને જણાવ્યું છે? અમંગળ ખંડનને માટે આ વ્રત ધારણ કરવાનું કોણે કહ્યું છે?

સીતાપતિ "કાર્યવશાત્ હું પોતેજ જાણી શકયો છું; પાર્વતીના મંદિરમાંની એક સતી સાધ્વી યોગિની-એ મને આ વ્રત ધારણ કરવાની આજ્ઞા આપી છે તેમાં જો હું પાર પડું તો તે ભગિનીસમ સ્નેહમયીની સાથે ફરી મરીશ. જો હું તે યત્ન મારો નિષ્ફળ જશે તો આ નાશવત્ જીવનનો ત્યાગ કરીશ. જેના સંતો-ષને માટે જીવન ધારણ કરૂંછું, તે જો અસંતુષ્ટ થાય તો આ જીવનની આવશ્યકતા નથી.

શિવાજીએ જોયું કે સ્વામીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં છે; તેની પોતાની આંખ પણ સૂકી નહોતી, તે બોલ્યો, "સીતાપતિ! આપે જે કહ્યું તે યથાર્થ છે; જેને આપણો પ્રાણ અર્પણ કર્યો છે તેના તિરસ્કાર તેના અસંતોષના કરતાં જગત્માં મર્મભેદી દુઃખ બીજું એકે નથી."

સીતાપતિ–પ્રભુ! એ યાતના શું આપે કદી ભો-ગવી છે?"

શિવાજી "જગદીશ્વર મારા અપરાધ ક્ષમા કરે. મેં એક નિર્દોષી વીરપુરૂષને આ યાતના દીધી છે. તે બાળ વીરની વાત યાદ અવ્યાથી હજીસુધી મારા હૃ-દયમાં વેદના થાય છે."

ઉદ્વેગરૂદ્ધ કંઠથી સીતાપતિએ પૂછ્યું, "તેનું નામ શું."

શિવાજીએ કહ્યું, " રઘુનાથજી હાવિલદાર" ?

ઓરડામાંનો દીવો એકદમ ઓલવાઈ ગયો.

શિવાજી દીવો સળગાવવા ઉઠયો એટલામાં અ-તિકષ્ટથી ઉચ્ચારેલા એવા સ્વરથી સીતાપતિએ કહ્યું "દીવાની કાંઈ જરૂર નથી, કહો હું સાંભળુ છું!"

શિવાજી " બીજું શું કહું ! ત્રણ વર્ષ ઉપર એક બાળક વેશી વીર પુરૂપ મારી પાસે આવ્યો હતો. તેને મેં સૈનિકના કાર્યમાં નિયુક્ત કર્યો હતો. તેનું મુ-ખ મંડળ ઉદાર હતું; સીતાપતિ ! એનું કપાળ અને આંખ આપના જેવાંજ હતાં. બાળકની ઉમ્મર આ-પના કરતાં કાંઈક ઓછી હતી; બુદ્ધિની પ્રખરતા પ-ણ આપના જેવીજ નહોતી. તેના ઉન્નત હૃદયમાં

આપના જેવું દુર્દમનીય વીરત્વ અને અકુતોભયતા સર્વદા બિરાજમાન હતાં જ્યારે આપની બલિષ્ટઉન્નત દેહ જોઉં છું–જ્યારે આપનો સ્વર સાંભળું છું, જ્યારે આપના વીરોચિત વિક્રમ પર વિચાર કરૂં છું, ત્યારે તે બાળક વીરની વાત સર્વદા -હૃદયમા જાગ્રત થાયછે।”

“ ત્યાર પછી ”

“તે બાળકને જે દિવસે પહેલાં જોયો તેજ દિવસે મેં તેને ખરા વીર તરીકે ઓળખ્યો હતો. તે દિવસ મેં મારી એક તરવાર તેને ભેટ આપી,—રઘુનાથે તે તરવારનું તેણે અપમાન કર્યુંનહોતુ. વિપદ્‌ની વેળાએ છાયાની પેઠે તે સર્વદા મારી પાસે ને પાસે રહેતો હતો, લડાઈની વેળાએ દુર્દમનીય તેજથી શત્રુની હાર ભેદી મૃત્યુભય તુચ્છ કરીને સિંહનાદથી અગ્રેસર થતો હતો ! હજુસુધી તેની વીર મૂર્ત્તિ, તેના ગુચ્છળાં દાર કાળા વાળ, તેની ઉજળી આંખ મારી નજર આગળથી ખસતાં નથી.

“ ત્યાર પછી ”

એક લઢાઈમાં તેણે મારો પ્રાણ બચાવ્યો હતો, બીજી લઢાઈમાં તેની બહાદુરીથી મેં કિલ્લો જીત્યો હતો, અનેક લઢાઈઓમાં તેણે પોતાની બહાદુરી દેખાડી

હતી, તેનું હું વર્ણન કરી શકતો નથી !"

"ત્યાર પછી "

"હવે પૂછો છો શા માટે, મેં એક દહાડો ભ્રમમાં પડી તે ચિર વિશ્વાસી અનુચરનું અપમાન કરીને તેને નોકરી ઉપરથી દૂર કર્યો છેલ્લી ઘડી સુધી રઘુનાથ એક પણ કર્કશ વાકય બોલ્યો નહિ. જતી વેળાએ પણ મારી તરફ માથું નમાવીને ચાલ્યો ગયો," આટલું કહેતાંજ શિવાજીનો કંઠ રૂદ્ધ થયો આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. ઘણી વાર સુધી બેમાંથી કોઈ પણ બોલ્યું નહિ. ઘણી વાર પછી સીતાપતિએ કહ્યું, "ખેદ કરવાનું કારણ શું? દોષ કરનારને સજા કરવી એ રાજાનો ધર્મ છે."

શિવાજી "શું રઘુનાથ! રઘુનાથના ઉન્નત ચરિત્રમાં દોષનો સ્પર્શ થયો નહોતો. હું કેવા ખરાબ ચોઘડીઆમાં ભૂલાવામાં પડયો હતો તે હું સમજી શકતો નથી. રઘુનાથને લઢાઈની જગાએ આવતાં વાર થઈ હતી, તેથી મેં તેને બંડખોર જાણ્યો હતો. મહાનુભાવ જયસિંહે પછીથી તેની તપાસ કરી હતી તેથી જણાયું કે તે એક પુરોહિતની પાસે લઢાઇમાં જતાં અગાઉ આશીર્વાદ લેવા ગયો હતો, અને તેથી તેને

આવતાં વાર લાગી હતી. નિર્દોષીને મેં અપમાન આપ્યું છે મેં સાંભળ્યું છે કે તે અપમાનને લીધે રઘુનાથે આત્મ હત્યા કરી છે. હાય! લડાઈમાં જેણે મારો પ્રાણ બચાવ્યો હતો તેને મેં મારી નાંખ્યો."

શિવાજીની વાત પૂરી થઇ; તેણે લાંબો નીસાસો મુકયો અને ઘણી વાર સુધી તે મુગો બેશી રહ્યો.

પછી શિવાજીએ "સીતાપતિ" કરીને હાક મારી પણ તેનો કાંઈ જવાબ મળ્યો નહિ. જરા આશ્ચર્ય પામીને દીવો સળગાવ્યો પણ ત્યાં તેણે સીતાપતિને દીઠો નહિ! સીતાપતિ એકદમ શા માટે અદૃશ્ય થયો હશે? સીતાપતિ ગોસ્વામી તે કોણ હશે?



# પ્રકરણ ૨૬ મું

## ઔરંગજેબ.

બીજે દિવસે આશરે એક પ્રહર દહાડો ચઢયા પછી શિવાજી જાગ્યો. જાગતાંજ રાજ માર્ગ ઉપર ગડબડ મચેલી સંભળાઈ, તેથી ઉઠીને બારી ઉઘાડીને જોયું અને જે દેખાવ જોયો તેથી તે ચકિત અને સ્તંભિત થઈ ગયો. ઘરની પછવાડે, આસ પાસ અને

સામે હાથમાં તરવાર લઈને ચોકીદારો ઉભા રહેલા તેણે દીઠા; વિશેષ ઓળખાણ શિવાય કોઈ બહારનું માણસ ઘરમાં પ્રવેશ કરી શકતું નહોતું. ઘર બાર કોઈને પણ જવા દેવામાં આવતું નહિં આથી તેને સીતાપતિની વાત યાદ આવી અને તરત તેના મનમાં આવ્યું કે કાલે નાસવા પામત, આજે ઐરંગજેબનો બંદીવાન થયો છું

વિશેષ તપાસ કરતાં જણાયું કે બાદશાહની પાસેથી સ્વદેશ જવાની અરજ કરી ત્યારથી ઔરંગજેબના મનમાં સંદેહ ઉપજ્યો હતો; અને તે સંદેહને લીધે બાદશાહે નગરના કોટવાલને હુકમ આપ્યો હતો કે શિવાજીના મકાનની આસપાસ રાત દહાડો ચોકી બેસાડવી. શિવાજી ક્યાં પણ બહાર જાય તો તેની સાથે માણસોએ જવું આવવું. આ સર્વ જોઈને શિવાજી સમજ્યો કે, હિતૈષી સીતાપતિ સ્વામી કંઈ ગણતરીથી કે કાંતો આ જાતની તપાસથી ઔરંગજેબનો આ હુકમ જાણવા પામ્યો હતો અને તેથીજ તેમને નસાડવાની સર્વ ગોઠવણ કરીને અડધી રાત્રે ખબર આપવા આવ્યો હશે. આથી તેણે મનમાં ને મનમાં સીતાપતિને હજારો વખત ધન્યવાદ આપ્યો.

ઔરંગજેબનું કપટ આટલે દિવસે સ્પષ્ટ જણાયું. પહેલાં શિવાજીને ઘણા માન પૂર્વક પત્ર લખીને દિલ્હીમાં બોલાવ્યો. તેના આવ્યા પછી તેનું રાજસભામાં અપમાન કર્યું, પછી રાજસભામાં જવાની મનાઈ કરી, ત્યારબાદ પોતાના દેશમાં જવાનો નિષેધ કર્યો, અને પછી ખરેખરો બંદીવાન કર્યો. જેમ અજગર ગાય ભેંસને ખાવા માટે પોતાનું મોટું શરીર પોતાના શિકારની આસપાસ વીંટાળીને તેને સંપૂર્ણ રીતે વશ કરે છે, પછી ઈચ્છાનુસારે દંખે છે, તે મિસાલ ક્રૂર ઔરંગજેબે પણ કપટ જાળમાં શિવાજીને ધારે ધારે ફસાવી તેનો વિનાશ કરવાનો સંકલ્પ કર્યો હતો. માનસિકચક્ષુથી બહાર અને અંદરના સઘળા બનાવપર નજર કરીને શિવાજીએ શત્રુનો નિગૂઢ ઉદ્દેશ જાણ્યો, અને તે રોષથી અને અભિમાનથી ગર્જી ઉઠ્યો. જલદીથી ઓરડામાં અહિંથી તહિં ફરવા લાગ્યો. હોઠ ઉપર દાંત પિસાતા હતા અને આંખમાંથી અગ્નિ સ્ફુલિંગ નિકળતા હતા, ઘણીકવારે અર્દ્ધસ્ફુટ સ્વરથી બોલ્યો, " ઔરંગજેબ ! શિવાજીને હજી સુધી તેં પૂરે પૂરો ઓળખ્યો નથી. ચતુરાઈમાં તું પોતાને એકકો ગણે છે. પરંતુ શિવાજી પણ આ વિદ્યામાં બાળક નથી.

* * આ ઋણ હું એક દિવસે ફેડીશ,—દક્ષિણથી હિંદુસ્તાન સુધી સમરાગ્નિ સળગશે!”

ઘણીવાર સુધી વિચાર કર્યા પછી વિશ્વાસુ મંત્રી રઘુનાથ પંતને બોલાવ્યો. ન્યાયશાસ્ત્રી આવ્યો, અને શિવાજીની આજ્ઞાથી સામે બેઠો.

શિવાજી બોલ્યો, “પંડિત પ્રવર! આપ ઔરંગઝેબની રમત જુઓ છો. એવી રમત આપણને પણ રમવી પડશે; આપની કૃપાથી શિવાજી એ રમતમાં કાચો નથી,—હું એ રમત રમીશ. આજે આપણે બંદીવાન થયા છિયે, તેની મને કાલે ખબર મળી હતી; પરંતુ અનુચર વર્ગને છોડીને મને જવાની ઇચ્છા થઈ નહિ. હવે એ વિશે આપ શી સલાહ આપો છો?”

ન્યાયશાસ્ત્રી થોડીવાર વિચાર કરીને બોલ્યો, આપના નોકરોને સ્વદેશમાં પાછા મોકલવાની બાદશાહની પાસે અનુમતિ માગો. આપને બંદીવાન કર્યા છે તેથી આપનાં માણસો જેટલાં અહીં ઓછાં થશે તેટલો બાદશાહ ખુશી થશે. મુદ્દલે નારાજ થશે નહિ હુ ધારૂં છું કે અનુમતિ માગશો તો જરૂર મળશે.”

શિવાજીએ જરા વિચાર કરીને કહ્યું “મંત્રીવર!

આપની સલાહ મને ઠીક લાગે છે, મને પણ જણાય છે કે ધૂર્ત્ત ઔરંગજેબ આ વિષયમાં કંઈ પણ આનાકાની કરશે નહિ,"

ત્યાર પછી એક અરજ લખી કાઢી ને તે બાદશાહના ઉપર મોકલી. શિવાજીએ જે પ્રમાણે ધાર્યું હતું તેમજ થયું, શિવાજીના નોકરો દિલ્લીમાંથી જવા ઇચ્છે છે એ સાંભળીને બાદશાહ ખુશી થયો અને તેઓ દિલ્લીમાંથી કાંઈ પણ અડચણ વિના જઈ શકે એટલા સારૂ દરેકને એક એક પરવાનો આપ્યો. શિવાજીને કેટલાક દિવસમાં તે સઘળા પરવાના મળ્યા તેથી મનમાં ને મનમાં બોલ્યો, "મૂર્ખ! શિવાજીને બંદીવાન કર્યો છે! હવે નોકરનો વેશ ધારણ કરીને એમાંનો એક પરવાનો લેઈ દિલ્લી છોડી જવામાં મને કોણ રોકનાર છે? ગમે તેમ હો માણસો તો હવે વગર હરકતે જશે, શિવાજી પોતાનો ઉપાય સોધવાનો સમર્થ છે."

* * * *

પાઠક ! જે અસાધારણ ચતુરાઈ બુદ્ધિકૌશળ અને રણનૈપુણ્યથી ભાઈઓનો પરાજય પમાડી વૃદ્ધ પિતાને બંદીવાન કરી દિલ્લીના મયૂર સિંહાસન પર

બેઠો હતો જેણે કાસ્મીરથી બંગાળા સુધી આખો આર્યાવર્ત્તનો અધિપતિ થઈ દક્ષિણનો મુલક જીતી લઈ આખા ભારત વર્ષનો એક અધીશ્વર થવાનો મહત્ સંકલ્પ કર્યો હતો, અને જેણે આજે ચતુરાઈથી મહાવીર શિવાજીને પણ બંદીવાન કર્યો હતો, વાંચનાર ચાલો એકવાર, આપણે તે ક્રૂર, કપટાચારી તથાપિ સાહસી, દૂર દર્શી, ઔરંગજેબના મહેલમાં પ્રવેશ કરીએ અને તેના મનનો ભાવ જાણી લઈએ.

રાજ કાર્ય પૂરૂં કરીને ઔરંગજેબ "હમામ ખાનાની પાસેના સભા મંડપની નજદીકના એક ઓરડામાં બેઠો છે, તે ઓરડો મંત્રીઓની સાથે છુપી મસલત કરવાનું સ્થલ હતું; પરંતુ આજે ઔરંગજેબ એકલો બેશી વિચારમાં મશગૂલ હતો. કોઈ કોઈ વેળાએ તેના કપાળ પર ગંભીર ચિંતાની રેખા બળતી; કોઈ વખતે પલકારા મારતી આંખો ઉપર અને કાંપતા હોઠપર રોષ તથા અભિમાન અને દૃઢ પ્રતિજ્ઞાનાં લક્ષણ જણાતાં કોઈ વેળાએ યુક્તિ સફળ થશે એવા વિચારના સંતોષથી હોઠઉપર હાસ્યની રેખા અંકીત થતી. બાદશાહ શું કરેછે? પોતાના બુદ્ધિ બળથી આખા હિંદુસ્તાનનો પોતે એક અધીશ્વર

થયો છે તે વાત શું તે યાદ કરતો હતો? હિંદુ ધર્મનું અપવાન કરવાનો અથવા રજપૂત અને મરાઠાઓને પગ તળે કચરી નાખવાનો શું તે મનમાં સંકલ્પ કરતો હતો? શું શિવાજીને બંદીવાન કરીને મનમાને મનમાં ખુશી થતો હતો? બાદશાહના મનમાં શા વિચાર ચાલતા હતા તે અમે જાણતા નથી. તેની સભામાં કે આખા ભારત વર્ષમાં કોઈ પણ માણસ પર, કોઈ પણ સેનાપતિ પર, કોઈ પણ મંત્રી પર તે સંશયી ઔરંગજેબ કદી પણ સંપૂર્ણ વિશ્વાસ રાખતો નહોતો,—મનનો ભાવ કોઇને પણ કહેતો નહોતો. પોતાની બુદ્ધિની તીક્ષ્ણતાથી સઘળાને પુતળીની પેઠે નચાવવા અને આખા દેશમાં ઉત્તમ બંદોબસ્ત રાખવો, એજ ઔરંગજેબના મનનો ઉદ્દેશ હતો. જેમ વાસુકી પોતાના માથા ઉપર આ પૃથ્વી ધારણ કરે છે, ને તેમાં આરામ ચાહતો નથી કે કોઇ બીજાની મદદ પણ ચાહતો નથી, તેમ ઔરંગજેબે પોતાના એકલાનાજ અસાધરણ માનસિક બળથી ભારતવર્ષમાં મોગલ બાદશાહ કાયમ રાખવા માટે નિશ્ચય કર્યો હતો, ને તેમાં કોઇની પણ સલાહ ચહાતો. ઘણીવાર સુધી તે એકલો બેઠો હતો, એટલામાં એક

સિપાઈ આવી તસલીમ કરી બોલ્યો, " જનાબની ફતેહ થાવ ! જહાંપનાહ ! દાનેશમંદ નામનો આપનો દરબારી આપની મુલાકાતની ખાયશ રાખે છે દરવાજામાંજ ઉભા છે."

બાદશાહે દાનેશમંદને હજુરમાં આણવાનો હુકમ આપ્યો, ચિંતાની રેખા કપાલ ઉપરથી જતી રહી ને સુંદર હસવું ઓઠ ઉપર આવી રહ્યું.

દાનેશમંદ ઔરંગજેબનો મંત્રી નહોતો ને રાજકાર્ય સંબંધી મસલત આપવાની તે હિંમત કરતો નહોતો. પણ તે ફારસી અને આરબી ભાષામાં ઘણો કાબેલ હતો તેથી બાદશાહ તેને ઘણું સન્માન આપતો હતો અને વખત બે વખત વાતમાં ને વાતમાં સલાહ પણ પૂછતો. ઉદારચેતા દાનેશમંદ ઘણું કરીને ઉદાર ભાવનીને સરળ સલાહ આપતો. ઔરંગજેબનો મોટો ભાઈ દારા જ્યારે બંદીવાન થયો હતો, ત્યારે દાનેશમંદે તેનો પ્રાણ બચાવવાની સલાહ આપી હતી. આવી કેટલીક સલાહ કુટીલ ઔરંગજેબના ધ્યાનમાં ઉતરતી નહોતી,—ઔરંગજેબ તેને અલ્પબુદ્ધિનો અને ટૂંકી નજરનો ધારતો હતો, તથાપિ તેની વિદ્યા, ધન અને ઊંચી પદવીને લીધે તેને

ઘણું માન આપતો હતો. સરળ સ્વભાવનો વૃદ્ધ દાનેશમંદ બાદશાહને સલામ કરીને બેઠો. અને બોલ્યો "આવી વખતે જહાંપનાહની મુલાકાતે આવવું એ આ ગુલામે હિંમત કરી છે તે કાંઈ ઠીક કર્યું નથી કેમકે આ વખતે બાદશાહ રાજનું કામકાજ કર્યા પછી આરામ લે છે. તે છતાં હું આવું છું તે ફક્ત આપ મેહેરબાન છો એથીજ એક ફારસી શાયરે એક ઠેકાણે કહ્યું છે કે, ' આફતાબની તરફ આલમના તમામ જનાવરો હમેશ જોય છે, તે છતાં આફતાબ શું તેનાથી કંટાળે છે તથા રોશની આપવી બંધ કરે છે?"

આ સાંભળીને બાદશાહે હસ્તે ચેહેરે કહ્યું "દાનેશ મંદે બીજાની બાબતમાં ગમે તેમ હો પણ આતો હમેશ અકરામને લાયક છો."

આવી રીતે થોડી વાર સુધી મિષ્ટાલાપ થયા પછી દાનેશમંદે બીજી વાત કરવા માંડી, તેણે કહ્યું "જહાંપનાહ! 'આલમગીર' નામનું સાર્થક થયું! આખું હિંદુસ્તાન આપની પગ નીચે રહ્યું છે, હવે દખણને જય કરવાની ઘણી વાર નથી."

જરા હસીને ઔરંગજેબે કહ્યું, "કેમ આ બાળ-

તમાં મારો શો ઉદ્યોગ જોયો?"

દાનેશ મંદ, "દક્ષિણ દેશનો સર્વથી મોટો દુશ્મન આપના પગ નીચે છે."

ઔરંગજેબ "શું શિવાજીની વાત કહોછો? હા ઉંદર સપડાયો છે ખરો. "તરત પોતાની મતલબ છુપી રાખી બોલ્યો, "દાનેશમંદ! આપ મારી મુરાદ જાણોછો, દેશના મોટા મોટા રાખસોને અકરામ આપવું એ મારી ખાયશ છે. શિવાજી ગમે તેટલો બદમાશ બળવાખોર છે પણ તે લઢવૈયો છે. તેને આબરૂ આપવા માટે દિલ્લીમાં આણ્યો હતો. દરબારમાં તેને છાજતું અકરામ આપીને તેને રજા આપવાનો મારો ઈરાદો હતો પરંતુ તે એવો બેવકુફ છે કે, તેણે દરબારમાંજ બદચાલ ચલાવી. તેને કેદી કરવામાં તથા તેનો જાન લેવા હું ઘણોજ ના રાજી છું. તેથી બીજી રજા નહિ આપતાં કેવળ દરબારમાં આવવાની તેને મના કરી હતી. હમણા સાંભળુંછું કે દિલ્લીમાં તે ઘણાક સન્યાસી અને બંડખોરની સાથે મસલત કરે છે. માટે તે કોઈ રીતે નુકશાન કરી નહિ સકે એ વાસ્તેજ કોટવાલને નજર રાખવાને હુકમ કર્યો છે. કેટલાક દિવસ પછી તેને આબરૂની સાથે જ-

વાની રજા આપીશ."

દાનેશમંદ "બાદશાહનો હુકમ સાભળીનેઘણોજ ખુશી થયો."

ઔરંગજેબ"કેમ?" ઔરંગજેબન મ્હો ઉપર હસતું હતું. પરંતુ તે તીક્ષ્ણ નયનથી દાનેશમંદના મ્હો સામું જોતો હતો, અને તેના અંતરની વાત સમજવાનો યત્ન કરતો હતો.

ઉદારચેતા દાનેશમંદે કહ્યુ, "બાદશાહને સલાહ તે હું શું આપું, પરંતુ જહાંપનાહ! જો શિવાજીના ઉપર રહેમ નજર નહિ કરત, જો તેને હમેશને માટે કેદી કરત તો ખરાબ મનુષ્યો તરેહવાર બટ્ટો લગાડત અને બોલત કે, શિવાજીને બોલાવી તેને કેદી કર્યો એ ગેરવાજબી કામ કર્યું છે."

ઔરંગજેબ જરા ગુસ્સો છુપાવીને હસ્તે ચહેરે બોલ્યો, દાનેશમંદ! ખરાબ માણુસોના બોલવાથી મારૂં તે કાંઈ ફાયદો કે નુકશાન થતું નથી, આટલું તો છે કે ઈનસાફ અને રહેમ તખ્તને દીપાવે છે, ઈનસાફ કરીને શિવાજીના ગુન્હાને માટે તેને સાવચેત કરશે, પછી રહેમ નજરથી તેને આબરૂની સાથે જવાની રજા આપીશ."

દાનેશમંદ "આવી સારી વર્તણુકથીજ જહાંપનાહના અકબર દેશ ઉપર અમલ કરતા હતા. એવીજ વર્તણુકથી આપનું પણ નામ અને તાકાત દિવસે દિવસે વધશે."

ઔરંગજેબ "તે કેવી રીતે?"

દાનેશમંદ "બાદશાહથી કાંઈ અજાણ્યું નથી. જુઓ, અકબરશાહ જ્યારે દિલ્લીની ગાદી ઉપર બેઠા હતા, ત્યારે આખી રયાસત દુશ્મનોથી ઘેરાયલી હતી, રાજસ્થાન, બિહાર, અને દખણ આ સર્વ ઠેકાણાંમાં બળવા થતા હતા. દિલ્લીની પાસેની જગા પણ દુશ્મન વગરની નહોતી. જેઓ અવ્વલ કટા દુશ્મન હતા, તે રજપૂતોજ બાદશાહના તાબેદાર થઈને કાબુલથી બંગાળા સુધી બાદશાહની ફતેહનાં નિશાન ઉરાડ્યાં હતાં આ ફતેહ કેવી રીતે થઈ હતી? શું બાહાદુરી અને હિંમત કાંઈ ઓછાં નહોતાં, ત્યારે તેઓ શા માટે ફતેહ મેળવી શકયા નહિ? જહાંપનાહ કેવળ સારી વર્તણુકથીજ આવી રીતે ફતેહ મેળવી શકયા હતા. તેઓ દુશ્મનોની સારી બરદાસ કરતા હતા, હિંદુઓના ઉપર ભરૂસો રાખતા હતા હિંદુ પણ આવા બાદશાહ યાકીન રાખવા લાયક થવાને કોશીસ કરતા

હતા. માનસિંહ ટોડરમલ્લ, બીરબલ વગેરે હિંદુઓજ મુસલમાન બાદશાહના અર્કાનેદૌલત હતા. આદમી સારો હોય તેના ઉપર આકીન ન રાખ્યાથી તે ધીમે ધીમે નીચ થઈ જાય છે, કાફરોની તરફ પણ સારી વર્તણુક અને વિશ્વાસ કર્યાથી તેઓ ધીમે ધીમે ભરૂંસો રાખવા લાયક થાય છે આદમજાતનીજ આ ખાસીઅત છે. આપણને દક્ષિણની લઢાઈમાં શિવાજીએ ઘણી મદદ આપી છે; જહાંપનાહ ! તેને આબરૂ આપ્યાથી તે જ્યાં સુધી જીવતો રહેશે, ત્યાં સુધી દક્ષિણમાં મોગલાઈનો જમણો હાથ થઈ રહેશે!"

દાનેશમંદ શા કારણથી બાદશાહને મળવા આવ્યો હતો, તે વાંચનાર ઘણું કરીને હવે જાણવા પામ્યો હશે દિલ્લીશ્વરે શિવાજીને બોલાવીને બંદી કરી લીધો હતો તેથી જ્ઞાની અને સદાચારી મુસલમાન સભાસદો લજ્જિત થયા હતા. દાનેશમંદને બાદશાહ માન આપતો હતો, તે કોઈ રીતે વાતમાંને વાતમાં બાદશાહની કુપ્રવૃતિ અને ખરાબ ઉદ્દેશ તેને જણાવવા માટે ઉત્સુક થયો હતો. શિવાજીના પ્રત્યે સારો વ્યવહાર કરીને બાદશાહ તેને પાછો સ્વદેશમાં જવાની રજા આપે માટે દાનેશમંદ આવ્યો હતો. દાનેશમંદ

જાણુતો નહોતો જે હાથથી મોટાં અજગરને વિચલિત કરી શકાય, પરંતુ સલાહ આપીને ઔરંગઝેબની દૃઢ પ્રતિજ્ઞા અને ગંભીર ઉદ્દેશથી વિચલિત કરાય એમ નહોતું.

દાનેશમંદની ઉદાર સારવાળી વાત કુટિલ ઔરંગઝેબની પાસે ઘણીજ મૂર્ખની વાત જણાઈ હતી. તેથી તે જરા હસીને બોલ્યો, " હા દાનેશમંદ જેમ આપ જેવા ફિલસુફ છો તેવાજ કાબેલ છે. દક્ષિણમાં શિવાજી મદદ કરશે, રાજપૂતાનામાં તો બંડખોરો પહેલેથીજ મદદગાર થયા છે; કાસ્મીરને ફરીથી સ્વતંત્ર કરી મૂકીશ અને બંગાલમાં પઠાણોને ફરી આબરૂથી બોલાવીશ,—આ ચારે ટેકા ઉપર મોગલાઈ મજબૂત રીતે રહેશે.

આ સાંભળીને દાનેશમંદનું મોંહ લાલ થયું, તે ધીરે ધીરે બોલ્યો, " આપનો પિતા દાસના ઉપર મહેરબાની કરતો હતો, આપ પણ મારી ઉપર ઘણીજ રહેમ રાખો છો, એ વાસ્તે હું મારા મનની વાત કોઈક કોઈક વેળાએ કહું છું,—નહિ તો જહાંપનાહને સલાહ આપું એટલી આ ગુલામમાં અક્કલ નથી. "

ઔરંગજેબ દાનેશમંદને મૂર્ખ સરળ જાણતો હતો. છતાં તેની સરળતાને લીધે તેને ચાહતો હતો,–તેને કષ્ટ આપ્યું છે એનો વિચાર કરીને ઔરંગજેબે કહ્યું, "દાનેશમંદ! મારી વાતપર દોષ ગ્રહણ કરશો ના. અકબરશાહ બુદ્ધિમાન હતો તેમાં સંદેહ નથી, પરંતુ કાફર અને મુસલમાનને સમાન ચક્ષે જોઇને તેણે શું ધર્મ સંગત આચરણ કર્યાં હતાં? બીજી એક વાત પૂછું છું,–આપણું સામાન્ય દૈનિક કાર્ય સંપાદન કાલે પણ જોઇએ છિયે કે, આપ કર્યાથી જેવું કામ થાય છે, તેવું પારકાના હાથમાં કામ સોપ્યાથી થતું નથી. આવી રીતે વિસ્તીર્ણ રાજ શાસન કાર્ય પણ તેવી રીતે બીજાના ઉપર વિશ્વાસ નહિ મૂકતા પોતે કામ કર્યાથી શું સારૂં થશે નહિ? પોતાના બાહુબલથી જો આખા ભારતવર્ષપર શાસન કરવામાં સમર્થ થાઉં, શા માટે ધિક્કાર લાયક કાફરોની મદદ લઉં? ઔરંગ જેબે બાલ્યકાલથી પોતાની તરવાર ઉપર આધાર રાખ્યો છે, મેં મારી પોતાની તરવારથી સિંહાસનનો માર્ગ સ્વચ્છ કર્યો છે, હું મારી પોતાની તરવારથી દેશનું શાસન કરીશ, કોઇની પણ મદદ ચાહીશ નહિ, કોઈના ઉપર પણ વિશ્વાસ મૂકીશ નહિ."

દાનેશમંદ—" જહાપનાહ! પોતાને હાથે દરરોજનાં કામ કરી શકાય છે, પરંતુ આવું મોટું રાજ્ય ચલાવવું એ શું મદદ વિના થઇ શકે? બંગાલ, દક્ષિણ વગેરે સ્થાનમાં શું આપ સર્વદા રહેશો? બીજા કોઇને નિયુક્ત નહિ કર્યાથી કામ કેવી રીતે થશે?"

ઔરંગઝેબ, અવશ્ય નોકરો નિયુક્ત કરીશ, પરંતુ તેઓ ચિરકાળ નોકરની પેઠે રહેશે, પ્રભુ થવા ન ચાહે! આજે હું તેઓને વધારે સત્તા આપું તો કાલે તે સત્તા મારી સામે વાપરે. આજે તેના ઉપર વધારે વિશ્વાસ રાખું તો કાલે તે વિશ્વાસ ઘાત નાકરે આવી અવસ્થામાં સત્તા અને વિશ્વાસ બીજાની ઉપર નહિ મૂકતા પોતામાં રાખવા સારા છે. દાનેશમંદ! તમે જ્યારે ઘોડા પર સવાર થાઓછો, ત્યારે ઘોડાને લગામથી અને ગુણથી સંપૂર્ણ વશીભૂત કરોછો, જે તરફથી જવા ઇચ્છા છો તે તરફ લગામ ખેંચો છો એટલે તે તરફ જાય છે. બાદશાહને પણ તેવી રીતે શાસન કરવું જોઈએ. કોઈના ઉપર વિશ્વાસ રાખશો ના કોઈના હાથમાં સત્તા સોપશો ના, સઘળી સત્તા પોતાના હાથમાં રાખવી, કામદાર અને સેનાપતિઓને સંપૂર્ણ રૂપે વશી કરણ કરીને તેઓનીપાસેથી

કામ લેવું."

દાનેશમંદ "માલેક! મનુષ્ય તો કંઈ ઘોડો નથી, તેઓનું મહત્વ છે, પોત પોતાનું સન્માનનું જ્ઞાન છે."

ઔરંગઝેબ "માણસ ઘોડો નથી તે હું જાણું છું; એ વાસ્તે ઘોડાને લગામથી ચલાવીએ છિયે, માણસને ઉન્નતિની આશા અને સજાનો ભય દેખાડીને ચલાવીએ છિયે. જે સારૂં કામ કરશે તેને ઈનામ આપીશ, જે અધમ કામ કરશે તેને સજા આપીશ. ઈનામની આશા અને સજાના ભયથી સર્વે કામ કરશે, સત્તા, વિશ્વાસ અને સલાહ ઔરંગઝેબ પોતાના હૃદયમાં અને પોતાના બાહુબલમાં રાખશે."

દાનેશમંદ" ખુદાવંદ! ઈનામની આશા અને સજાના ભય શિવાય મનુષ્ય-હૃદયમાં તો બીજા કેટલાક ભાવ પણ છે! મનુષ્યનું મહત્વ છે. ઉંચ અભિલાષા છે. પોતાના સન્માનનું જ્ઞાન છો, જે સજાના ભયથી કામ કરે છે તે કોઈ રીતે કેટલુંક કામ પૂરૂં કરીને નિરસ્ત રહે છે, પરંતુ જેના ઉપર આપ સન્માન કરોછો, માન આપો છો, સત્તા આપીને વિશ્વાસ કરો છે, તે આપને માન અને વિશ્વાસના ઉપયોગી પ્રમાણ કરવા માટે માણેકના કામમાં પો-

તાનું, ધન માન અનેપ્રાણ સોંપ્યાં આપેછે, આના ઉદારણ શાસ્ત્રમાં જોવામાં આવે છે."

ઔરંગજેબ હસતા હસતા બોલ્યો, " દાનેશમંદ! હું તમારા જેવો શાસ્ત્રજ્ઞ નથી; કવિતામાં જે લખ્યું છે તેના ઉપર હું વિશ્વાસ રાખતો નથી. માનવ પ્રકૃતિ મારૂં શાસ્ત્ર છે, માનવનું મહત્વ મે 'ાણુંજ થોડું જોયું છે. શઠતા, કપટતા, વિશ્વાસઘાતકતા ઘણા જોયા છે. આ શાસ્ત્ર વાંચીને હું મારા પોતાના હાથમાં સત્તા રાખતા શિખ્યો છું, એ વાસ્તેજ કાફરોના ઉપર જિજિયા કર સ્થાપ્યો છે, બંડખોર રજપૂતોના ઉપર કઠોર શાસન કરીશ, દક્ષિણ દેશને નિઃશત્રુ કરીશ, વિજયપુર અને ગોલખંડનો જય કરીશ, હિમાલયથી સમુદ્ર સુધી ઔરંગજેબ એકલો શાસન કરશે, કોઈની પણ સહાયતા લેશે નહિ. આલમગીર નામ હું મારૂં સાર્થક કરીશ."

ઉત્સાહથી બાદશાહની આંખ ઉજવળ થઈહતી, તે મનની ઉંડી ઈચ્છા કદી પણ કોઇને કહેતો નહોતો, આજે વાત પર વાત ઘણી ખરી જાહેર કરી નાંખી હતી. એના શિવાય દાનેશમરૂને ઉદાર ચરિત્રનો જાણતો હતો, તેની પાસે એક બે વાત કર્યાથી કાંઈ હા.

નિ થશે એ પણ જાણતો હતો.

થોડીવાર પછી જરા હસીને ઔરંગજેબે કહ્યું "સરલ સ્વભાવના મિત્ર! આજે મારી ઇચ્છા અને મત્રણા કંઈક સમજ્યા હશો.

તીક્ષ્ણબુદ્ધિના ઔરંગજેબે જો પોતાની ઊંડી મસલતનો કેટલોક ભાગ ત્યાગ કરીને તે દિવસે સરળ દાનેશમંદની સરળ સલાહ લીધી હોત તો ભારત વર્ષમાં મુસલમાન બાદશાહી આટલી જલદીથી નાશ પામત નહિ એવું જણાય છે!

આવી રીતે વાતચીત થતી હતી એટલામાં ચોબદારે આવીને ખબર આપ્યા કે "રાજસિંહ જહાપનાની સાથે મળવા ઇચ્છે છે, દરવાજામાં ઉભા છે."

બાદશાહે હુકમ આપ્યો, "આવવા દો."

થોડીવારમાં રાજા જયસિંહનો પુત્ર બાદશાહની પાસે આવી પહોચ્યો.

રામસિંહની સાથે વાંચનારની પહેલાં ઓળખાણ થઈ છે. તેની આકૃતિ દીર્ઘ ઉન્નત, કપાળ પોહોળું, આંખ ઉજ્વળ અને તેજપૂર્ણ હતી, સર્વ અવયવ યૌવનની કાંતિથી શોભિત, યૌવન બળથી બલિષ્ઠ હતાં. યુવક ધીરે ધીરે બોલ્યો, "બાદશાહને

આવી વખતે મળવું એ મારા જેવા માણસને અવિવેક છે, પરંતુ પિતાજીની પાસેથી ઘણાજ ભારે સમાચાર આવ્યા છે, તે ખુદાવંદને જણાવવા આવ્યો છું."

ઔરંગજેબ "જયસિંહથી મને પણ આજે ખત મળ્યું છે તેથી હું સર્વ જાણુંછું."

રામસિંહ "ત્યારે બાદશાહ સર્વ જાણે છે કે પિતાજીએ તમામ શત્રુને પરાજય પમાડીને તેમનો મુલક વેરાન કરી રાજધાની બિજાપુર પર ચઢાઈ કરી હતી પરંતુ તેમનું લશ્કર ઓછું હોવાને લીધે તે હજી સુધી હાથમાં આવ્યું નથી, વિશેષ એ છે કે ગોળકોંડાના સુલતાને બિજાપુરની મદદને માટે નેક નામ ખાન નામના સેનાપતિને ઘણું લશ્કર આપી મોકલ્યો છે."

ઔરંગજેબ "હું તે સર્વ જાણુંછું."

રામસિંહ "ચારે બાજુએ શત્રુથી ઘેરાઈને પિતાજી બાદશાહના હુકમથી હજી સુધી લડાઈ કરે છે, પરંતુ એ લડાઈમાં જય મેળવવો એ અશક્ય જણાય છે. પિતાજીએ ખુદાવંદને ઘણું લશ્કર મોકલવાની અરજ કરી છે."

ઔરંગઝેબ "આપનો પિતા ઘણો બાહાદુર છે? તેઓ શું પોતાના લશ્કરથી બિજાપુરને હાથ કરી શક્યા નહિ?"

રામસિંહ "મનુષ્યથી જેટલું થઈ શકે તેમ હશે તે સઘળું પિતાજી કરશે. શિવાજી અગાઉ કોઈથી પણ પરાજય પામ્યો નહોતો. પિતાજીએ તેનો પરાજય કર્યો છે; બિજાપુર પહેલાં કદી પણ ઘેરાયું નહોતું, પિતાજીએ બનતો પ્રયત્ન કરીને બિજાપુર ઉપર ઘેરો નાંખ્યો છે હવે હઝુરની પાસેથી થોડાક લશ્કરની અરજ કરે છે તે ખુદાવંદ આપશો તો સમસ્ત કાર્ય પાર પડશે. દક્ષિણમાં મોગલાઈ ફેલાશે અનેમજબૂત થશે."

આવી અવસ્થામાં બીજો કોઈ બાદશાહ હોત તો મદદ મોકલીને દક્ષિણ દેશનો વિજય પૂરો કરત. ઔરંગઝેબ પોતાને દૂરદર્શી અને તીક્ષ્ણ બુદ્ધિનો સમજતો હતો તેથી તેણે મદદ મોકલી નહિ. ઔરંગઝેબે કહ્યું "રામસિંહ! આપના પિતા મારા દોસ્ત છે તેમની આફતની વાત સાંભળીને ઘણોજ દિલગીર થયો છું, તેમને ખત લખજો કે બાદશાહની ખાયશ એવી છે કે તમારા પોતાનાજ અસાધારણ

બાહુબલથી ફતેહ કરજો, પરંતુ હમણા દિલ્લીમાં લશ્કર ઘણુંજ ઓછું છે, તેથી હું મદદ મોકલી શકતો નથી.

રામસિંહ કાતર સ્વરે બોલ્યો, “જહાંપનાહ? પિતાજી દિલ્લીશ્વરના પુરાતન દાસ છે. આપની વેળાએ, આપના પિતાની વેળાએ અસંખ્ય લડાઈમાં લઢયા છે; ઘણાં કાર્ય કર્યાં છે, દિલ્લીશ્વરના કાર્ય સાધન વિના તેઓના જીવનનો બીજો કોઈ ઉદ્દેશ નથી. આ ભારે વિપત્તિમાં આપ થોડીક મદદ નહિ આપોતો તેઓ પોતાના લશ્કરની સાથે માર્યા જશે.” આટલું કહેતાં રામસિંહનો કંઠ રૂદ્ધ થયો, તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

બાળક! આંસુથી ઔરંગજેબનો ગભીર ઉદ્દેશ, દઢ મંત્રણા વિચલિત થનાર નથી!

તે ઉદ્દેશ—તે મંત્રણા શી છે? રાજા જયસિંહ અતિશય શક્તિવાન પ્રતાપાન્વિત સેનાપતિ, તેનું સૈન્ય, વિસ્તીર્ણ યશ, અનંત દોર્દંડ પ્રતાપ! આખી ઉમ્મર સુધી તેણે નિષ્કંલક રહી દિલ્લીશ્વરનું કાર્ય કર્યું છે ખરૂં, પરંતુ આટલી બધી સત્તા કોઈ પણ સેનાપતિના હાથમાં રહે એ યોગ્ય નથી; બાદશાહ જય-

સિંહના ઉપર ઘણો વિશ્વાસ રાખતો નહોતો. આ લડાઇમાં જો જયસિંહ જય ન મેળવે તો તે અપમાનિત થાય અને તેનો પ્રતાપ અને યશ કાંઈક ઓછાં થાય. જો લશ્કરની સાથે જયસિંહનો વિજાપુર આગળ નાશ થાય તો દિલ્લીશ્વરના હૃદયનો એક કાંટો અનાયાસે નીકળી જાય. કસ્તૂરી મૃગની જાળની પેઠે ઔરંગજેબનો ઉદ્દેશ બહુ વિસ્તીર્ણ અને સફળ છે, આજે જયસિંહકીટ તેમાં પડ્યો છે. હવે તે છુટી શકવાનો નથી.

જયસિંહે ઘણા કાળથી દિલ્લીશ્વરના કાર્યમાં જીવન અર્પણ કર્યું છે ખરૂં પરંતુ તે કારણથી શું સૂક્ષ્મ મંત્રણા જાળ આજે ફોકટ જશે ?

જયસિંહનો ઉદારચરિત્ર યુવક પુત્ર ઉભો રહીને રૂદન કરે છે ખરો, બાળકના રૂદનને માટે શું દૂરદર્શી બાદશાહ પોતાના ઉદ્દેશનો ત્યાગ કરશે ?

દયા માયા વગેરે સુકુમાર મનોવૃત્તિઓપર ઔરંગજેબનો વિશ્વાસ નહોતો. પોતાના હૃદયમાં પણ તેમને સ્થાન આપતો નહોતો. પોતાનો માર્ગ સાફ કરવા માટે આજે એક પતંગને ખસેડી મૂક્યો હતો, તો કાલે સગા ભાઇને મારી નંખાવ્યો હતો. બન્ને

કાર્ય એક પ્રકારના ધીર નિરુદ્વેગ હૃદયથી તેણે કર્યાં હતાં! પિતા, ભાઈ, ભત્રીજો વગેરે સગાંવહાલાં તેની ઉન્નતિના માર્ગમાં આડાં આવ્યાં હતાં તેમને તેણે ધીરે ધીરે ખસેડી મૂક્યાં હતાં. પિતાને પણ જીવતો રાખ્યો તે માયાને લીધે. મોટા ભાઈ દારાની હત્યા કરી તે કાંઈ ક્રોધને આધીન થઈને નહિ. એવી બાલ-કોચિત મનોવૃત્તિને તેના હૃદયમાં સ્થાન નહોતું. પિતા જીવતો રહે તો ભવિષ્યમાં ઉદ્વેગની સંભાવના નથી, તેમ પોતાના ઉદ્દેશસાધનમાં કોઈ હરકત થશે નહિ એવા વિચારથીજ તેને જીવતો રાખ્યો હતો. મોટો ભાઈ જીવતો રહે તો ઉદ્દેશ સાધવામાં હરકત આવી પડે; તેથી જલ્લાદે તેને ખસેડી બાદશાહે આલમગીરનો માર્ગ સાફ કર્યો હતો.”

પોતાની મસલત પાર પડે તે સારૂ આજે આવશ્યક છે કે જયસિંહ સસૈન્ય હત થાય; તે સારો છે કે નરતો છે, વિશ્વાસને યોગ્ય છે કે બંડખોર છે, તેની તપાસ કરવાની જરૂર નથી, તે લશ્કરની સાથે મરી જશે એટલેજ બસ છે. આ પરિચ્છેદ–વિવૃતિ સમયના પછી કેટલેક મહીને દિલ્લીમાં ખબર મળી કે અવમાનિત, અકૃતાર્થ જયસિંહે પ્રાણત્યાગ કર્યો છે!

ઘણી વાર પછી દીર્ઘ નિશ્વાસ ત્યાગ કરીને રા-
મસિંહે કહ્યું, "ખુદાવંદ! મારી એક અરજ છે."

ઔરંગજેબ "કહે."

રામસિંહ "જ્યારે શિવાજી દિલ્લીમાં આવ્યો હ-
તો, ત્યારે પિતાજીએ તેમને વચન આપ્યું હતું કે આ-
પને દિલ્લીમાં કાંઈ પણ નુકશાન પહોચશે નહિ."

ઔરંગજેબ "આપના પિતાએ તેમને જણા-
વ્યું છે.

રામસિંહ "રજપૂતોમાં વચન તોડવું એ ઘણું
નિંદાને યોગ્ય છે. પિતાની અરજ અને દાસની અ-
રજ એ છે કે ખુદાવંદ શિવાજીનો કાંઈ દોષ હોય તો
તે માફક કરી તેને જવાની રજા આપશો."

ઔરંગજેબે ક્રોધને વશીભૂત કરીને ધીરે ધીરે
કહ્યું, "મને જે વાજબી જણાશે તે હું કરીશ, તે
બાબત આપ કાંઈ ફીકર કરશો નહિ"

ત્યાર પછી થોડીક વારે દાનેશમંદની સાથે વાત
ચીતકર્યા પછી બાદશાહ બેગમ મહેલમાં ગયો. દા-
નેશમંદ અને રામસિંહ ખેદિત મનથી મહેલમાંથી
નિકળ્યા.

શિવાજી નામે બીજો એક કીડો બાદશાહની

વિસ્તીર્ણું મંત્રણા જાળમાં પડ્યો છે; દાનેશમંદ અને રામસિંહ તેને છોડાવી શક્યા નહિ!

જયસિંહનો જે દોષ છે તે શિવાજીનો પણ દોષ છે; શિવાજીએ પણ સલાહ કરીને પ્રાણર્પણ કરી દિલ્લીનું કાર્ય કર્યું છે, પોતાના લશ્કરના માણસોથી ઘણાક કિલ્લા દિલ્લીને તાબે કર્યા હતા, પરંતુ તેની શક્તિ પણ વિપુલ હતી; ઔરંગજેબ કોઈ પણ નોકરને બેહોળી સત્તા આપી શકતો નહિ, તેમ કોઈના ઉપર પણ વિશ્વાસ રાખતો નહોતો.

જેના ઉપર અવિશ્વાસ કરવામાં આવે છે તેઓ ધીરે ધીરે અવિશ્વાસને યોગ્ય થાય છે. ઔરંગજેબના જીવતાં છતાં મહારાષ્ટ્રીઓએ અને દિલ્લીના ચિર વિશ્વસ્ત રજપૂતોએ દિલ્લીના વિરૂદ્ધમાં જે ભીષણ યુદ્ધાનલ પ્રજવલિત કર્યો, તેમાં મુગલાઈ દગ્ધ થઈ ગઈ.

---

# પ્રકરણ ૨૭ મું.

## મંદવાડ.

શિવાજીને ઘણોજ ભારે મંદવાડ આવ્યો છે એ ખબર આખી દિલ્લીમાં ફેલાઈ ગઈ છે. રાત દિવસ શિવાજીનાં મકાનનાં બારી બારણા બંધ રહે છે, રાત

દિવસ વૈદ્ય આવે છે. આ ભારે મંદવાડમાંથી શિવાજી ઉઠશે કે નહિ એ ભારે સંદેહની વાત છે. આજે રોગ એટલો બધો વધ્યો છે કે રોગી કાલ સુધી જીવી શકે એમ લાગતું નથી. વખતે એવી ખબર ફેલાતી હતી કે શિવાજી મરણ પામ્યો છે. રાજમાર્ગ ઉપરથી હજારો માણસો જતા હતા તે બંધ બારી બારણાં તરફ આંગળી દેખાડતા હતા. ઘોડે સવાર અને સેનાપતિઓ થોડી વાર ઘોડા થોભાવીને ચોકીદારોને શિવાજીની ખબર અંતર પૂછતા હતા. પાલખીમાં બેઠેલા રાજા અને અમીર ઉમરાવ શિવાજીના મકાનની સામે આવતાંજ ઉભારહી ખબર પૂછતા શિવાજીને કેમ છે, તે બચશે કે નહિ, તે કાલ સુધી જીવશે કે નહિ, એ પ્રશ્ન રસ્તામાં સર્વ એક મેકને પૂછતા હતા. ઐારંગજેબ.સર્વદા શિવાજીના મંદવાડના સમાચાર પૂછવા માણસો મોકલતો હતો, તથાપિ મુકામની ચારે બાજુનો જાપતો તો આગળના જેવોજ હતો. માણસો આગળ ઐારંગજેબ શિવાજીના મંદવાડને માટે દિલગીરી બતાવતો હતો પરંતુ તેના સર્વદા વિચાર કરતો હતો કે "આ મંદવાડથી શિવાજીનું મરણ નિપજશે તો મારી કાંઈ વિશેષ નિંદા નહિ થતાં વગર

મહેનતે એક કાંટો દૂર થશે.”

સન્ધ્યાકાલે એક પ્રતિષ્ઠિત મુસલમાન હકીમ શિવાજીના મુકામપર પાલખીમાં બેશીને આવ્યો. સિપાઇઓએ પૂછ્યું, “શા કારણથી શિવાજીને મળવા ઈચ્છો છો ?” હકીમે જવાબ આપ્યો, “બાદશાહના હુકમથી દર્દીને દવા આપવા આવ્યો છું.” આ સાંભળીને માનની સાથે સિપાઇઓએ અંદર જવાની રજા આપી.

શિવાજી બિછાના ઉપર સૂતો હતો, તેના નોકરે ખબર આપી કે બાદશાહની તરફથી હકીમ આવ્યો છે તે મળવા ઈચ્છે છે; તીક્ષ્ણ બુદ્ધિના શિવાજીએ તરત ધાર્યું કે બાદશાહે ઝેર અપાવવા માટે આ હકીમને મોકલ્યો હશે તેથી શિવાજીએ નોકરને કહ્યું, “હકીમને મારી સલામ કહે અને કહેજે કે હિંદુ વૈદ્ય મને ઔષધ કરે છે. હું હિંદુ છું, બીજાનું ઔષધ કરવાની ઈચ્છા નથી. બાદશાહને આ મહેરબાનીને માટે મારો હજારો ધન્યવાદ જણાવજે.” પરંતુ નોકર આ હુકમ લઇને નિકળે છે તેટલામાં તો વગર કહે હકીમ ઓરડામાં પેઠો તેથી શિવાજીના હૃદયમાં ક્રોધનો સંચાર થયો, પરંતુ તે છુપાવીને અતિ ક્ષીણ

મૃદુ સ્વરે હકીમને આવકાર દીધો અને બિછાનાપર બેસવાની આજ્ઞા આપી. હકીમ બેઠો. તેની આકૃતિ એવી હતી કે તેને જોયાથીજ તેના ઉપર કોઈ રીતનો સંદેહ આવે નહિ. ઉમ્મરે તે જઈફ હતો, દાઢી ઘણીજ સફેદ હતી અને માથા ઉપર મોટી પાઘડી બાંધી દીધી હતી. હકીમ ધીર ભાવથી અને ગંભીર અવાજથી બોલ્યો, " મહારાજ ! નોકરને જે હુકમ આપ્યો હતો, તે મેં સાંભળ્યો છે, આપ મારી દવા ખાવાની ખાયશ રાખતા નથી; તો પણ આદમીનો જીવ બચાવવો એ અમારી ફરજ છે તે હું બજાવીશ." શિવાજી આ સાંભળી વધારે ગુસ્સે થયો, અને મનમાંને મનમાં બબડયો કે આ પીડા વળી કયાંથી આવી? આવો વિચાર કરીને મુગો બેઠો.

હકીમે પૂછ્યું "આપની શી બિમારી છે.',

કાતર સ્વરથી શિવાજીએ જવાબ આપ્યો, "જણાતું નથી કે શો મંદવાડ છે; શરીર સર્વદા અગ્નિની પેઠે બળે છે, -હૃદયમાં વેદના થાય છે, અને આખું શરીર દુખે છે."

હકીમે ગંભીર સ્વરથી કહ્યુ 'દર્દના કરતા ફિકરથી વખતે હૈયા શોકથી ઉત્પન્ન થાય છે; આપનો

મંદવાડ શું એવો છે?"

આશ્ચર્ય અને ભયભીત થઈને શિવાજી પેલા હકીમની તરફ જોવા લાગ્યો. તેનું મુખ ઘણુંજ ગંભીર દેખાતું હોઈ તેના ઉપર કંઈ પણ ભાવ જણાતો નહોતો. શિવાજી નિરૂત્તર થઈ રહ્યો. હકીમે તેના હાથ અને શરીર જોવા માંગ્યાં.

આથી શિવાજી જરા ગભરાયો, લાચારીથી હાથ અને શરીર દેખાડયું. ઘણીવાર સુધી ધ્યાન લગાડીને હકીમે કહ્યું, "આપનું બોલવું જેવું નરમ છે, તેવી નાડી તો નરમ જણાતી નથી, ફેફસામાં લોહી જોરથી ફરે છે, માંસના લોચા અગાઉના જેવાજ મજબૂત છે. આ સઘળો શું આપનો ઢોંગ છે?"

ફરી આશ્ચર્ય પામીને શિવાજી આ અપૂર્વ હકીમની તરફ જોવા લાગ્યો, હકીમનું મોં ગંભીર અને અકંપિત હતું તેના ઉપર કોઈ પણ ભાવ જણાતો નહોતો. આથી શિવાજીના શરીરમાં ધીરે ધીરે ગરમ લોહી ફરવા લાગ્યું, પરંતુ ગુસ્સો દબાવીને ફરી ધીમે અવાજે બોલ્યો; "આપ જેમ કહો છો તેમજ બીજા વૈદ્યો પણ કહે છે, આ ભારે મંદવાડ બહારના લક્ષણ વિનાનો છે, પરંતુ બળ દહાડે દહાડે ઓછું થતું

જાય છે."

હકીમ જરા વિચાર કરીને બોલ્યો, "આલફ્-લાયલ્લા અને લાયલુન નામનો અમારો કિતાબ છે તે-માં હજારો જાતના દર્દનું વર્ણન છે, તેમાં કેટલાક બ-હારનાં લક્ષણુ વગરના રોગનું વર્ણન લખ્યું છે, એકનું નામ "આકલતુ સામાફાતા હત્તારાશિહા" બાળકો આ રોગને બાહને ચોરી ચોરીને મિઠાઈ માંછલી ખાય છે એની દવા માર છે. બીજાનું નામ બકસતને આસિરી ઈશારત ફુર્દી છે. કેદીઓ કામ નહિ. કરવા માટે આ રોગનું બાહાનું કાઢે છે એનું ઓસડ તેનું ડોકું કાપી નાખવું એ છે. ત્રીજો એક બાહારના લ-ક્ષણુ વગરનો મરજ છે. શત્રુના હાથથી નાસવું હોય ત્યાર બંદીવાનોને આ રોગ થાય છે, તેની પણુ દવા છે; હું તેજ આપને અપુંછું."

શિવાજી આ સઘળી શાસ્ત્રીની વાત વિશેષ રીતે સમજી શક્યો નહિ, પરંતુ હકીમ તીક્ષ્ણુ બુદ્ધિવાળો અને ચતુર છે, એવી તેની ખાતરી થઇ. પોતાના મ-નનો ભાવ હકીમે જાણ્યો છે તે શિવાજીએ જાણ્યું. તેથી બાવરો બનીને પૂછ્યુ, તે ઔષધનું શું છે?

હકીમે જવાબ દીધો "તે એક અચ્છી દવા છે

ખરી, પણ તે ભારે ઝેરી છે. રસુલ આલ મિનાનું નામ દઈને તેજ આપને આપીશ. જો મરજ ખરે-ખરો હશે તો તે નિશ્ચય મટી જશે, જો તે ઢોંગ હશે તો ખચિત ઝેરના જેવી અસર થઈને પ્રાણ જતો રહેશે." આમ કહીએ હકીમ દવા તૈયાર કરવા બેઠો આથી શિવાજીને કંપારી છુટી, કપાળ ઉપર પરસે-વાનાં ટીપાં બાઝવા લાગ્યાં! ઔષધિ પીવાને કબૂલ ના કરે તો ઢોંગ જાહેર થઈ જાય અને ઔષધ પીએ તો નિશ્ચય મૃત્યુ નિપજે!

હકીમ ઔષધિ તૈયાર કરી લાવ્યો, એટલે શિ-વાજીએ ' મુસલમાનનું અડકેલું પાણી હું પીશ નહિ." એમ કહી જોરથી હાથ લંબાવીને વાસણ છેટે ના ખી દીધું.

હકીમ આથી કંઈ પણ ગુસ્સે થયો નહિ તેથી ધીરે ધીરે બોલ્યો, "આવી રીતે જોરથી હાથમાંનું વાસણ લઈ ફેકી દેવું એ કાંઈ કમજોરીની નિશાની નથી."

શિવાજીએ ઘણીવાર સુધી ગુસ્સાને દબાવી રા-ખ્યો હતો પણ હવે તે રોકી શક્યો નહિ તેથી એક દમ ઉઠીને બેઠો થયો, અને રોગીની મશ્કેરી કરવાની

આ સજા છે, એમ કહીને માથા ઉપર એક ઝાપટ મારી અને હકીમની સફેદ દાઢી જોરથી ખેંચી; બનાવટી દાઢી ઉખડી ગઈ, અને લપડાકથી પાઘડી દૂર પડી ગઈ, એટલે પોતાના બાલ્યમિત્ર તાનાજી માલૂસરેને જોઈ શિવાજી આશ્ચર્ય પામ્યો. અને તાનાજી ખડા ખડા હસી પડ્યો! ઘણી મુશ્કિલીથી હસવું થોભાવીને ઓરડાનો દરવાજો બંધ કર્યો. અને શિવાજીની પાસે આવી બોલ્યો, "સ્વામી સર્વદા શું વૈદ્યને આવી રીતનું ઈનામ આપો છો શું? જો તેમ હોય તો રોગીના મૃત્યુની પૂર્વે દેશમાંના સર્વ વૈદ્યો નાશ પામે વજ્ર સમ ઝાપટથી હજુપણ મારૂં માથુ ફરેછે!"

શિવાજી હસ્તે ચેરે બોલ્યો, "મિત્ર! સિંહની સાથે રમત કર્યાથી કોઈ કોઈ વખતે જખમી થવું પડે છે ગમે તેમ હો, તને જોઈને હું ઘણોજ ખુશી થયો છું, હું ઘણા દિવસથી તારી વાટ જોતો હતો, હવે ખબર શી છે."

તાનાજી "પ્રભુની સમસ્ત આજ્ઞા બજાવી છે, એક પછી એક નિવેદન કરૂં છું." બાદશાહે જે પરવાના આપ્યા હતા તેનાથી આપનો અનુચરવર્ગ વગર હરકતે દિલ્લીમાંથી બાહાર ગયો છે."

શિવાજી "તે વાસ્તે ભવાનીનો હું ઉપકાર માનું છું હવે મારૂં મન શાન્ત થયું છે. હું મારા પોતાના નાસવાને માટે ઘણો વિચાર કરતો નથી. ગગન વિહારી ગરૂડ સામાન્ય પાંજરાથી બંધાઇ રહેતો નથી.

તાનાજી "સઘળા સિપાઈઓ દિલ્લીમાંથી નીકળી ગોસ્વામીનો વેશ ધારણ કરીને મથુરા અને વૃન્દાવનમાં રહે છે; મથુરામાંના ઘણાક મંદિરના પુરોહિતો પણ દર રોજ આપની વાટ જુએ છે, મેં દિલ્લીથી મથુરા સુધીનો માર્ગ વિશેષ ધ્યાન લગાડીને જોયો છે અને જે જે સ્થાનમાં જેવાં માણસો રાખવાનો હુકમ કર્યો હતો તેવાં માણસ રાખ્યાં છે."

શિવાજી "ચિરબંધુ! તમ જેવા કાર્યદક્ષ છે, એટલે આપણે વગર હરકતે સ્વદેશમાં પહોચીશું."

તાનાજી "દિલ્લીના કોટની બહાર આપે જે રીતનો એક તીવ્રગતિનો ઘોડો રાખવા કહ્યું હતું તે પણ રાખ્યો છે; જે દિવસ નક્કી કરશો તે દિવસે સર્વ તૈયાર રહેશે."

શિવાજી. "ઠીક."

તાનાજી "રાજા જયસિંહના પુત્ર રામસિંહની પાસે હું ગયો હતો. તેના પિતાએ આપને જે વચન

આપ્યું હતું તે મેં તેનેયાદ દેવડાવ્યું હતું. રામસિંહ પોતાના પિતાના જેવો સત્યપ્રિય અને ઉદારચેતા છે. મેં સાંભળ્યું છે કે બાદશાહને પણ તેણે આપને માટે સાશ્રુનયનથી વિનંતિ કરી હતી;

શિવાજી "બાદશાહે તેના જવાબમાં શું કહ્યું?"

તાનાજી "બાદશાહની જે ફરજ હશે તે કરશે."

શિવાજી "વિશ્વાસઘાતક! કપટાચારી! હજી પણ એક દિવસે શિવાજી તેનો બદલો વાળશે."

તાનાજી "રામસિંહ એ વિષયમાં વિફલપ્રયત્ન થયો છે ખરો, પરંતુ યુવકે મને ગુસ્સાની સાથે કહ્યું છે કે રજપૂતનું વચન કદી પણ નકામું જતું નથી. પૈસા આપીને લશ્કરથી જેવી રીતે બનશે તેવી રીતે આપને મદદ આપીશ, તેમાં જો મારો પ્રાણ જશે તો પણ તે હું કરીશ."

શિવાજી "પુત્ર પિતાને યોગ્ય છે. પરંતુ હું તેને વિપદ્‌માં નાંખવાની ઈચ્છા રાખતો નથી, મેં નાશી જવાનો જે માર્ગ સોધ્યો છે તે તેને જણાવ્યો છે કે નહિ?"

તાનાજી "જણાવ્યો છે. તે જાણીને તે ઘણોજ ખુશી થયો છે, અને આપને સંપૂર્ણ મદદ આપવાને

કબુલ થયો છે."

શિવાજી "ઠીક."

તાનાજી "એ શિવાય દાનેશમંદ વગેરે કેટલાક ઔરંગજેબના સભાસદોને મીઠી વાણીથી, પૈસાથી તથા નજરાણું આપીને આપની તરફ કર્યા છે. દિલ્લીમાં એવો કોઈ હિંદુ કે મુસલમાન વગવાળો આદમી નથી કે જે આપની તરફ ન હોય; પરંતુ ઔરંગજેબ કોઈની પણ સલાહ માનતો નથી."

શિવાજી "ત્યારે હવે સર્વ તૈયારી છે! હું શું હવે સારો થઈ શકું?"

હસ્તાં હસ્તાં તાનાજીએ કહ્યું "મારા જેવા હુશિઆર હકીમે જ્યારે આપના મંદવાડની દવા કરવાનો આરંભ કર્યો છે ત્યારે રોગ શી રીતે રહેવા પામે? પરંતુ આપને પીવા માટે સુંદર મીઠું શરબત તૈયાર કર્યું હતું તે શા માટે ઢોળી નાંખ્યું"

શિવાજી "બંધુ હવે ફરી એક વાસણમાં તૈયાર કર." તાનાજીએ તે વાસણ લઇને ફરી શરબત તૈયાર કર્યું, તે શિવાજીએ પીધું,—તેણે હસ્તે ચહેરે કહ્યું, "હકીમજી! આપની ઔષધિ જેવી મીઠી છે તેવીજ ગુણકારી છે, મારો રોગ એકદમ મટયો છે!"

તાનાજી "ત્યારે હવે હું જાઉં છું." શિવાજીને સસ્નેહ આલિંગન કરીને પાઘડી પહેરી અને દાઢી ધારણ કરીને તાનાજી ઘરમાંથી બહાર નિકળ્યો.

દરવાજા ઉપરના ચોકીદારોએ પૂછ્યું, "રોગની અવસ્થા કેવી જોઈ?"

હકીમે જવાબ દીધો, "રોગ ઘણો ભારે છે, પરંતુ મારી દવાથી ઘણો આરામ થયો છે; થોડા દિવસમાં શિવાજીને પૂરેપૂરો આરામ થઈ જશે."

હકીમ પાલખીમાં બેશી ચાલ્યો ગયો; એક પહેરેગીરે બીજાને કહ્યું, "આ હકીમ ઘણોજ સારો છે, આટલા વૈદ્યો આવ્યા પણ કોઈ તેને આરામ કરી શક્યો નહિ, આ હકીમે એક દિવસમાં તેને આરામ કેવી રીતે કર્યો?"

બીજાએ જવાબ આપ્યો "કેમ ન થાય, એ બાદશાહનો હકીમ છે!"



## પ્રકરણ ૨૮ મું.

### આરોગ્ય.

ઉપરનો બનાવ બન્યા પછી કેટલેક દિવસે નગરમાં ખબર ફેલાઈ કે, શિવાજી ક્રાંઈક સાજો થયોછે, નગરમાં ફરી ધામધુમ થવા લાગી. સર્વેના મ્હોંમાં એજ વાત હતી. કોઈ કોઈ માણસો શિવાજીની આરોગ્યતાથી દુ:ખિત થયા, કોઈ કોઈ મહદાશય મુસલમાનો આ ખબર સાંભળીને ખુશી થયા. રસ્તામાં, દુકાનમાં, અને મસીદમાં આ વાતની ચર્ચા થવા લાગી. ઔરંગજેબ આ ખબર સાંભળીને યથાયોગ્ય સંતોષ દેખાડવા લાગ્યો.

નગરમાં મોટા ધામધૂમ થવા લાગી ! શિવાજી બ્રાહ્મણોને દાન આપવા લાગ્યો, દેવાલયમાં પૂજા મોકલવા લાગ્યો, વૈદ્યોને પૈસા આપીને સંતુષ્ટ કર્યા. બજારમાં હવે મીઠાઈ બાકી રહી નહિ, શિવાજીએ બજારની બધી મીઠાઈ વેચાતી લઈ દિલ્હીનાં મોટાં મોટાં માણસોને ત્યાં મોકલાવી. માત્ર ઓળખીતા લોકોની પાસે મોકલી એટલુંજ નહિ પણ મસીદના ફકીરોને ખાવા માટે પણ ઘણી મીઠાઈ મોકલવા લા-

ગ્યો ! બાદશાહના મનમાં ગમે તે થતું હોય તો પણ બીજાનું મન શિવાજીની આ ઉદારતા અને સદાચરણથી સંતુષ્ટ થયું અને તેઓ તેની પ્રશંસા કરવા લાગ્યાં. "દિલ્હી કે લાડ્ડુ" નો વરસાદ વરસવા લાગ્યો, તેમાં કોઈ પસ્તાયા નહિ, પરંતુ ઔરંગજેબ ઘણોજ જલદીથી પસ્તાયો હતો!

શિવાજી કેવળ મીઠાઈ મોકલીનેજ ખુશી થયો નહિ, મીઠાઈ વેચાતી મંગાવીને પોતાના મુકામપર મંગાવતો હતો અને તે મોટાં મોટાં ખોખાં બનાવીને તેમાં પોતે ગોઠવીને મોકલતો હતો. તે ખોખાં કોઈ કોઈ ત્રણ ચાર હાથ લાંબાં હતાં, ને તે ઉપાડવાને ૮ કે ૧૦ માણસ લાગતાં હતાં. કેટલાક દિવસ આવી રીતે મીઠાઈ વહેંચવામાં આવી હતી.

એક દહાડો સાંજરે મોટા ખોખાં ભરાઈને શિવાજીના ઘરમાંથી નિકળ્યાં. પહેરેગીરોએ પૂછ્યું "આ કોને ઘેર જશેજી" ઉઠાવનારાઓએ કહ્યું "રાજા જયાસિંહને ઘેર."

ચોકીદારોએ પૂછ્યું "તમારો માલિક કેટલા દિવસ સુધી આવી રીતે મીઠાઈ મોકલશે?"

લઈ જનારાઓએ કહ્યું "આજનોજ દિવસ"

મીઠાઈનો ભાર લઈને ઉચકનારાઓ જતા રહ્યા.

કેટલેક સુધી ગયા પછી એક એકાંત જગાએ સાંજના અંધારામાં તે બે ખોખાં નીચે ઉતારી ભાર ઉચકનારાઓ ચારે બાજુએ જોવા લાગ્યા, કોઈ પણ માણસ દેખાતું નહોતું, કોઈ પણ શબ્દ સંભળાતો નહોતો, કેવળ સન્ધ્યાની હવા મંદ મંદ વહેતી હતી, ભાર ઉચકનારાઓએ એક ઈશારત કરી એટલે એક ખોખામાંથી શિવાજી અને બીજા ખોખામાંથી શંભાજી નિકળ્યો, બન્ને જણાએ જગદીશ્વરને ધન્યવાદ આપ્યો.

કાંઈ પણ વાર નહિ લગાડતાં બન્ને જણ છદ્મ પોશાક પહેરી દિલ્લીના કોટ ભણી ચાલ્યા. સાંજનો વખત હતો એટલે રસ્તા ઉપર ઘણાજ થોડાં માણસોની આવજા હતી તથાપિ રસ્તામાંથી જ્યારે કોઈ માણસ શંભાજીની પાસેથી જતો હતો ત્યારે તેનું હૃદયથી ઉદ્વેગથી કાંપતું ! શિવાજીને ઘણી વખત આવી વિપત્તિ પડતી હતી તેને કાંઈ આ નવુ નહોતું; તથાપિ તેનું પણ હૃદય ઉદ્વેગ વિનાનું નહોતું."

કંપિત હૃદયથી કોટના પાર થયો એટલામાં એક ચોકીદારે પૂછયું, "કોણ જાય છે?"

શિવાજીએ જવાબ આપ્યો, "ગોસ્વામી! હરે-

नाम हरेर्नाम हरेर्नाम केवलम् ॥

"ક્યાં જાય છે?"

"મથુરા તીર્થ સ્થાનમાં कल्यौ नास्त्येव, नास्त्येव, नास्त्येव गतिरन्यथा આમ કહેતો કહેતો તે કોટની બાહાર નિકળ્યો,

કોટની બહાર પણ ઘણાં મકાનો હતાં ઘણા ધનવાન અને મોટા હોદ્દેદાર માણસો રહેતા હતા. એ સર્વને બન્ને તરફ મૂકીને શિવાજી અને શંભાજી જલદીથી ચાલવા લાગ્યા. हरे हे हरे "ઈત્યાદિ બોલતા બોલતા જવા લાગ્યા.

છેટે એક ઝાડની નીચે એક ઘોડો બાંધેલો જોયો અતિ સતર્ક ભાવથી તે તરફ ગયા. જઈને જુએ છે તો તાનાજીએ કહેલો ઘોડો ઉભો છે, તેણે ત્યાં જઈને પૂછ્યું "ભાઈ ઘોડાવાળા તારૂં નામ શું?"

"જાનકી નાથ"

"ક્યાં જવું છે"

"મથુરા"

"શિવાજીએ ધાર્યું કે "હા, આ ઘોડો તે તેજ પક્ષી તે ઘોડા ઉપર સવાર થયો અને પછવાડે શંભા-

જીને બેસાડયો, અને મથુરાની તરફ ચાલ્યો. ઘોડા વાળો પછવાડે પછવાડે ચાલવા લાગ્યો.

અંધારી રાત્રે ચુપ ચુપ ગામમાંથી શિવાજી નાઠો. આકાશમાં નક્ષત્રો ઝાંખાં ઝાંખાં દેખાતાં હતાં, થોડો થોડો મેઘ વખતે વખતે ગગનને ઘેરો નાખતો હતો વર્ષા ઋતુમાં પૂર્ણ કલેવરા યમુના નદી પ્રબલ વેગથી વહેતી હતી, રસ્તો કીચડથી ભરેલો હતો, શિવાજી ઉદ્વેગ પૂર્ણ હૃદયથી નાસતો હતો.

છેટેથી ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાયો; શિવાજીએ છુપાઈ રહેવાનો યત્ન કર્યો, પરંતુ ત્યાં ઝુંપડી કાંઈ નહોતી તેથી લાચારીથી આગળ ચાલ્યો.

ત્રણ ઘોડે સવાર દોડતા દિલ્લીની તરફ જતા હતા, તેઓની કમરે તરવાર ઝુલતી હતી. છેટેથી શિવાજીનો ઘોડો જોયાથી તે તરફ તેમણે પોતાના ઘોડા વાળ્યા આથી શિવાજીનું હૃદય ધડકવા લાગ્યું,

પાસે આવીને તે માંહેના એક ઘોડેસ્વારે પૂછ્યું "કોણ જાય છે?"

શિવાજી "ગોસ્વામી."

સવારે પૂછ્યું "ક્યાંથી આવે છે?

શિવાજી "દિલ્લી નગરમાંથી"

સવારે કહ્યું, "અમારે દિલ્હી નગરમાં જવું છે. પરંતુ માર્ગ ભૂલ્યા છિયે. અમને રસ્તો દેખાડીને પછી તમે મથુરા જજો."

શિવાજીના માથા ઉપર જાણે વજ્રઘાત થયો હોય ને એમ તેને લાગ્યું. દિલ્લીમાં જવાની ના કહેતો સિપાઈઓ બળ પૂર્વક તેને લઈ જશે, તકરાર કરતાં એકદમ પોતે ઓળખાઈ જાય; કેમકે દિલ્લીમાં એવો કોઈપણ નહોતો કે જેણે શિવાજીને જોયો નહી હોય દિલ્લીમાં ગયાથી હજારો વિપદ્ પડે એમ છે! આવી રીતનો મનમાં વિચાર કરવા લાગ્યો.

એક ઘોડેસ્વાર સામે આવીને શિવાજીની સામે વાત કરતો હતો, બીજા બેજણ ધીમે સ્વરે મસલત કરતા હતા; શી મસલત કરતા હતા?

એકે કહ્યું, "આ અવાજને હું ઓળખુંછું, હું દક્ષિણમાં શાઈસ્તખાનના તાબામાં ઘણીવાર લઢાઈમાં ગયો હતો, હું ખાત્રીથી કહું છું કે આ મુસાફર ગોસ્વામી નથી."

બીજાએ કહ્યું, "ત્યારે કોણ છે?

"હું ધારૂંછું કે એ શિવાજી પોતે છે. બે માણસનો અવાજ એક સરખો હોતો નથી"

" મૂર્ખ ! શિવાજી દિલ્હીમાં બંદીવાન થયલો છે."

" તેવો મેં પણ એક વખત મનમાં વિચાર કર્યો હતો કે શિવાજી સિંહગઢના કિલ્લામાં છે, એકદમ એક દિવસમાં રાત્રે આવીને પુનાનો નાશ કરી ગયો,"

ઠીક છે, માથા ઉપરની પાઘડી કાઢી જુઓ એટલે સઘળો સંદેહ દૂર થશે."

એકાએક એક ઘોડે સવારે આવીને શિવાજીની પાઘડી ફેંકી દીધી. શિવાજીએ આ શાઈસ્ત ખાનના એક મોટા સિપાઈ તરીકે તરત ઓળખી કાઢયો.

જો હાથમાં કોઈ જાતનું હથિયાર હોત તો શિવાજી એકલો ત્રણે જણને મારી નાખવાનો યત્ન કરત. હથિયાર નહોતું તે છતાં એક માણસને તેને ઠોંસો લગાવી બે શુદ્ધ કર્યો, એટલામાં બીજા બંને જણા હાથમાં તરવાર લઈને પાસે આવ્યા અને શિવાજીને જમીન ઉપર પટકી કાઢયો.

શિવાજી મુગો રહ્યો ! મનમાંને મનમાં ઈષ્ટદેવતાનું સ્મરણ કરવા લાગ્યો. ફરી બંદીવાન થઈશ, પરદેશમાં બંધુશૂન્ય થઈને ઔરંગજેબથી માર્યો જઈશ, એવા વિચાર તરત તેના મનમાં આવ્યા. શંભાજીની તરફ આંખ ગઈ, એટલે તેને દેખી તેની આંખમાં

પાણી ભરાઈ આવ્યું. મનમાંને મનમાં બોલ્યો. "દેવદેવ મહાદેવ, જીવનમાં એકાગ્રમનથી આપની પૂજા કરી છે, હિંદુધર્મના રક્ષણને માટે લઢાઈ કરી છે, હવે આપની જે ઈચ્છા હોય તેમ કરો" આશા ભરૂંસો ઉદ્યમ એક પળમાં વિલુપ્ત થયાં.

એકા એક કાંઈ અવાજ સંભળાયો, શિવાજીએ જોયું તો એક ઘોડે સવાર તીરથી વીંધાઈને જમીન ઉપર પડી ગયો. પછી બીજાં તીર આવ્યાં આથી શિવાજીના ત્રણે શત્રુ જમીન ઉપર પડ્યા. ત્રણે ઘોડેસવાર મરણ પામ્યા!

શિવાજી પરમેશ્વરને ધન્યવાદ આપી ઉઠીને જુએ છે તો પછવાડથી પેલા ઘોડાવાળા જાનકીએ તીર ફેંક્યાં હતાં એમ જણાયું, આથી આશ્ચર્ય પામીને જાનકીને પાસે બોલાવી પોતાનો પ્રાણ બચાવ્યો માટે તેને સેંકડોવાર ધન્યવાદ આપ્યો તે પાસે આવ્યાથી શિવાજી એથી પણ વધારે આશ્ચર્ય પામીને જોવા લાગ્યો, બારીકીથી જોતાં તેને જણાયું કે ઘોડાવાળો નહોતો પણ સીતાપતિ ગોસ્વામી ઘોડાવાળાના વેશમાં હતો!

• તે વેળાએ હજારોવાર બ્રાહ્મણની ક્ષમા પ્રાર્થના કરીને બોલ્યો, "સીતાપતિ! આપના શિવાય શિવા-

જીની વિપદ્દની વેળાએ ખરો મિત્ર બીજો કોણ છે? આપને ઘોડાવાળો જાણી ગણકાર્યા નહોતા, તે માફ કરજો. આપના આ કામને માટે હું શું યોગ્ય ઈનામ આપી શકીશ?

સીતાપતિ શિવાજીની સામે ગુંઠણે પડી હાથ જોડીને બોલ્યો, "રાજન્! છદ્મવેશ ધારણ કરવાની મને ક્ષમા કરજો, હું ઘોડાવાળો નથી તેમ ગોસ્વામી પણ નથી હું તો આપનો પુરાતન નોકર રઘુનાથ હાવિલદાર છું; જ્યારથી જ્ઞાન ઉપજ્યું છે ત્યારથી આપની સેવા કરી છે, આખી ઉમ્મર સુધી આપની સેવા કરીશ, એ સિવાય મારી બીજી કાંઈ પણ ઈચ્છા નથી. બીજું કાંઈ ઈનામ ચાહતો નથી. પ્રભુનો જો અજાણતા કાંઈ દોષ થયો હોય તો પ્રભુ નિરાશ્રયના આશ્રયછો તેથી દોષ માફ કરજો"

આ સાંભળીને શિવાજી આશ્ચર્ય પામીને વાકશૂન્ય થઈ ગયો! પરંતુ હૃદયનો ઉદ્વેગ રોકી શકયો નહિ. બાળકની પેઠે મોટે અવાજે રોતો રોતો રઘુનાથને છાતીએ લગાડીને બોલ્યો "રઘુનાથ! રઘુનાથ! તારી પાસે શિવાજી સેંકડો અપરાધથી અપરાધી છે. તેની આ મહત્ આચરણથી મને જેટલી જોઈએ તે-

ટલી સજા આપી છે, તારા ઉપર સંદેહ આણ્યો હતો તારૂ અપમાન કર્યું હતું એ બધુ સ્મરણ થયાથી હૃદય ભેદાય છે. જ્યાં સુધી શિવાજી જીવતો રહેશે ત્યાં સુધી તારા ગુણ ભૂલાશે નહિ, પ્રીતિ અને યત્નથી જો આ મહત્ ઋણ ફેડી શકાય તો ફેડવાની હું કોશિશ કરીશ. ”

શાંત નિસ્તબ્ધ રાત્રિએ બન્ને અરસ પરસના આલિંગન સુખમાં વિયુક્ત થયા. રઘુનાથનું વ્રત આજે સફલ થયું, અને શિવાજીની હૃદયવેદના પણ આજે દૂર થઈ; તેની બાળકની પેઠે બન્ને અજસ્ર અશ્રુ વર્ષાવવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૯ મું.

### ઘરમાં.

રાત્રે સીતાપતિ ગોસ્વામીની પાસેથી વિદાય લઈને રજપૂતબાળા ઘરમાં આવી; પરંતુ ઘરમાં આવીને સરયુએ જોયું તો હૃદય શૂન્ય પડેલું છે! કોણ જાણતું નથી કે પ્રથમનું કષ્ટ યદ્યપિ ઘણુંજ ભીષણ અને દુર્વહનીય હોય તથાપિ ત્યાર પછી તેનું સ્મરણ થયા-

થી હૃદયમાં જે દુઃખ ઉછળે છે અને નીરવે આંખમાંથી આંસુ પડે છે તે શોક વધારે મર્મભેદી હોય છે. જગતમાં પ્રિયજનનો પ્રથમ વિચ્છેદ થયાથી આપણે બાળકની પેઠે ઉંચે અવાજે રોઈએ છીયે, જ્ઞાન શૂન્યની પેઠે જમીન ઉપર લોટીએ છીયે, તે પ્રથમ શોક ઉચ્છ્વાસ આર્ત્તનાદમાંજ નિવારિત થાય છે. પરંતુ દિવસ ગયા, મહીના ગયા, વર્ષ અતિવાહિત થયાં પછી તે પ્રિયજનની વાતનું જ્યારે સ્મરણ થાય છે, ત્યારે નીરવે રાત્રના અંધકારમાં હૃદય પોતાના શોક રૂપી સમુદ્રમાં તણાય છે, જ્યારે આંખનો દરવાજો ઉઘડે છે અને નીરવે અશ્રુબિંદુ પડે છે, આહ મનુષ્ય જીવનમાં તે યાતના અસહ્ય છે! પ્રિયજનનું મુખ યાદ આવ્યાથી, તેનાં વાક્યો, કાર્ય, સ્નેહ, અને પ્રીતિ એક પછી એક હૃદયમાં જાગ્રત થાય છે, નિસ્તબ્ધ રાત્રે તે અગાઉની વાત એક પછી એક ઉદિત થાય છે ત્યારે હૃદય શૂન્ય થાય છે અને આપણે આ બાળિકાની પેઠે નિરાશ્રય થઈને છાનાં આંસુ ઢાળિયે છિયે!

દહાડો ગયો, અઠવાડિયું ગયું, મહીનો અતિવાહિત થયો, સરયુની ચિંતા દિવસે દિવસ મર્મભેદી થવા લાગી અંધારી રાત્રે કોઈ કોઈ વેળાએ બાલિકા

એકલી બારીની પાસે બેશીને સંધ્યાથી મધ્ય રાત સુધી, મધ્યરાત્રથી પ્રાતઃકાલ સુધી શાશા વીચાર કરતી હતી તે કોણ કહી શકે? કેટલી વાત એકના પછી એક યાદ આવતી, ઘણીવાર મુગી મુગી આંખમાંથી આંસુ ઢાળતી હતી. મુગી મુગી તે બારીમાંથી રસ્તા ઉપર જોતી હતી; પણ તે રસ્તેથી -હદય વલ્લભ ફરીને આવ્યો નહિ!

કોઈ કોઈવખતે પર્વતથી ઘેરાયલો કોંકણ દેશ યાદ આવતો હતો, પેલો તોરણાનો કીલ્લો મનમાં ઉદય પામતો, જાણે પોતે એકલી અગાશી પર બેઠી હતી સંધ્યાની છાયા ધીરે ધીરે ગગન અને જગતને આચ્છન્ન કરે છે સંધ્યા કાળના પવનની લહર સરયુના વાળની સાથે રમે છે, એટલામાં પેલી દીર્ઘ કાય યુવની ઉદાર મૂર્ત્તિ આકાશના પટમાં દેવ ચિત્રની પેઠે અંકીત થયલી જણાઈ. આથી સરયુનું -હદય ધ્રુજવા લાગ્યું. બાલિકાનું -હદય નવા નવા ભાવથી ઉછળવા લાગ્યું. આજે ત્રણ વર્ષ થઈ ગયાં છે, પરંતુ પેલી મૂર્ત્તિ સરયુના -હદયમાંથી દૂર નહોતી

તેને બીજે દિવસે પેલા પુરૂષસિંહે સ્નેહ ગદ્ગદ્ સ્વરથી સરયુની પાસેથી વિદાયગિરી લીધી હતી. ક-

રથી ધીરે ધીરે સરયુના કંઠમાં કંઠમાળા પહેરાવી હ-
તી તે શું જીવછતાં સરયુ વિસરી શકે ! ફરી શું તે
વીર સરયુના કંઠમાં કંઠમાળા પહેરાવશે ? ફરી શું
સરયુ તે હૃદય વલ્લભને જોઈ શકશે ?—નીરવે સર-
યુએ દિર્ઘ નિશ્વાસ મુકયો, નીરવે ગાલ ઉપરથી આં-
સુ વહેવાં લાગ્યાં.

કોઈ વેળાએ સાંજે એકલી સરયુ આંબાવાડી-
આમાં ફરતી હતી, ફરતી ફરતી કેટલી વાત હૃદય-
માં જાગ્રત થતી હતી ! વૃક્ષના ઉપર કબુતર અને ક-
બુતરી મૃદુસ્વરે પ્રેમ ગીત ગાતાં હતાં, તે ગીત સાં-
ભળીને એક દિવસ પોતે રઘુનાથના કાનમાં વાત
કહી હતી તે યાદ આવી ને સરયુના મુખ ઉપર વિ-
ષાદનું હસવુ આવ્યું બીજે એક દિવસે એક વિશાળ
આંબાના ઝાડ નીચે બેસીને રઘુનાથ અને સરયુએ
એકત્ર એક સ્વાદિષ્ટ કેરી ખાધી હતી તે અને ખાતી
વેળાએ એક બીજાની તરફ સસ્નેહથી જોતા હતા,
તે વાત હૃદયમાં જાગ્રત થઈ. આ કંટક વનમાંથી
એક દિવસે રઘુનાથે પોતે જખમી છતાં એક સુંદર
વનનું ફુલ વીણી આણી પોતાના વાળમાં ગુંથ્યું હતું,
અને પછી તે મિષ્ટ સ્વરથી બોલ્યો હતો કે "સરયુ !

તું કેવી સુંદર વનદેવી જેવી દેખાય છે ?" આહા ! તે સુમધુર સ્વર શું સરયુ હવે ફરી સાંભળશે ફરી શું રઘુનાથ દુઃખિનીને માટે ફૂલ વીણશે, હતભાગિનીના ભાગ્યમાં શું આવું સુખ છે? સરયુએ શોકથી વિવશા થઈ આંખમાંથી આંસુના ટીપાં જમીન ઉપર પાડયાં, નીરવે પોતાના છેડા વડે આંખ લોહી નાંખી પણ એ યત્ન વૃથા હતો, વળી વિચાર મનમાં આવ્યા અને ફરી આંખ પાણીથી ભરાઈ ગઈ.

કોઈ કોઈ વેળાએ મધ્ય રાત્રિને સમયે એકદમ હૃદયનો દરવાજો ઉઘડતો હતો, ભાદરવા મહીનાની નદીની પેઠે શોકસિંધુ ઉછળતો હતો. તે વેળાએ જોનાર કોઈ માણસ પાસે નહોતું, તેથી સરયુ પેટ ભરીને રોતી, શ્રાવણ મહીનાના મેઘની ધારાની પેઠે આંખમાંથી અજસ્ર વારી ધારા પડતી હતી રઘુનાથનું મધુમય મુખ મધુમય વાત યાદ આવતી હતી, એક પછી એક વાત મનમાં ઉદય પામતી હતી, શોકતરંગના પછી શોક તરંગ હૃદયમાં આવતા હતા, બિછાનામાં મોં છુપાવીને વિવશા બાલિકા વ્યાકુલ હૃદયની થઈને અવિરત અશ્રુ.ધારાથી બિછાનું ભીનું કરતી હતી. રાત્ર ખતમ થઈ અને પ્રભાત થયું, પ્રાતઃકાલની લાલ છટા પૂર્વ ત-

રક્ જણાંતી હતી, તે વેળાએ પણ બાલિકા ચિંતાથી બળતી હતી, અથવા શોકથી વિવશ થઈનેપથારીમાં આળોટતી.

પ્રાતઃકાલે ફૂલ વીણવા બગીચામાં જતી ત્યારે પ્રફુલ્લ પુષ્પ એક પછી વીણી તે સર્વ હૃદયમા ધારણ કરી મનમાં ને મનમાં શાશા વિચાર કરતી તે કોણ કહી શકે? વિચાર કરતાં કરતાં ફરી પુષ્પની તરફ જોતાં પુષ્પની પાંખડી ઉપરના પ્રાતઃકાળના ઓસનાં ટીપાની સાથે એક બે સ્વચ્છ અશ્રુબિંદુ મળી જતાં. સાયંકાલે વીણા હાથમાં લઈને કદી કદી ગીતગાતી ત્યારે તે શોકનું ગીત સાંભળનારાઓની આંખમાંથા પણ પાણી પડતું. બાલ્યકાલે રજપૂત ચારણોની પાસેથી જે શોકનાં ગીત પોતે શિખી હતી તેને ગાતી ભિખારણનાં ગીત ગાતી, દુઃખિનીનાં ગીત પણ ગાતીતી, અનાથિનીનાં ગીત ગાતી સાયંકાલની નિસ્તબ્ધતામાં તે ગીત અગાશીમાંથી ધીરે ધીરે નૈશ આકાશમં ચઢતું, ધીરે ધીરે વાયુ માર્ગથી તે આસપાસ ફેલાતું; ગીતની જોડે ગાન કરનારીની આંખમાંથી અશ્રુબિંદુ પડતાં અથવા શોક સિંધુ એકદમ ઉછળી આવ્યાથી તેનો ધાંટો બેસી જતો, અને ગીત એકદમ

બંધ પડતું.

રાત્ર દિવસ શોક ચિંતાનો છેડો આવતો નહિ, અહોનિશ પેલા માર્ગની તરફ સરયુબાલા જોતી રહેતી. પરંતુ તે માર્ગ ઉપરથી હૃદયવલ્લભ હજુ સુધી આવ્યો નહિ.

રઘુનાથ વસંતકાળમાં વિદાય થયો હતો. તે વસંતકાળ ગયો. સુકંઠ પક્ષીઓ ટોળા બંધાઇ ઉડી ગયાં; ઝાડપર સુંદર ફુલ એક પછી એક અદૃસ્ય થયાં, ગ્રીષ્મકાલે નાના પ્રકારના સુસ્વાદુ ફલથી માનવ હૃદયને આનંદિત અને જગતને સુશોભિત કર્યું? સરયુબાળા તે માર્ગ ઉપર જોતી હતી પણ રઘુનાથ તે માર્ગ ઉપર નજરે પડ્યો નહિ!

આકાશમાં મેઘાવૃત થયું. પછી વરસાદની ધારા પડવા માંડી નદીઓ અને તળાવો નવા પાણીથી ભરપૂર થયાં, ખેતરો સુંદર અનાજથી શોભા આપવા લાગ્યાં, પાણીથી ખેતરો નાળાં અને મેદાન પ્લાવિત થયાં. તે મેદાન ઉપર સરયુ એક નજરથી જોતી હતી અને વિચાર કરતી હતી કે શું હૃદયેશે હજી સુધી કાર્યસિદ્ધિ કરી નથી? હૃદયેશ શું હજી સુધી સરયુને યાદ રાખતા હશે? હૃદયેશ શું કુશળ છે! આવા વિચાર

કરતાં તેની આંખમાં પાણી ભરાઈ આવતાં, તેથી તે કંઈ જોઈ શકતી નહિ.

ધીરે ધીરે વર્ષાદનું પાણી .જતું રહ્યું, આકાશ સ્વચ્છ થયું. રાત્રે શરચ્ચંદ્ર ઉદિત થઈ ગગનમાં અને જગતમાં જ્યોતિ ફેલાવવા લાગ્યો. સરયુનું-હૃદયાકાશ ક્યારે સ્વચ્છ થશે, -હૃદયનાથ ક્યારે નિશાનાથની પેઠે ઉદિત થઈને સરયુના મનમાં આનંદની જ્યોતિ વિસ્તારશે? સરયુ માર્ગ જોતી રહી હતી પણ -હૃદયનાથ આવ્યો નહિ.

આવી ભારે ચિંતાથી ધીરે ધીરે સરયુનું શરીર શુષ્ક થવા લાગ્યું,, મુખ મંડળે પીળાશ પકડી, આંખમાં કાળાસે ઘેરો ઘાલ્યો. સરલ સ્વભાવનો જનાર્દન હજી સુધી સરયુના મનની વાત કાંઈ જાણતો નથી, પરંતુ સરયુના શરીરની અવસ્થા જોઈને તે ઘણોજ ચિંતાતુર થયો, તેથી તેનું તે કારણ સોધવા લાગ્યા.

નારી આગળ નારીના મનની વાત છુપી રહેતી નથી, સરયુ ઘણાજ યત્નથી શોકને છુપાવતી હતી, છતાં તેની સખી અને દાસીઓએ તેની છુપી વાતનું કાંઈક અનુમાન કર્યું હતું, અને તેથી તે વાત આસ્તે

આસ્તે વૃદ્ધ જનારધનને કાને ગઈ.

જનારધન સરળ અને નિર્મળ ચરિત્રનો હતો તો પણ તે રજપૂત હતો. અને રજપૂતો બ્રાહ્મણની પેઠે અતિશય વંશમર્યાદાના અભિમાની હોય છે તે-મ તેને પણ તેવું અભિમાન હતું જ્યારે તેણે સાંભ-ળ્યુ કે મારી એકની એક પુત્રી એક સામાન્ય મરાઠા-સિપાઈની સાથે લગ્ન સબંધ કરવા ચાહે છે બંડખો-રની પત્નિ થઈ કુળમાં કલંક આણવા ઈચ્છે છે, ત્યા-રે જનાર ધનની આંખ લાલ થઈ; વૃદ્ધનું શરીર ધ્રુજ-વા લાગ્યું.

ઘરની અંદર આવીને બાલિકાને "પાપી પિ-શાચી કહીને ગાળ દીધી સરયુએ પિતાનો તિરસ્કાર ગુપચુપ સહન કર્યો. જગતમાં એવી એકે યાતના ન-થી કે જે હૃદય વલ્લભને માટે નારી સહન કરવામાં પરાઙ્મુખ થાય છે?

વૃદ્ધે પોતાની એકની એક પુત્રીને શોકથી અબો-લા જોઈ પોતાના ક્રોધને વશીભૂત કર્યો પછી સરયુને ખોળામાં લઈને સાશ્રુનયનથી બોલ્યો "બહેન! મા-રા માથા ઉપર જે એક વાળ પણ કાળો નથી, આ-ટલી વૃદ્ધ ઊમ્રે તું શું મને દુઃખ દઈશ! આંહા! તે

સસ્નેહ ભર્ત્સના સરયુ સહન કરી શકી નહિ, પિતા-નો કંઠ પકડીને રોવા લાગી, તેથી પિતા પણ રોઈ પડ્યો.

જનારધને સરયુની સખીદ્વારા સરયુને ઘણું સમજાવ્યું. બીજા યુવકની સાથે સરયુનો વિવાહ નક્કી કરવા ચાહ્યું, અને સરયુના પિતાના કુળ ગૌર-વની ધ્વાણીક વાતો કહાવી.

એ સઘળાનો સરયુ એકજ જવાબ આપતી. "પિતાજીને કહેજો કે મારે વિવાહ કરવાની ખુશી નથી, ચિરકાલ અવિવાહિત રહી તેમની સેવા ચાક-રી કરીશ."

વૃદ્ધ વારંવાર શોકાતુર થતો હતો, ઘડીએ ઘડી-એ ગુસ્સે થતો હતો. એક દિવસે ક્રોધથી સરયુને ક-હ્યું, "હું રજપૂત છું, રજપૂતની કન્યાનું અપમાન થ-યલું જોવાં પહેલાં કન્યાના હૃદયમાં કટારી ભોકવી એવું ચારણોના ગીતમાં તે સાંભળ્યું હશે."

તેના જવાબમાં ધીરે ધીરે સરયુ બોલી, "પિતા-જી, તેવોજ પિતા ખરેખરે દયાળુ છો પિતાજી આપ પણ જો તેવા આચરણથી મારા હૃદયની અસહ્ય વેદના શાંત કરશો તો, હું જન્મે જન્મે આપની દયાનું

કીર્ત્તન કરીશ!" આ સાંભળી જનારધન રડતી આંખે ઓરડા બાહાર નીકળ્યો.

ધીરે ધીરે ચારે બાજુએ આ વાત ફેલાઈ ગઈ, ખરાબ માણસોએ એક બે વાત વધારી અને કોઈ કોઈ એમ પણ કહેવા લાગ્યા કે જનારધનની કન્યા વ્યભિચારી છે તેથી તેનો વિવાહ થતો નથી.

જ્યારે જનારધને આ વાત સાંભળી ત્યારે તેનું શરીર ગુસ્સાથી ધ્રુજવા લાગ્યું; તે ઘરમાં આવી કન્યાને યથાયોગ્ય તિરસ્કાર કરી બોલ્યો, "પાપી, તારે માટે શું મારે આટલી વૃદ્ધ ઉમ્મર અપમાનિત થવું? તું શું તારા પિતાના નિષ્કલંક કુલમાં કલંક લગાડીશ? મારા ઘરમાંથી દૂર થા."

ધીરે ધીરે અશ્રપૂર્ણ નયનથી સરયુએ જવાબ આપ્યો, "પિતા? હું મૂર્ખ છું, જો આપની પાસે કદી મેં અપરાધ કર્યો હોય તો તે માફ કરજો. જગદીશ્વર મારો મદદગાર થાવ, મારાથી આપને અપમાન કદી થશે નહિ.

આ વાતનો અર્થ જનારધન સમજ્યો નહિ, આનો અર્થ ત્યારપછી બીજે દિવસે વૃદ્ધ સમજી શક્યો.

તે દિવસે અંધારી રાત્રે સત્તર વર્ષની આ બા-

ળિકા એકલી પિતૃગૃહનો ત્યાગ કરી ચાલી ગઈ; એકલી સંસારના વિસ્તીર્ણ સમુદ્રમાં કુદી પડી.

# પ્રકરણ ૩૦ મું.

## ઝુપડીમાં.

શરદ્ ઋતુના પ્રાતઃકાલના સુંદર તેજમાં વેગવતી નીરા નદી વહે છે, સૂર્યનાં કિરણ પાણીના તરંગમાં હસ્તાં હસ્તાં કલ્લોલ છે. તે સુંદર નદીની બન્ને બાજુએ સુંદર ખેતરો ઘણે દૂર સુધી ફેલાયલાં છે, ખેડુતની પૂજાથી સંતુષ્ટ થઈને મેદિની લીલાં વસ્ત્ર ધારણ કરી હસે છે. ઉત્તર અને પૂર્વ તરફ શ્યામ વર્ણ ક્ષેત્ર અથવા છેટે એક બે ગામ જોવામાં આવે છે, દક્ષિણ અને પશ્ચિમમાં પર્વતના ઉપર પર્વત બાલ સૂર્યકિરણથી સુંદર શોભા ધારણ કરી રહ્યા હતા.

તે નદી કિનારે શ્યામલ ક્ષેત્રથી ઘેરાયલુ એક ગામ હતું, ગામના એક છેડાપર એક ખેડુતની ઝુંપડીની પાસે એક બાલિકા નદી કિનારે રમતી હતી તેની પાસે એક દાસી ઉભી હતી. ખેડુતની સ્ત્રી ઘરમાં કામમાં લાગેલી હતી.

ઘરના દેખાવ ઉપરથી ખેડુત પ્રતિષ્ઠિત જણાતો હતો. આગણામાં એક બે અનાજના કોઠા હતા. પાસે ચાર પાંચ ગાય બાંધેલી હતી. ઘરમાં ચારપાંચ ઓરડી હતી, બહાર એક મોટો ઓરડો હતો. આ ઉપરથી જણાતું હતું કે ઘર ધણી ખેડુત હોવા છતાં તે ગામનો એક માતબર માણસ હતો, વેપાર અને કાંઈક શરાફીનો ધંધો કરતો.

બાલિકાની ઉમ્મર સાત વર્ષની હતી, તે શ્યામ વર્ણની, ચંચલ, પ્રફુલ્લ અને ઉજ્વલ આંખવાળી હતી. એકવાર તે નદી કિનારા ઉપર દોડતી પછી પોતાની માતા જે ઓરડીમાં રસોઈ કરતી ત્યાં દોડી જતી. વળી દાસીની પાસે આવી તેનો હાથ પકડી કાંઈ વાત કહેતી હતી અથવા પ્રફુલ્લતાથી હસતી હતી.

બાલિકા બોલી " બહેન, આવ કાલની પેઠે ઘાટપર જઈએ અને ત્યાં કપડાવડે માછલાં પકડીએ.

દાસી ": નહિ બહેન, માએ ઘાટપર જવાની ના કહી છે "

બાલિકા–મા જાણશે નહિ.

દાસી–નહિ માએ જે વાતની મનાઈ કરી હોય તે કરવું નહિ માની આજ્ઞા કોઈએ તોડવી નહિ.

બાલિકા "ઠીક બ્હેન, મા શું તારી પણ મા થાય છે."

દાસી હસીને બોલી "હા"

બાલિકા "ખરૂં કહેને."

દાસી "ખરેખરજ મા થાય છે.',

બાલિકા "નહિ બ્હેન તું તો રજપૂતની બાયડી છે અમે તો રજપૂત નથી"

દાસીએ બાલિકાને ચુમ્બન કરીને કહ્યું "આટલું તું જો સમજે છે તો શામાટે પૂછે છે?"

બાલિકા "એટલા માટે પૂછ્યું કે તું માને મા શામાટે કહે છે.?"

દાસી "જે મને ખાવા પહેરવાને આપે છે' જેણે મને રહેવાને જગા આપી છે, જે મારૂં છોકરીની પેટે લાલન પાલન કરે છે તેને મા નહિ કહું તો બીજું શું કહું! આ જગતમાં મારે બીજી જગા નથી, માએ મને જગતમાં જગા આપી છે."

બાલિકા "છિ બ્હેન, તારી આંખમાં આંસુ કેમ આવે છે; તું વાત કરતાં શામાટે રૂવે છે બ્હેન?"

દાસી "ના બ્હેન રોઉં શામાટે?"

બાલિકા "તારી આંખમાં આંસુ આવેલાં જો-

ઈ મારી આંખમાં પણ પાણી કેમ આવે છે વારૂ?"

દાસીએ બાલિકાને ફરી ચુમ્બન કરીને કહ્યું તું મારા ઉપર પ્રેમ રાખે છેમાટે.

બાલિકા "તું મારા ઉપર પ્રેમ રાખે છે કે?"

દાસી "હા."

બાલિકા "બરાબર પ્રેમ રાખીશ, કદી પણ મને ભૂલિશ નહિ કે?"

દાસી "નહિ અને બહેન તું મને ચાહીશ, કદી પણ ભૂલીશ નહિ કે?"

બાલિકા "નહિ."

દાસી "હા, તું મને એક દહાડો વિસરીશ.

બાલિકા "ક્યારે?"

દાસી "જ્યારે તારો વર આવશે ત્યારે."

બાલિકા "તે ક્યારે."

દાસી "બે ત્રણ વર્ષમાં,"

બાલિકા "નહિ બહેન ત્યારે પણ હું તને વિસરીશ નહિ વરના કરતાં પણ તને વધારે ચાહીશ." અને તું બહેન તારો જ્યારે વર આવશે ત્યારે મને શું વિસરી જઈશ?

દાસીની આંખમાં ફરી આંસુ આવ્યાં, તે લોહી-

ને એક દીર્ઘ નિશ્વાસ નાંખી જરા હસીને બોલી "નહિ ત્યારે પણ હું ભૂલીશ નહિ.

બાલિકા " વરના કરતાં તું મને વધારે ચાહીશકે?

દાસી હસીને બોલી " સરખી રીતે."

બાલિકા " તારો વર કયારે આવશે બહેન ?"

દાસી " તે તો ભગવાન જાણે! છોડ હવે રસોઈની તૈયારી કરવી છે તેથી હું જાઉં છું " એમ કહીને રસોઈની તૈયારી કરવા ગઈ.

વાંચનારને કહેવાની જરૂર નથી કે અનાથિની સરયુ બાળાને જગતમાં બીજી કોઈ પણ જગા નહોવાથી તે એક ખેડુતના ઘરમાં દાસીનું કામ કરવા રહી હતી. ખેડુત કાંઈ પૈસાદાર હતો તે વેપાર કરતો અને તેનું નામ ગોકર્ણ નાથ હતું ગોકર્ણનું અંતઃકરણ સરળ અને સ્નેહયુક્ત હતું નિરાશ્રય રજપૂત કન્યાને પોતાના ઘરમાં આશ્રય આપવાને તે કબૂલ થયો, ગોકર્ણની સ્ત્રી પણ સ્વામીને યોગ્ય હતી, નિરાશ્રય ભદ્ર રજપૂતની કન્યાને જોઈ ત્યારથીજ તે તેનું પોતાની કન્યાની પેઠે લાલન પાલન કરતી હતી. સરયુ પણ કૃતજ્ઞ થઈને ગોકર્ણ અને તેની સ્ત્રીની યથાયોગ્ય ચાકરી કરતી હતી, પોતે બે વાર રસોઈ તૈયાર કરતી, અને છોકરીની બર-

દાસ્ત રાખતી તેથી, ખેડુત અને ખેડુતનીસ્ત્રીને કામ ઘણું ઓછુ કરવું પડતું આથી તેઓ દિવસે દિવસ સરયુના ઉપર વધારે પ્રસન્ન રહેવા લાગ્યાં.

રઘુનાથની ગેરહાજરીમાં જો સરયુને ક્યાં પણ સુખની સંભાવના હોય તો તે ઉદાર સ્વભાવ ગોકર્ણ-નાથ અને તેની સરળ સ્ત્રીના ઘરમાં રહીને સરયુ પ-રમ સુખ લાભ કરી શકત. ગોકર્ણની ઉમ્મર ૪૫ વર્ષની હતી તે છતાં સર્વદા નિયમિત પરિશ્રમ કરતો હતો તેથી હજી સુધી તે શરીરે મજબૂત હતો. ગો-કર્ણનો એક પુત્ર હતો તે શિવાજીની પાસે સિપાઈ-ગીરીના કામમાં ઘણા દિવસથી ગયો હતો. ત્યારપછી તેને એક કન્યા અવતરી હતી, પિતા માતા તેને ઘ-ણુંજ ચાહતાં હતાં. પ્રાતઃકાળે ગોકર્ણ ખેતીના કામ પર અથવા બીજા કોઈ કામસર બાહાર જતો ત્યારે સરયુ ઘરનું સઘળું કામ કરતી હતી. ઘર ધણીઆણી ઘણીક વખતે કહેતી કે "બેટા! પ્રતિષ્ઠિત માણસની છોકરી છે, આવી મહેનત કર્યાથી તારૂં શરીર રહેશે કેમ? નોરે આવું-કામ કરવું નહિ, હું કરીશ." સરયુ સસ્નેહથી જવાબ દેતી, "મા તમે મારે માટે જેવો યત્ન કરોછો, તેવો યત્નતમારાકામને માટે મારાથીથતો

નથી, હું જન્મે જન્મે તમારી સેવા કરીશ, તમે મારા ઉપર આવોજ સ્નેહ રાખજો." સ્નેહ વાક્યથી સરળ સ્વભાવ વૃદ્ધ ગૃહિણીની આંખમાં આંસુ આવતાં આંખમાના આંસુ લોહીને બોલી "સરયુ બેટા તારા જેવી છોકરી મેં કદી જોઈ નથી, જો તારા જેવી મારી ન્યાતમાં એક કન્યા મળે તો મારા છોકરાનો તેની સાથે વિવાહ કરૂં. પુત્ર ઘણા દિવસથી ઘર છોડીને ગયો હતો તે વાત યાદ આવ્યાથી ગૃહિણેરોવું આવ્યું.

આવી રીતે કેટલાક મહિના થઈ ગયા. એક દિવસે સાંજે ગોકર્ણનાથ પોતાની બાલિકાને ખોળામાં લઈને બેઠો હતો, તે વેળાએ ગોકર્ણ બોલ્યો,"શાંત થા, આજે સારા ખબર મળ્યા છે."

ધણીઆણી"આજ તમારા મુખપર પુષ્પ ચંદન પડો, ભીમજીની શું કાંઈ ખબર મળી છે?"

ગોકર્ણનાથ "જલદીથી મળશે, પુત્ર શિવાજીની સાથે દિલ્લી ગયો હતો, આજે સાંભળ્યું કે શિવાજી છુટ આવે છે, આપણો ભીમજી નિશ્ચય તેની સાથે આવશે."

ધણીઆણી "આહા! ભગવાન કરે ને તેમ થા-

ય આશરે એક વર્ષ થયાં છોકરાને જોયો નથી તેથી મનમાં કેવું થાય છે તે ભગવાન જાણે છે."

ગોકર્ણનાથ "ભીમજી નિશ્ચય આવશે. તે રઘુનાથજી હાવિલદારના આધીનમાં કામ કરતો હતો, રઘુનાથજીની પણ ખબર મળી છે."

આ ખબર સાંભળતાંજ સરયુનું હૃદય નાચવા-લાગ્યું, ઉદ્વેગથી શ્વાસ રોકીને તે ગોકર્ણનાથની વાત સાંભળવા લાગી. ગોકર્ણ કહેવા લાગ્યો, "જે દિવસે રઘુનાથને બંડખોર કહીને શિવાજીએ કાઢી મૂક્યો હતો તે દિવસે આપણા ભીમજીએ શું કહ્યું હતું તે યાદ છે કે?

ધણીઆણી "હું બાયડી જાતછે, મને શું યાદ રહે?"

ગોકર્ણનાથ "પુત્રે કહ્યું હતું કે " પિતાજી! રઘુનાથજી જો બંડખોર હોય તો હું કદી તરવાર ધારણ કરી શકીશ નહિ. હું હાવિલદારને ઓળખું છું, તેના જેવો વીર શિવાજીના લશ્કરમાં બીજો કોઈ નથી, ભુલાવામાં પડીને રાજાએ તેનું અપમાન કર્યું છે. પાછળથી જાણશો, ત્યારે રઘુનાથના ગુણ જાણી શકશો, પુત્રની વાત આટલે દિવસે ખરી પડી."

સરયુનું હૃદય ઉલ્લાસથી અને ઉદ્વેગથી ધડકવા લાગ્યું, તે લાંબા શ્વાસ નાંખવા લાગી, તેના કપાળમાં પરસેવાનાં ટીપાં બાઝવા લાગ્યાં. આ ઉદ્વેગ અસહ્ય થયો.

ગોકર્ણનાથ કહેવા લાગ્યો, " રઘુનાથજી છદ્મવેશથી રાજાની જોડે જોડે દિલ્લીમાં ગયો હતો. અને ત્યાં પોતાની હોંશીઆરીથી તેણે રાજાનો ઉદ્ધાર કર્યો છે, પોતે સંપૂર્ણ નિર્દોષી છે એવું સાબિત કરી આપ્યું છે. અને માહારાજાએ રઘુનાથને ભાઈ જાણીને આલિંગન કર્યું છે. તેને હાવિલદારના પગ ઉપરથી એકદમ પાંચહજારી કરી મૂકયો છે. શહેરમાં બીજી વાત સંભળાતી નથી, બજારમાં કે ગામમાં બીજી કોઈપણ વાત થતી નથી, કેવળ રઘુનાથના વીરપણાની વાત સાંભળીને સઘળાઓ જયજય નાદથી ધન્યવાદ આપે છે."

આનંદથી ઉલ્લાસથી સરયુનું હૃદય એકીવારે ઉછળવા માંડયું, રમણી આ બધું સહન કરી શકી નહિ, ચીત્કાર શબ્દ કરીને મૂર્છિત થઈને જમીનપર પડી ગઈ.



# પ્રકરણ ૩૧ મું.

## સ્વપ્ન દર્શન.

ઘણી આસના વાસના કર્યા પછી સરયુ શુદ્ધિમાં આવી. હૃદયમાં એકદમ વેદના થઈ આવી હતી તેથી ગોકર્ણ તથા તેની સ્ત્રીએ ભૂલાવી દીધી. પરંતુ ત્યારથી ઉદ્વેગને લીધે સરયુનું ખાવું પીવું અને ઉંઘ નિયમાનુસાર થતું નહોતું. તે દહાડા ગણતી હતી, પ્રહર ગણતી હતી, અને પળ ગણતી હતી, વખતે વખત પગલાંથી તે ચકિત થતી હતી. ચિંતા અને અતિશય ઉદ્વેગથી શરીરમાં રોગનો સંચાર થવા લાગ્યો.

એક દિવસ, બે દિવસ, દશ દિવસ, એક મહિનો એમ કાળ અતિવાહિત થવા લાગ્યો, તોપણ રઘુનાથ આવ્યો નહિ. ત્યારે સરયુથી વધારે દુઃખ સહન થઈ શક્યું નહિ. ચિંતામાંને ચિંતામાં શરીર ક્ષીણ થયું, કોઈ કોઈ વખતે શરીરમાં જ્વાલા ઉત્પન્ન થતી હતી, કોઈ કોઈ વેળાએ મૂર્ચ્છા પણ આવતી.

રઘુનાથ હજી જીવતો છે એ સરયુએ જાણ્યું, રઘુનાથ કેમ આવ્યો નહિ? શું તે મને વિસરી ગયો હશે? વજ્રાઘાતની પેઠે સરયુના હૃદયમાં આ ભીષણ

ચિંતાનો આઘાત લાગ્યો. દિવસે દિવસ સરયુના હૃદયમાં આ વિચાર પ્રબલ થવા લાગ્યો.

એક દહાડો સાંજની વેળાએ સરયુ નદી કિનારે એકલી કપાળ ઉપર હાથ મૂકીને વિચારમાં બેઠી હતી, એટલામાં ગોકર્ણની કન્યા આવીને ધીરે ધીરે સરયુની પાસે બેસીને બોલી, "બહેન! તારી છાતીમાં વેદના થાય છે તો તું આટલો વિચાર શા માટે કરે છે? એથી વેદના વધશે."

સરયુ, "નહિ બહેન વિચાર કર્યાથી થોડી વેદના ઓછી થાય છે એ વાસ્તે હું વિચાર કરૂં છું."

બાલિકા, "તું શેનો વિચાર કરે છે બહેન? તું તારા વરની વાતનો શું વિચાર કરે છે?"

સરયુ સજલનયથી જરા હસીને બોલી "હા, વરની વાતનોજ વિચાર કરૂં છું."

બાલિકા, "વર ક્યારે આવશે?"

સરયુ "વરે મને વિસારી મૂકી છે." સરયુના મુખ ઉપર હસવું અને આંખમાં જલબિંદુ આવ્યાં હતાં?

બાલિકા "ત્યારે હવે શું થશે?"

સરયુ "બીજો એકવર મારો વિવાહ કરશે."

બાલિકા "તે કોણ બહેન?"

સરયુ "યમ."

બાલિકા "તે કોણ છે?"

સરયુ "મારી પેઠે જેને વર વિસારી મૂકે છે, તેની સાથે યમ વિવાહ કરેછે?"

બાલિકા " ત્યારે તો તે ઘણો દયાળુ છે."

સરયુ " હા ઘણોજ દયાળુ છે, આહા! ક્યારે તેમને લઈ જશે? "

બાલિકા " તે તારી સાથે વિવાહ કરશે તો પછી શું રોગ રહેશે નહિ?"

સરયુ " નહિ, સઘળું કષ્ટ જતું રહેશે. હા જગદીશ્વર!

બાલિકા " તે ક્યારે આવશે? "

સરયુ " જલદીથી. "

થોડીકવાર સુધી વાતચીત કર્યા પછી બાલિકા સૂવા ગઈ. સરયુ એકલી નદી કીનારે બેસીને વિચાર કરવા લાગી.

રાત્રિ સૃષ્ટિ ઉપર ગંભીર અંધકાર ઓરાઢવા લાગી આકાશમાં તારા ઝગ ઝગવા લાગ્યા, સામે નદી ખળ ખળ શબ્દથી શાંત વહેવા માંડી, સ-

રયુએ નદીની તરફ જોયું, પાસેના કુંજવનની તરફ જોયું, છેવટે નૈશ આકાશની તરફ જોયું, ઘણીવાર સુધી સ્થિર નેત્રથી જોઈ રહી.

સરયુ શેનો વિચાર કરતી હતી? અભાગિનીવિચાર કરતી હતી, " વિધાતા જો મને હમેશની દુ:ખી કરત, કાયિક પરિશ્રમથી જો જીવન ધારણ કરવું પડત, ભાંગી તુટી ઝુપડીમાં જો રહેવું પડત, ભીખ માગીને જો દિવસ ગાળવા પડત તો -હૃદયેશ! તમને મેળવી હું એ સર્વ ઉલ્લાસથી સહન કરત! પિતાએ મને દૂર કરીછે, માતાએ બાલ્યકાલથી મને તજી છે,-હૃદયનાથ, તે મેં સહન કર્યું છે! લોકોએ મને કલંકિની કહી છે, જગત્માં મારી નિંદા થઈ છે, નાથ, તે પણ મેં સહન કર્યું છે, તમારો વિચાર કરીને મેં તે સઘળું સહન કર્યું છે. જગત્માં એવું શું છે જે તે આ અભાગિની તમારે માટે સહન કરી નહિ શકે? રોગ, શોક, પરિતાપ વિધાતા જે કાંઈ કલેશ આ દુ:ખિનીની ઉપર આવી પડશે તોપણ તે હું નાથ! તમને મેળવી સહન કરી શકું. પરંતુ મારૂં જીવન હજી સુધી શૂન્ય છે! નાથ, ચિરજીવી થાઓ, તમારો યશ, તમારૂં માન, જગતમાં વિસ્તાર પામો,

આ અભાગણીને વિદાયગિરી આપો. મારે હવે વધારે દિવસ જીવવાની ઈચ્છા નથી, જગદીશ્વર તમને સુખમાં રાખો." નયન જળથી બાલિકાએ શરીરને આર્દ્ર કર્યું. છેવટે થાકીને દીર્ઘ શ્વાસ નાંખી તે બોલી, " બાલ્યકાલે માતાને ગુમાવી છે, યૌવનમાં ધર્મ પરાયણ પિતાને ગુમાવ્યો છે. નાથ ! આજે તમે પણ અભાગિયણને પગની ઠેસે મારી છે. તમારી નિંદા કરતી નથી, જીવિત હોવા છતાં સરયુ તમારી નિંદા નહિ કરે. મારાજ ભાગ્ય દોષથી હું તમને મેળવવા પામી નથી, હુંજ હમેશની અભાગિયણ છું."

અસહ્ય વેદનાથી માથું ફુટીને સરયુ મૂર્છિત થઈ ગઈ.

ઘણી વારસુધી અંધારી રાત્રે સુંદર નદી કીનારે સરયુ મૂર્છિત અવસ્થામાં થઈ રહી હતી. ધીરેધીરે શીતળ વાયુથી શુદ્ધિમાં આવી, તેની સાથે સ્વપ્નાની પેઠે અગાઉના વિચાર -હૃદયમાં ઉત્પન્ન થવા લાગ્યા. જાણે પેલી દેવવિનિંદિત મૂર્તિ દેખાઈ હોયને. પેલા દીર્ઘકાર વીરપુરૂષને ઉભેલો જોયો, તેના બન્ને હાથ સરયુની તરફ પસારેલા છે અને આંખમાં છે.

આ શું રોગીનું સ્વપ્નુ માત્ર છે? વિધાતા! આ-

વી વિડંબના શા માટે કરે છે! સરયુએ આંખ પા-
છી બંધ કરી.

આ સ્વપ્નુ નથી, આ વિડંબના નથી! સરયુએ ફરી જોયું, શું જોયું? જોયું કે, હૃદયનાથે અભાગિનીને હૃદયમાં ધારણ કરી છે, આહ! સરયુનું તપ્ત-હૃદય તે પ્રશાંત હૃદયથી શીતલ થયું, સરયુના ઘનશ્વાસમાં રઘુનાથનો શ્વાસ મળ્યો. સરયુના કાંપતા હોઠે રઘુનાથના હોઠનો સ્પર્શ કર્યો!

આહા! તે સ્પર્શથી બાલિકા ધ્રુજવા લાગી. સંજ્ઞાશૂન્ય થઈ. આ શુ ખરૂં છે કે સ્વપ્નુ?

પવનથી પાંદડુ તેમ આનંદને લીધે ધ્રુજતી ધ્રુજતી સરયુ મનમાંને મનમાં બોલી, " જગદીશ્વર! આ જો સ્વપ્નુ હોય તો આ સુખનિદ્રાથી મને કદી પણ જગાડીશમાં "

---

## પ્રકરણ ૩૨ મું.

### જીવન નિર્વાણ.

મહારાષ્ટ્રદેશમાં ઘણી ધામધૂમ થઈ રહી છે. શિવાજી પાછો પોતાને દેશ આવ્યો છે, ને ફરી ઔરંગ-

જેબની સાથે લઢાઈ કરશે. મ્લેચ્છોને દેશમાંથી હાંકી કાઢશે અને હિંદુરાજ્ય સ્થાપશે. નગરમાં, ગામમાં, રસ્તામાં ઘાટ ઉપર આજ ચરચા થવા લાગી.

પેલી બાજુએ રાજા જયસિંહે વિજાપુર નગરપર ઘેરો નાખ્યો હતો, પણ તેને તાબે કરી શક્યો નહોતો. તેણે વારંવાર બાદશાહની પાસેથી મદદ મેળવવા માટે અરજ કરી હતી તે સર્વ નિષ્ફળ ગઈ, આખરે તેણે સ્પષ્ટ જાણ્યું કે પોતાના લશ્કરની સાથે પોતાનો વિનાશ થાય એ ઔરંગજેબનો ઉદ્દેશ છે. ત્યારે તે વિજાપુરનો ઘેરો ઉઠાવી ઔરંગજેબની તરફ વળ્યો.

આખરસુધી જયસિંહે ઔરંગજેબના વિશ્વાસુ નોકરની પેઠે પોતાની ફરજ બજાવી. ઔરંગજેબ પોતાની તરફ આવો ખરાબ વ્યવહાર કરે છે તે સમજીને ઘડીને માટે પણ તે બાદશાહના કામમાં બે પરવા થયો નહિ. જ્યારે તેને નિશ્ચય જણાયું કે, મહારાષ્ટ્ર દેશ છોડીને જવું પડશે ત્યારે પણ જ્યાં સુધી સામર્થ હતું ત્યાં સુધી તેણે યત્ન કરવામાં ઓછ રાખી નહિ. લોહગઢ, સિંહગઢ, પુરન્દર વગેરે કિલ્લામાં બાદશાહી સેના રાખી, અને જે જે કિલ્લા કબજે રાખવા સંભવ નહોતા તે સઘળા તોડી નાખ્યા, જેથી શત્રુ

ઓ પણ તેના ઉપયોગ કરી શકે નહિ.

પરંતુ આ જગતમાં આવા ખાતરી ભરેલા કામનું ઈનામ મળતું નથી. જયસિંહ કામમાં પાર પડયો છે, એ સાંભળીને ઔરંગઝેબ ઘણોજ નાખુશ થયો અને તેને વધારે અપમાન પહોચાડવા માટે તેને દક્ષિણ દેશના સેનાપતિ પદ ઉપરથી દૂર કરી દિલ્હીમાં આવવાનો હુકમ કર્યો, અને તેની જગા પર જસવતસિંહને મોકલી દીધો.

વૃદ્ધ સેનાપતિએ આખી ઉમ્મર સુધી પોતાની શક્તિ પ્રમાણે બાદશાહનું કામ બજાવ્યું હતું. તેની આખર અવસ્થામાં આ અપમાનથી તેનું મહત્ અંતઃકરણ વિદીર્ણ થયું, તે માર્ગમાંજ મૃત્યુ શય્યાપર સૂતો.

અપમાનિત, પીડિત, વૃદ્ધ જયસિંહ મરવામાં સૂતેલો છે એટલામાં એક દૂતે ખબર આપી કે "મહારાજ એક મરાઠો સિપાઈ આપને મળવા આવ્યો છે. તે કહે છે કે "મેં આપના ચરણની પાસે બેશી એક દહાડો ઉપદેશ સાંભળ્યો હતો, બીજા એક દિવસે ઉપદેશ મેળવવાની આશા પ્રકાશ કરી હતી, તે ઉપદેશ લેવા માટે આવ્યો છું."

આ સાંભળીને રાજાએ કહ્યું, "તેને સન્માન પૂર્વક અહિં લાવો. તે દિલ્લીનો શત્રુ છે પરંતુ દૂત રૂપે આવે છે, હું તેને અભય આપું છું રજપૂતનું વાક્ય કદી પણ નકામું જતું નથી."

ઘણીવારે એક મરાઠો ત્યાં આવ્યો, રાજાએ તેની તરફ નહિ જોતાં કહ્યું, " બંધુ શિવાજી! મૃત્યુ થયા અગાઉ એકવાર મળવું થયું તેથી હું ચરિતાર્થ થયો છું. ઉઠીને માન આપવાની શક્તિ નથી, તેને માટે દોષ ગ્રહણ કરશો ના, આસન ઉપર બેસો."

સજલનયનથી શિવાજી બોલ્યો," પિતા! જ્યારે મેં આપની પાસેથી જવાની રજા લીધી હતી ત્યારે આપની આવી અવસ્થા જોઈશ એવું મેં કદી ધાર્યું નહોતું"

જયસિંહ " રાજન્! મનુષ્યદેહ ક્ષણ ભંગુર છે એમાં આશ્ચર્ય જેવું કાંઇજ નથી. " થોડીવારે દીર્ઘ નિશ્વાસ નાંખી બોલ્યો, " શિવાજી, આપણે જ્યારે મળ્યા હતા ત્યારે આપણે મોગલાઈનુ ગૌરવ જોયું હતું; હાલમાં શું જુઓછો?"

શિવાજી "મહારાજ આપ મોગલ બાદશાહીના સ્તંભ જેવા હતા, આપની જ્યારે આ અવસ્થા જોઉં

હ્યું ત્યારે મોગલ બાદશાહીની હવે આશા જણાતી નથી."

જયસિંહ "પુત્ર! તેમ નથી. રાજસ્થાનની ભૂમિ વીર પ્રસવિની છે. આ જયસિંહના મુવા પછી બીજા જયસિંહ ઉત્પન્ન થશે. જયસિંહના જેવા બીજા હજારો યોદ્ધા હજી પણ છે. મારા જેવા માણસના મરણથી બાદશાહીને કાંઈ નુકશાન થનાર નથી."

શિવાજી "આપના અમંગલ કરતાં બાદશાહનું બીજી વધારે શું નુકશાન થઈ શકે?"

જયસિંહ "શિવાજી! એક યોદ્ધો જાય છે તો બીજો યોદ્ધો ઉત્પન્ન થાય છે, પરંતુ પાપથી જે નુકસાન થાય છે તે ફરી સંસ્કાર થતો નથી. મેં પહેલાથી કહ્યું હતું કે જ્યાં પાપ અને કપટાચાર છે ત્યાં અધોગતિ અને મૃત્યુ છે. હવે તે પ્રત્યક્ષ જુઓ."

શિવાજી "કહો."

જયસિંહ "જ્યારે આપને મેં દિલ્લીમાં મોકલ્યા, ત્યારે આપનું હૃદય પણ દિલ્લીશ્વરની તરફ ખેચાયું હતું આપનો દૃઢ નિશ્ચય હતો કે જ્યાં સુધી દિલ્લીશ્વર આપના ઉપર વિશ્વાસ રાખશે ત્યાં સુધી આપ વિશ્વાસઘાતી થશો નહિ. આપના પ્રત્યે સદાચરણ કર્યાથી બાદશાહનો દક્ષિણ દેશમાં એક બહાદુર મિત્ર ઉત્પન્ન થાત.

કપટાચરણથી તે સ્થાનમાં એક દુર્દમનીય શત્રુ ઉત્પન્ન થયો છે."

શિવાજી "મહારાજ! આપની બુદ્ધિ અસાધારણ અને બહુદર્શી છે, જગત જયસિંહને વિજ્ઞ તરીકે જાણે છે તે યથાર્થ છે."

જયસિંહ "બીજું સાંભળો! હું ઔરંગજેબના પિતાની વખતથી દિલ્હીનું કામ કરૂં છું. વિપત્તિમાં અને લઢાઈની વેળાએ મારાથી બનતો દિલ્હીશ્વરનો ઉપકાર કરૂં છું. સ્વજાતિ અને વિજાતિ વચ્ચે ભેદ ગણ્યો નથી. મારી જાતનો મેં વિચાર કર્યો નથી. જેના કાર્યમાં હું વ્રતી થયો હતો તેનું કામ પ્રાણ અર્પણ કરીને પણ કરૂં છું. વૃદ્ધકાળે બાદશાહે મારા પ્રત્યે અન્યાય કર્યો ત્યાર પછી મારૂં અપમાન કર્યું. તો પણ તેથી મેં કાર્યમાં દુર્લક્ષ થવા દીધું નથી. હું મારા લશ્કરને મોટા મોટા કિલ્લામાં રાખી જાઉં છું, શિવાજી, તું એ વગર લઢાઈએ તમને કિલા કબજે કરવા દેશે નહિ પરંતુ આ આચરણથી ઔરંગજેબને પોતાનેજ નુકસાન છે. અંબરાધિપો દિલ્હીશ્વરના હમેશના વિશ્વાસુ નોકર અને મદદગાર હતા. જયપુરના હવે પછી થનાર રાજાઓ દિલ્હીના મોટા શત્રુ થશે."

આ સાંભળીને ક્રોધથી શિવાજીની આંખ તેજ-વાળી થઈ ગઈ, મહાત્મા જયસિંહ તે ક્રોધ નિવારણ કરીને ધીમે ધીમે કહેવા લાગ્યો, " મહારાષ્ટ્ર દેશનાં અને અંબર દેશનાં બે ઉદાહરણ આપ્યાં. આખા ભા-રતવર્ષમાં તેમજ થાય છે. શિવાજી! ઔરંગઝેબ આખા ભારતવર્ષમાં વિશ્વાસુ નોકરનું અપમાન કરે છે, મિત્રો-ને શત્રુ બનાવે છે, કાશીનાં મંદિર તોડી નાખીને ત્યાં મસીદ બનાવી છે. રજપૂતાનાના સઘળા દેશમાં હિં-દુઓનું અપમાન કરે છે. હિંદુઓ ઉપર જીજીઆ વેરો નાખ્યો છે" ઘણીવાર સુધી આંખ મીચ્યા પછી અ-તિ ગંભીર સ્વરથી ફરી કહેવા લાગ્યો—જાણે મૃત્યુશ-યામાં મહાત્માના દિવ્ય ચક્ષુ ઉઘડ્યાં હોયને એમ ભવિષ્ય જોઈનેજ એ રાજર્ષિ કહેવા લાગ્યો, " શિ-વાજી ! હું જોઉં છું કે કપટાચરણથી ચારે બાજુએ યુદ્ધાનલ સળગ્યો છે, રજપૂતાનામાં અનલ પ્રજ્વલિ-ત થયો છે મહારાષ્ટ્રમાં આગ બળેજ છે, પૂર્વ તરફ પણ અગ્નિ સળગ્યો છે. ! વીસ વર્ષ થયાં યત્ન કર્યા છતાં પણ તે અગ્નિ ઔરંગઝેબ હોલવી શક્યો નથી તેની તીક્ષ્ણ બુદ્ધિ, તેનું અસામાન્ય કૌશલ, તેનું અસાધારણ સાહસ વ્યર્થ ગયું છે, વૃદ્ધાવસ્થામાં પછ-

વાડે બળતું રાખીને દિલ્લીશ્વરે પ્રાણુ ત્યાગ કર્યો છે! અનલ એથી પણ વધારે જોરથી બલેછે, ચારે બાજુએથી બળવાનો શબ્દ સંભળાય છે. તે આગમાં મોગલાઈ બળી ગઈ? ત્યારપછી મહારાષ્ટ્ર જાતિનો નક્ષત્ર ઉન્નતિશીલ થયો, મહારાષ્ટ્રીઓ! આગળ વધો, દિલ્લીના શૂન્ય સિંહાસન ઉપર બેસો."

રાજાનું બોલવું એકદમ બંધ થઈ ગયું. વૈદ્યો પાસેજ હતા, તેઓએ નાના પ્રકારની ઔષધી આપી પરન્તુ જયસિંહ ઘણીવાર સુધી બેશુદ્ધ રહ્યો. ત્યારપછી ઘણી વાર મૃદુસ્વરથી બોલ્યો, "કપટાચારી પોતે પોતાનેજ સજા કરેછે, સત્યનોજ જય થાય છે.

તેનો શ્વાસ બંધ થયો અને શરીરમાંથી પ્રાણ નિકળી ગયો.

શિવાજી બાળિકાની પેઠે ઉંચે અવાજે રોઈ પડ્યો; મૃત જયસિંહના પગ પોતાને માથે અડકાડી અશ્રુ વર્ષણ કરવા લાગ્યો.



## પ્રકરણ ૩૩ મું.

### જીવનપ્રભાત.

અડધી રાત્રે શિવાજીએ રજપૂતની છાવણી છોડી, બહાર આવીને જુએછે તો એક વૃદ્ધ બ્રાહ્મણને ઉભેલો દીઠો. શિવાજીએ તેને ઓળખ્યો, તે રાજા જયસિંહનો મોટામાં મોટો મંત્રી હતો.

મંત્રીએ કહ્યું "રાજન્! મહારાજ જયસિંહે મને આજ્ઞા આપી હતી કે મારા મૃત્યુ પછી આપને આ સર્વ કાગળ આપવા. આટલા દિવસ સુધી આ કાગળો મેં સંભાળી રાખ્યા હતા, હવે આપ આ કાગળ લ્યો."

શિવાજી આ વેળાએ ઘણોજ શોકાતુર હતો, કાંઈ પણ નહિ બોલતાં એ કાગળો લઈને પોતાની છાવણી ભણી ગયો.

પ્રાતઃકાલ થતાં અગાઉ તેણે મોટા મોટા સેનાપતિ અને મંત્રીઓને એકઠા કર્યા, થોડી વાર સુધી મસલત કરી, ત્યારપછી તંબુમાંથી બહાર નિકળીને પોતાના આખા લશ્કરને બોલાવી કહ્યું, "બંધુગણ! લગભગ એક વર્ષ ઉપર આપણે ઔરંગજેબની સા-

થે સલાહ કરી હતી; ઔરંગજેબે પોતે પોતાના દોષથી અને કપટ ભરેલા આચરણથી તે સલાહને ભાગી છે, આજે આપણે તે કપટ ભરેલા આચરણનો બદલો લઈશું, મુસલમાનની સાથે ફરી લડાઈ કરીશું, જે ઔરંગજેબનો સર્વથી મોટો સેનાપતિ હતો, તેની સાથે ભવાનીએ લઢવાની મનાઈ કરી હતી, તેથી તેનાથી વગર લઢાઈએ હું પરાજય પામ્યો હતો, કાલે રાત્રે તે મહાત્મા જયસિંહ ઔરંગજેબના અસદાચરણથી ભગ્નચેતા થઈને પ્રાણ ત્યાગ કર્યોછે. બહાદુર સિપાઈઓ ! દિલ્લીમાં મને કેદખાનામાં નાખ્યો. અને હિંદુપ્રવર જયસિંહનું મૃત્યુ આણ્યું તેનો બદલો આપણે લઈશું! ચો તરફ જુઓ, ચારે બાજુએ હિંદુનું હિંદુદેવનું અપમાન થાય છે. દેવાલયની અવ દશા થાય છે. હિંદુઓ, આજે આપણે આ અપમાન દૂર કરી શું; આ શોકનો અને આ અપમાનનો જો કાંઈ બદલો હશે તો તે વીર પુરૂષો રણરંગમાં આપણે લઈશું. મૃત્યુ શય્યામાં રાજા જયસિંહનાં દિવ્યચક્ષુ ઉઘડ્યાં હતાં તેણે જોયું હતું કે મોગલોના ગ્રહ અવનતિ શીલ છે, મહારાષ્ટ્રીઓનું નસીબ ઉન્નતિ શીલ છે, દિલ્લીની ગાદી જલદીથી શૂન્ય પડશે;

મિત્રો આગળ વધો, યુધિષ્ઠિર અને પૃથુરાજનું સિંહાસન આપણે મેળવીશું. પૂર્વ તરફ જે રક્તિમા જોવામાં આવે છે, તે પ્રભાતની રક્તિમા છે, પરંતુ એ આપણું સામાન્ય પ્રભાત નથી; મહારષ્ટ્રીઓ! હિંદુઓ! આજેજ આપણું જીવનપ્રભાત છે."

આખા લશ્કરે આ મહત્ વાક્ય સાંભળીને ગર્જના કરી " આજેજ આપણું જીવનપ્રભાત છે.

## પ્રકરણ ૩૪ મું.

### ન્યાય.

તે દિવસે સાંજે રઘુનાથ એકલો નદી કિનારે ફરતો હતો. પોતાની પદોન્નિત, સરયુની સાથેનો ફરી મેળાપ, મુસલમાનની સાથે ફરી લઢાઈ, અને હિંદુઓની ભવિષ્યની સ્વતંત્રતા આ બધા નવા વિષયના વિચારથી તેનું હૃદય ઉત્ફુલ્લ થતું એટલામાં એક માણસે પછવાડેથી તેને " રઘુનાથ " કહી હાંક મારી.

રઘુનાથે પછવાડે જોયું તો ચંદ્રરાવ જમાદાર આવતો દીઠો. ગુસ્સાથી તેનું શરીર ધ્રુજવા માંડ્યું, પરંતુ દેવી મંદિરમાંની પ્રતિજ્ઞા તે વિસરી ગયો નહોતો.

ચંદ્રરાવ આવીને બોલ્યો, "રઘુનાથ ! આ જગત્ આપણે બન્નેને સાથે રહેવાની જગ્યા નથી. આપણામાંથી એક જણને મરવું પડશે."

રઘુનાથે ગુસ્સો સમાવીને ધીરસ્વરથી કહ્યું, "ચંદ્રરાવ ! કપટાચારી મિત્ર હન્તા ચંદ્રરાવ ! તારી યોગ્ય સજા શિરચ્છેદન છે. પરંતુ રઘુનાથ તને માફ કરે છે. જગદીશ્વરની આગળ ક્ષમા માંગ."

ચંદ્રરાવ "બાળકની ક્ષમા માગવાનો મને અ-અભ્યાસ નથી. તું હવે વધારે વખત બચવાનો નથી, ધ્યાન લગાડીને મારી વાત સાંભળ. તું જન્મથી મારો પરમ શત્રુ છે. હું પણ તારો પરમ શત્રુ છું. બાલ્યકાલથી હું તને ઝેરની નજરથી જોતો હતો. હજારો વાર પથ્થર ઉપર તારૂં માથું પછાડી તને મારી નાખવાનો વિચાર મારા મનમાં આવ્યો હતો ! તે પાર પાડી શક્યો નહિ, પરંતુ તારા ધનનો મેં નાશ કર્યો તને દેશ પાર કરાવ્યો તને બંડખોર ઠરાવી તારૂં અપમાન કરાવી તને નોકરીમાંથી કાઢી મૂકાવ્યો આથી મારી ભીષણ જિઘાંસા કાંઈક શાંત થઈ હતી. તારૂં નસીબ આજે ફર્યું છે તું ફરી ઉન્નત પદ મેળવીને લશ્કરમાં આવ્યો છે. ચંદ્રરાવે જીવનમાં જે

પ્રતિજ્ઞા લીધી હતી તે કદી પણ નિષ્ફળ જશે નહિ. હજી પણ તેજ પ્રતિજ્ઞા કાયમ છે. બીજો ઉપાય તો છોડયો છે, આ તરવારથી તારૂં હૃદય વીંધી નાખીશ, હૃદયનું લોહી પીને ભીષણ પિપાસા તૃપ્ત કરીશ. ભીરૂ ! મારા હાથથી આજે તારો બચાવ થનાર નથી."

ગુસ્સાથી રઘુનાથની આંખ લાલ ચોળ થઈ ગઈ. ધ્રુજતે અવાજે બોલ્યો, " પામર સામેથી ખસ નહિતો હું મારી પવિત્ર પ્રતિજ્ઞા વિસરી જઈશ ને એકદમ તારા પાપની સજા આપીશ."

ચંદ્રરાવ " ભીરૂ ! હજી પણ લઢાઈ કરવામાં પાછી પાની કરે છે. બીજું આ પણ સાંભળ ઉજ્જેનીની લઢાઈમાં જે તીરતારા પિતાના હૃદયમાં વાગ્યાથી તેનું મૃત્યુ નિપજ્યું હતું તે કાંઈ શત્રુની તરફથી આવ્યું નહોતું. ચંદ્રરાવજ તારા પિતાનો મારનાર છે !"

રઘુનાથ હવે વધારે આંખથી જોઈ શકયો નહિ, કાનથી સાંભળી શકયો નહિ. તેણે ગુસ્સાથી તરવાર મ્યાનમાંથી કાઢી ચંદ્રરાવને મારવા ઉગામી ચંદ્રરાવે પણ તરવાર હાથમાં ધારણ કરી. ઘણી વાર સુધી

બન્ને વચ્ચે જબરી લઢાઈ થઈ, એકમેકની તરવારથી બન્નેનાં શરીર જખમી થયાં, વર્ષાની ધારાની પેઠે બન્નેનાં શરીરમાંથી લોહી વહેવા માડ્યું. ચંદ્રરાવ કંઈ બળમાં ઓછો નહોતો, પરંતુ રઘુનાથ દિલ્લીમાં માં આશ્ચર્યકારક તરવારની લઢાઈ શિખ્યો હતો તેણે ઘણીક વારે ચંદ્રરાવનો પરાજય કર્યો, અને તેને જમીનપર પાડીને તેની છાતીપર ગુંટણ મુકી બોલ્યો, " પામર! આજે તારા પાપનો અંત આવ્યો. પિતા! આપના મૃત્યુનો આજ બદલો લઉ છું."

મરતી વેળાએ પણ ચંદ્રરાવ નિર્ભીક હતો, વિકટ હાસ્ય કરી તે બોલ્યો, " હવે તારી બહેન વિધવા થશે એ વિચારમાં સુખથી મારો પ્રાણ જશે."

વીજળીના ચમકારાની પેઠે સઘળી વાત તે વેળાએ રઘુનાથના મનમાં આવી. આટલા માટેજ લક્ષ્મીએ સ્વામીનું નામ લીધું નહોતું. આ કારણથીજ ચંદ્રરાવનો નાશ ન કરવા માટે તેણે કહ્યું હતું. પિતૃહન્તા રક્તપિશાચ ચંદ્રરાવે બળજોરીથી બહેન લક્ષ્મીની સાથે વિવાહ કર્યો છે! ગુસ્સાથી રઘુનાથની આંખમાંથી અગ્નિ નિકળવા લાગ્યે, દાંત કકડવા લાગ્યા; પરંતુ ઉગામેલી તરવાર તેણે ચંદ્રરાવના હૃદ-

યમાં ભોંકી નહિ; ધીરે ધીરે ચંદ્રરાવને છોડી તે ઉભો થયો. અને કુપિત સ્વરથી બોલ્યો, "પિશાચ! તારા પાપનો જગદીશ્વર ન્યાય કરશે, રઘુનાથ તારા દોષની સજા કરવાને અશક્ત છે!"

"અપરાધીને અને બંડખોરને સજા કરવા હું અશક્ત નથી." આમ કહીને પછવાડેથી એક માણસ પાસે આવ્યો, રઘુનાથ પાછું ફરીને જુએ છે તો **શિવાજી** દીઠો.

શિવાજીએ ઈશારત કરી એટલે લાગ લાજચાર સિપાઈઓએ આવી ચંદ્રરાવના હાથ બાંધીને તેને બંદીવાન કરી લઈ ગયા.

બીજે દિવસે પ્રાતઃકાલે ચંદ્રરાવનો ઈનસાફ કરવામાં આવ્યો તેણે રઘુનાથના પિતાને મારી નાખ્યો હતો, રઘુનાથના ઉપર આગલે દિવસે અન્યાયથી હુમલો કર્યો હતો તે દોષને માટે તેને ન્યાય કર્યો નહોતો. પણ રૂદ્રમંડળીના કિલ્લા ઉપર ચઢાઈ કરતાં પહેલાં શત્રુ રહેમતખાનને છુપો સંદેશો કહાવી તે દોષ રઘુનાથને માથે ઢોળી ઠરાવવી પાડવાનો યત્ન કર્યો હતો, તેનો આજે ઈનસાફ થતો હતો.

અગાઉ લખી ગયા છિયે કે અફગાન સેનાપતિ

રહેમતખાન રૂદ્રમંડળમાં બંદીવાન થયા પછી શિવાજીએ તેને માન પૂર્વક છોડી દીધો હતો; રહેમતખાન પણ સ્વતંત્રતા મેળવીને પોતાના માલિક વિજાપુરના સુલ્તાનની પાસે ગયો હતો. જયસિંહે જ્યારે બિજાપુરને ઘેરો ઘાલ્યો ત્યારે રહેમતખાન પોતાના નૈસર્ગિક સાહસથી લઢ્યો છે, એક લઢાઈમાં ઘણોજ જખમી થઈ તે જયસિંહથી કેદી પકડાયો હતો. જયસિંહે તેને પોતાની છાવણીમાં રાખી ઘણા યત્ન પૂર્વક તેની સેવા ચાકરી કરાવી હતી. પરંતુ તે સારો થયો નહિ. મરતાં આગમચ એક દિવસે જયસિંહે રહેમતખાનને પૂછ્યું, " ખાનસાહેબ ! આપનું આવરદા હવે વધારે દિવસનું નથી, મારી સઘળી કોશિસ અને ઔષધ વૃથા ગયાં છે. હવે જો કાંઈ કહેવાને આપને હરકત ન હોયતો એક વાત પૂછુંછું તેનો ખરો જવાબ આપશો."

રહેમતખાને કહ્યું, " હું મરવામાટે ખેદ કરતો નથી, પરંતુ દુશ્મન હોવા છતાં આપે મારા તરફ જે સારી વર્તણુકથી મારા ઉપર એહસાન કર્યું તે હું કહી શકતો નથી. એજ ખેદ થાય છે શું પુછવા ઈચ્છો છો તે કહો હું કાંઈ છૂપું રાખીશ નહિ."

જયસિંહે કહ્યું " રૂદ્રમંડળ ઉપર હલ્લો કરતાં શિ-

વાજીના એક સિપાઈએ આપને તે બાબતની અગા-ઉથી ખબર આપી હતી તે કોણ હતો તે હું જાણતો નથી. મારા ધારવા મેજે એક માણસે અન્યાયથી સજા ભોગવી છે."

રહેમતખાન "જ્યાં સુધી મારામાં જાન છે ત્યાં સુધી તે નામ જાહેર કરીશ નહિ એવી મેં કબુલત કરી હતી. રજપૂત! આપે સારી બરદાસ્ત કરી મારી ઈજત વધારી છે પણ પઠાણ પોતાની કબુલત તોડી શકતો નથી."

જયસિંહ થોડો મનમાંને મનમાં વિચાર કરીને બોલ્યો, "યોદ્ધા! આપની પ્રતિજ્ઞા તોડવાનું હું કહેતો નથી, પરંતુ જો કંઈ નિદર્શન હોય તો શું તે આપવામાં કંઈ હરકત છે?"

રહેમતખાન "કબુલ કરો કે તે પુરાવો મારા મોતની અગાઉ તમે જોશો નહિ."

જ્યારે જયસિંહે તેવી પ્રતિજ્ઞા લીધી; ત્યારે રહે-મતખાને તેને કેટલાક કાગળો આપ્યા.

રહેમતખાનના મૃત્યુ પછી રાજા જયસિંહે તે પત્રો વાંચી જોયા હતા અને તે ઉપરથી ચંદ્રરાવે રહેમતખાનને પોતે પત્ર લખ્યા હતા, તે રાજાએ વાં-

ચ્યા, તે સંબંધમાં બીજા જે જે કાગળો હતા તે પણ વાંચી જોયા, ચંદ્રરાવે પઠાણની પાસે જે ઈનામ મેળવ્યું હતું તેની રસીદ સુદ્ધાં રાજા જયસિંહે જોઈ.

જયસિંહના મૃત્યુને દિવસે તેના મંત્રીએ તે સઘળા કાગળો શિવાજીને આપ્યા હતા.

ઈનસાફ કરવાને વધારે વખત લાગ્યો નહિ. શિવાજીનો મંત્રી રઘુનાથ ન્યાયશાસ્ત્રી એકના પછી એક કાગળો વાંચવા લાગ્યો, જ્યારે કાગળો વંચાઈ રહ્યા ત્યારે ક્રોધથી આખું લશ્કર ગાજી ઉઠયું. ચંદ્રરાવ બળવાખોર છે, પોતે શત્રુની પાસેથી ઈનામ લીધુ છે, તે છતાં તે દોષનો નિર્દોષી નિષ્કલંકવીર રઘુનાથને પ્રાણદંડ અપાવવાનો યત્ન કરતો હતો, આ વાત જાણ્યાથી ક્રોધથી હોંકારો કરીને ઉઠયા.

પછી શિવાજી બોલ્યો, "પાપચારી બળવાખોર. તારૂં મૃત્યુ પાસે આવ્યું છે તારે કાંઈ કહેવું છે?"

આવી અણીની વેળાએ પણ ચંદ્રરાવ નિર્ભીક હતો, તેનો દુર્દમનીય દંભ અને અભિમાન હજીપણ પહેલાંના જેવાં હતા, તેણે કહ્યું, "હું વળી શું કહું? આપની ન્યાય કરવાની શક્તિ પ્રસિદ્ધ છે। એક દિવસે આ દોષની રઘુનાથને શિક્ષા કરી હતી ને આજે

મને અપરાધી ઠરાવોછો. મારા મૃત્યુ પછી એક દિવસે કોઈ ત્રીજા માણસને એવા સજા કરશો, ત્યારે જાણશો કે ચંદ્રરાવ આ વિષયમાં કંઈપણ જાણતો નહોતો, તે આ વખતે આ સઘળાં પ્રમાણ મિથ્યા થશે."

આ મશ્કરીથી શિવાજીએ અતિશય ક્રોધાયમાન થઈને હુકમ આપ્યો, જલ્લાદ, ચંદ્રરાવના બે હાથ કાપી નાંખ તેથી હવે લાંચ લઈ શકશે નહિ; ત્યાર પછી લોઢું તપાવી તે વડે એના કપાળ ઉપર "વિશ્વાસઘાતક" એ શબ્દ લખ કે કોઈપણ તેના ઉપર વિશ્વાસ રાખે નહિ.

જલ્લાદ આ નૃશંસ હુકમ બજાવવા જતો હતો, એટલામાં રઘુનાથ ઉભો થઈને બોલ્યો, " મહારાજા મારી એક અરજ છે. "

શિવાજી " રઘુનાથ ! આ બાબતમાં તમારી અરજ જરૂર હું સાંભળીશ કેમકે આ પામરે તમારા પ્રાણનો નાશ કરવાનો યત્ન કર્યો હતો. તેનો બદલો લેવાની શું ઈચ્છા કરો છો. શી અરજ છે તે કહો. "

રઘુનાથ " મહારાજનું વચન અલંઘનીય છે, હું એવો બદલો લેવા ઈચ્છું કે ચંદ્રરાવના વાળને પણ

કોઈ અડકે નહિ. કૃપા કરી એને સજા કર્યા વગર છોડી મુકો ! ”

સભાના સઘળા માણસો આશ્ચર્યથી મૂઢ થઈ ગયા!

શિવાજીએ ક્રોધને દબાવીને કહ્યું, તમારા ઉપર ચંદ્રરાવે જે જુલમ ગુજાર્યો છે તેને માટે તમારી વિનંતિથી તેને માફી આપવામાં આવે છે. બળવાખોરને સજા કરવી એ રાજાનો અધિકાર છે. તે પક્ષે જે સજાનો હુકમ થયો છે, તે કાયમ રહે છે જલ્લાદ, તું તાતારૂં પોતાનું કામ કર. ”

રઘુનાથ “ મહારાજનો ન્યાય યથાર્થ છે. પરંતુ દાસ પ્રભુની પાસે એટલી ભિક્ષા માગે છે. કે ચંદ્રરાવને સજા કર્યાવિના છોડો ”

શિવાજી “ હું એ ભિક્ષા આપવા અ સમર્થ છું, રઘુનાથ તમને આ વેળાએ ક્ષમા કરૂ છું બીજાને આટલી ક્ષમા કરત નહિ ” આટલું કહેતાં તેની આંખ પ્રજવલિત થઈ.

રઘુનાથ “ સ્વામી એક બે લઢાઈમાં આ દાસ પ્રભુનું કામ કરવા સમર્થ થયો હતો તે વેળા પ્રભુએ દાસને ઈચ્છેલુ ઈનામ આપવા કહ્યું હતું; આજે તે ઈનામ ચાહું છું, ચંદ્રરાવને સજા કર્યા શિવાય છોડી મુકો.”

ક્રોધથી શિવાજીની આંખમાંથી આગના તણ-ખા નિકળતા હતા, તેથી તે ગાજીને બોલ્યો, " રઘુ-નાથ ! રઘુનાથ ! એક બે વખત; તેં મારા ઉપર ઉ-પકાર કર્યો છે તેથી આજે શું તું મારો ન્યાય ફોકટ-કરવા ઈચ્છે છે? રાજાનો આદેશ મિથ્યા થતો નથી; તું પણ તારી બહાદુરીની વાત કરતો ચુપ રહે."

આવા તિરસ્કાર ભરેલા વાક્યથી રઘુનાથનું મુ-ખ લાલ થઈ ગયું; તે પણ ધીરે ધીરે અચકાતો અ-ચકાતો બોલ્યો, " સ્વામી ! ઈનામ માગવું એ આ દાસનો અભ્યાસ નથી. આજે આખા જન્મારામાં પ-હેલીવાર ઈનામ માગ્યુ છે, પ્રભુ જો આ ઈનામ આ-પવા રાજી નહિ હો તો દાસ બીજીવાર ઈનામ માગ-શે નહિ દાસની કેવળ આટલીજ ભિક્ષા છે કે પ્રભુ કૃપા કરીને ચંદ્રરાવને છોડી મુકો નહિ તો હું મારી નોકરી છોડીદઈશ અને ફરી ગોસ્વામી થઈને દેશો દે-શમાં ભિક્ષા માગતો ફરીશ."

આ સાંભળીને શિવાજી ઘણીવાર સુધી મુંગો ર-હ્યો, રઘુનાથના તેના ઉપર જે ઉપકાર થયા હતા તે બધા તેને યાદ આવ્યા. રઘુનાથની આંખમાં પા-ણી આવેલાં જોઈને શિવાજીનો ક્રોધ જતો રહ્યો હૈયું

પીગળ્યું. ત્યારપછી ધીરે ધીરે બોલ્યો, "રઘુનાથ ! તારૂં કહેવું હું માન્ય રાખુંછું. ચંદ્રરાવને છોડયો, રઘુનાથ તેં જે વ્રત ધારણ કર્યું છે તેમાંજ રહે,–ચિરકાલ શિવાજીના જમણા હાથની પેઠે રહે!"

આ સાંભળીને સભાસદ નિસ્તબ્ધ થયા! સર્વે તિરસ્કારની દૃષ્ટિથી ચંદ્રરાવની તરફ જોવા લાગ્યા. અતિશય અભિમાની ચંદ્રરાવ સાધારણ લોકોનો તિરસ્કાર અને નિંદા વાકય સહન કરી શકયો નહિ. રઘુનાથની કૃપાથી પોતાનો જીવ બચે એ વાત તે ખમી શકયો નહિ. કાંઈ ડરે એવો નહોતો તેથી ધીરે ધીરે ક્રોધ જર્જરિત શરીરે રઘુનાથની પાસે જઈ તે બોલ્યો, બાળક ! તારી કૃપા હુ ચાહતો નથી. તારૂં આપેલું જીવન હું તુચ્છ સમજાંછુ. તારી કૃપાને હું ઠોકર મારૂંછું." એમ કહી રઘુનાથની છાતી ઉપર લાત મારી અને તરત પોતાની કટારી કાઢી પોતાની છાતીમાં ઘોંચી. અભિમાની ભીષણ પ્રતિજ્ઞ ચંદ્રરાવ જમાદારે સાધારણ લોકોના તિરસ્કારથી પોતાને હમેશને માટે છુટો કર્યો. જીવન શૂન્ય શરીર સભામાં પડયું!



# પ્રકરણ ૩૫ મું.

## ભાઇ બહેન.

વાંચનાર! અમારી વાર્ત્તાનું છેવટ આવ્યું છે. હવે નાયક-નાયિકાઓ તથા પાત્ર વર્ગને વિશે એક બે બોલ બોલી સમાપ્ત કરીશું.

વૃદ્ધ જનારધન કન્યાને ગુમાવી ગાંડા જેવો થઈ ગયો હતો, ફરી સરયુને મેળવી આનંદાશ્રુ વરસાવા લાગ્યો અને બોલ્યો, "સરયુ? સરયુ? તારા જેવા રત્નનો શી રીતે મેં ત્યાગ કર્યો? તારો ત્યાગ કરીને શું હું એક દિવસ પણ જીવન કેમ ધારણ કરીશ ?" સરયુ પિતાનું ગળું પકડીને રોતી રોતી બોલી, "પિતા મારો અપરાધ ક્ષમા કરો. જીવન હોવા છતાં હવે હું કદી તમને છોડીશ નહિ.

પુલકિત -હૃદયથી વૃદ્ધે સાંભળ્યું કે. રઘુનાથ રજપૂત સંતાન છે; અતિ ઉન્નત રાઠોડ વંશીય વીર પ્રવર ગજપતિ સિંહનો પુત્ર છે અને સાનંદ -હૃદયે શુભ દિવસે કન્યાદાન કર્યું સરયુના સુખનું કોણ વર્ણન કરે? ચાર વર્ષથી જે દેવકાંતિનોજ તેણે જપ કર્યો હતો, તે પુરૂષ દેવને જ્યારે પોતાના કોમળ હસ્તમાં

તેણે ધારણ કર્યો, તેના હોઠપર જ્યારે પોતાના ગરમ હોઠ મુકયા ત્યારે સરયુ સુખમાં ઉન્માદિની થઈ. જેઓએ તેવું સુખ ભોગવ્યું છે તેઓજ તેનો અનુભવ કરી શકશે. લખનાર વર્ણન કરવા અશક્ત છે !

હવે રઘુનાથે તોરણાગઢમાં જે સ્વપ્નુ જોયું હતું તે આજે સાર્થક થયું ! પેલી પ્રિય કંઠમાળા વારંવાર સરયુના હૃદયમાં તણે ઝુલાવી, તે પુષ્પ વિનિર્હિત દેહ હૃદયમાં ધારણ કરી તે વિશાળ સ્નેહ પૂર્ણ નયનની તરફ જોતો જોતો ઉન્મત્ત સરખો થયો !

સરયુએ પોતાની સાત વર્ષની "બહેન"ને વિસારી નહિ. રઘુનાથની વિનંતિથી શિવાજીએ ગોકર્ણનાથને એક નગીર આપી અને ગોકર્ણનાથના પુત્ર ભીમજીની ઉન્નતિ કરીને હાવિલદારના પદમાં નિયુક્ત કર્યો.

સરયુ બહેન ને સર્વદા પોતાના ઘરમાં રાખતી હતી અને વરની સાથે "સરખી રીતે" તેના ઉપર પ્રેમ રાખતી, કેટલેક વર્ષે એક સ્વદેશીય સુચરિત્ર પાત્ર જોઈને બહેનનું લગ્ન કર્યું વિવાહની વખતે સરયુ અને રઘુનાથ હાજર થયાં હતાં, સરયુએ કન્યાના કાનમાં કહ્યું કે "જોજે બહેન ! જે કહ્યું. હતું તે યાં-

દ રાખજો–"વરના કરતાં " મને વધારે ચાહજો !

રઘુનાથે આ આખ્યાયિકા પૂરી થયાના સમય પછી તેર વર્ષ સુધી સુખ્યાતિ અને સન્માનની સાથે શિવાજીના આધીનમાં કામ કર્યું. જ્યારે જસવતસિંહે જાણ્યું કે રઘુનાથ મારા પ્રિય સેનાપતિ સિંહનો પુત્ર છે ત્યારે તેણે રઘુનાથને તેની પૈતૃક ભૂમિ સર્વ પાછી આપી અને શિવાય બીજી ઘણી જાગીર આપી, પરંતુ શિવાજીએ રઘુનાથને દેશમાં જવા દીધો નહિ. જ્યાં સુધી શિવાજી જીવ્યો ત્યાં સુધી તે રઘુનાથને પોતાની પાસેને પાસે રાખતો હતો. પછી જ્યારે ઈ. સ. ૧૬૮૦ ના ચૈત્ર મહીનામાં શિવાજીનું મરણ નિપજ્યું, અને શિવાજીનો અયોગ્ય પુત્ર શંભાજી પિતાના જૂના નોકરોને એક પછી એક અપમાનિત કરી તેમને કેદખાનામાં નાખવા લાગ્યો, ત્યારે રઘુનાથને દક્ષિણમાં રહેવું ઉચિત નહિ લાગ્યાથી સરયુ અને જનારધનને સાથે લઇને તે સ્વદેશ ગયો અને ત્યાં પૈતૃક જાગીર ભોગવવા લાગ્યો. અને તેના પિતાના મોટા ઘરમાં રઘુનાથ અને સરયુના બાળક બાલિકાઓના રમવાનો શબ્દ અને હસવાનો અવાજ શબ્દાયમાન થવા લાગ્યો.

વાંચનાર આ જગાએ તારી પાસેથી રજા લેવાની ઈચ્છા હતી, પરંતુ બીજા એકની વાત અધૂરી છે, શાંત ચિરસહિષ્ણુ લક્ષ્મી સ્વરૂપ લક્ષ્મીનું શું થયું તે કહેવાનું છે.

જે દહાડે ચંદ્રરાવે આત્મહત્યા કરી, તે દિવસે તરત રઘુનાથ બહેનને મળવા ગયો; ત્યાં જઈને જુએ છે તો તેનું હૃદય સ્તંભિત થઈ ગયું હતું, સ્વામીના શબની પાસે લક્ષ્મી કેશ છૂટા મુકી શોકથી આળોટતી હતી, તેના મુખમાંથી ઘણાજ લાંબા નિઃશ્વાસ નિકળતા હતા. વખતે વખતે હૃદય વિદારક આર્ત્તનાદથી ઘર પરિ પૂરિત થતું હતું ! હિંદુરમણીને તેના પતિના મૃત્યુથી જે ભીષણ યાતના થાય છે તેનું વર્ણન કરવું અશક્ય છે. આજે લક્ષ્મીની આંખનું તેજ નિર્વાણ થયું છે, તેનું હૃદય શૂન્ય થયું છે, જગત્ અંધકારમય થયું છે ! શોકથી, વિષાદથી નિરાશાથી નવી વિધવાની અસહ્ય યાતનાથી, વિધવા ઘણો આર્ત્તનાદ કરે છે!

રઘુનાથે સાન્ત્વના આપવાની કોશિસ કરી, સાન્ત્વના તે તો એક બાજુએ રહી પણ લક્ષ્મી પોતાના ભાઈને પણ ઓળખી શકી નહિ. ડળક ડળક આંસુ વરસાવતો રઘુનાથ ઘરમાંથી બહાર નિકળ્યો.

રઘુનાથ સાંજે ફરી બહેનને મળવા ગયો. લક્ષ્મીનો ભાવ બદલાએલો જોઈને તે જરા આશ્ચર્ય પામ્યો તે વેળાએ લક્ષ્મીની આંખમાં આંસુ નહોતાં. જેવી રીતે બાલિકા ધ્યાન લગાડી ને પુતળીને શણગારે છે તેવીરીતે લક્ષ્મી ધ્યાન લગાડીને સ્વામીના મૃતદેહને સુંદર સફેદ સુગંધમય પુષ્પોથી ધીમે ધીમે શણગારતી હતી.

રઘુનાથ ઘરમાં આવ્યો એટલે ધીરે ધીરે રઘુનાથની પાસે આવી, તે એવીતો હળવે હળવે પગ ઉપડાતી હતી કે જાણે શબ્દ જાયતો સ્વામીની ઉંઘ જાય એમ તે ધારતી હોય એમ લાગ્યું. આવીને અતિમૃદુ સ્વરે બોલી, " ભાઇ રઘુનાથ! તારી સાથે ફરી મેલાપ થયો એ હું મારૂં પરમ ભાગ્ય સમજું છું, હવે મારા મનમાં કાંઈ પણ દુ:ખ રહ્યું નથી. "

સાશ્રુનયનથી રઘુનાથે કહ્યું " બહેન લક્ષ્મી! આવી વખતે હું તને ના મળું એમ બને કે?

લક્ષ્મીએ લુગડાના છેડા વડે રઘુનાથની આંખ લોહી ને કહ્યું. " ખરૂં છે ભાઈ તારૂં દયાનું શરીર છે, તેં હૃદયેશ્વરને માટે રાજાની પાસે જે વિનંતિ કરી હતી તે મેં સાંભળી છે મારા નશીબમાં જે થનારૂં

હતું તે થઈ ગયું છે. જગદીશ્વર તને સુખી રાખે." એટલું કહેતાં આંખમાંથી એક બિંદુ આંસુનું પડયું,

રઘુનાથ–લક્ષ્મી! તું બુદ્ધિમતી છે તે હું ચિરકાલથી જાણું છું તારો અસહય શોક જરા સમેલો જોઈ હું ખુશી થયો છું મનુષ્યનુ જીવન શોક મય છે, તમારા નશીબમાં જે તે શોક સહેવાનો હતો તેનું સહીષ્ણુ થઈને સહે છે. આવ, મારે ઘેર ચાલ, ભાઈની પ્રીતિથી ભાઈના યત્નથી જો તને સંતોષી રાખી શકાય એમ હશે તો હું તેમાં ઓછાપ રાખીશ નહિ."

આં સાંભળીને લક્ષ્મી જરા હશી. તે હસવું જોઈને રઘુનાથનો પ્રાણ સૂકાઈ ગયો. જરા હસીને લક્ષ્મી બોલી. "ભાઈ તારૂં દયાનું શરીર છે, પરંતુ લક્ષ્મીને જગદીશ્વરેજ સાન્ત્વના આપેલી છે તેણેજ મને શાંતિનો માર્ગ દેખાડયો છે.-હૃદયેશ્વર ચિરનિદ્રામાં ઉંઘે છે, તે જ્યારે નાહના હતા ત્યારે દાસીને ઘણુજ ચાહતા હતા. દાસી જીવનમાં તેના ઉપર પ્રીતિ રાખતી હતી. હવે મરણ પછી પણ તેની સોબતી થઈશ."

રઘુનાથના માથા ઉપર વજ્રાઘાત થયો. તે લક્ષ્મીના ભાવમાં ફેરફાર થયાનું લક્ષ્મીના શાંત ભાવનું

કારણુ સમજ્યો; લક્ષ્મીએ સતી થવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

ઘણીવાર સુધી લક્ષ્મીની પ્રતિજ્ઞા ભંગ કરવાનો તે યત્ન કરવા લાગ્યો, ઘણું સમજાવ્યું, ઘણું રોયો, એક પ્રહર રાત્ર સુધી લક્ષ્મીની સાથે રઘુનાથે વાદ વિવાદ કર્યો તો પણ ધીર શાંત લક્ષ્મીનો એકજ જવાબ હતો "-હૃદયેશ્વર મારા ઉપર ઘણીજ પ્રીતિ રાખતા હતા, હું તેમને છોડીને રહેવા ઈચ્છતી નથી."

અંતે રઘુનાથે સજલ નયનથી કહ્યું, "લક્ષ્મી, એક વખત મારૂં જીવન નિરાશાથી પૂર્ણ થયું હતું તે વખતે મેં જીવનનો ત્યાગ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. બહેન તારા ઉપદેશથી, તારી સ્નેહમય વાતથી તે સંકલ્પ મેં છોડચો ને ફરીથી કાર્ય જગત્માં પ્રવેશ કર્યો. લક્ષ્મી, તું શું ભાઇની વાત માનીશ નહિ? તું શું ભાઇને ચાહીશ નહિ?"

લક્ષ્મીએ અગાઉની પેઠે શાંત ભાવથી જવાબ દીધો, " ભાઈ, તે વાત હું વિસરી નથી. તું લક્ષ્મીને ચાહે છે. લક્ષ્મીની વાત તે સાંભળી છે તે તું વિસર્યો નથી. પરંતુ વિચાર કરીને જો પુરૂષને ઘણી આશા છે. ઘણા ઉદ્યમ છે, ઘણાજ ઉપાય છે, એક નિષ્ફલ

થાય તો બીજો રહે છે. એક કોશિસ નિષ્ફળ થાય તો બીજી સફલ થાય છે. ભાઈ તેં તે દિવસે બહેનની વાત સાંભળી તો આજે તારો કલંક દૂર થયો છે, સત્તાની વૃદ્ધિ થઈ છે, સુયશ દેશ દેશાંતરમાં ફેલાય છે. પરંતુ અભાગિની નારીનું બીજું શું છે? આજે મેં જે નયનનો મણિ ગુમાવ્યો છે, તે શું જીવનમાં ફરી મેળવી શકીશ? જે મહાત્મા દાસીના ઉપર ઘણાજ પ્રીતિ રાખતા હતા, ઘણીજ કૃપા કરતા હતા, તેમને શું ફરી જોઈ શકીશ? ભાઈ! તું લક્ષ્મીને બાલ્યકાલમાં ઘણું ચહાતો હતો આજે સદય થા. લક્ષ્મીના એક માત્ર સુખના રસ્તામાં કાંટા નાંખીશ નહિ. દાસીને જે આટલું બધું ચહાતા હતા, તેની સાથે મને જવા દે!"

રઘુનાથ નિસ્તબ્ધ થયો; સ્નેહમયી બહેન લુગડામાં મુખ છુપાવીને બાલિકાની પેઠે આંસુ વરસાવવા લાગી. આ અસાર કપટ સંસારમાં ભાઈ બેહેનના અખંડનીય પ્રેમના જેવો પવિત્ર સ્નિગ્ધ પ્રેમ બીજો કિયો છે? સ્નેહમયી બહેનના જેવું અમૂલ્ય રત્ન વિસ્તીર્ણ જગત્‌માં બીજે કયાં મળશે?

રાત્રે ચિતા તૈયાર થઈ, અને તેના ઉપર ચંદ્રરા-

વનું શબ મુકાયું,હાસ્યવદના લક્ષ્મીએ સુંદર રેશમી કાપડ અને અલંકારાદિ પહેરીને એકીવેળાએ સર્વની પાસેથી રજા લીધી.

ચિતાની પાસે આવી, દાસીઓને અલંકાર, રત્ન, મોતી આપ્યાં અને પોતાને હાથે તેઓની આંખમાંથી આંસુ લોહી મધુર વાક્ય થી તેમને શાન્ત પાડયાં સગાં વહાલાંની પાસેથી રજા લીધી મોટેરાને પગે પડી શોકયોને આલિંગન દીધું અને સર્વની આંખમાંનાં આંસુ પોતાના લુગડાના છેડા વડે લૂછયાં અને મધુમય વાકયથી તેમને બોધ આપ્યો.

ત્યાર પછી રઘુનાથની પાસે આવી લક્ષ્મી બોલી " ભાઈ । બાલ્યકાળથી તારી લક્ષ્મીને તું ચહાતો હતો, આજે લક્ષ્મી ભાગ્યવતી છે, આજે હમેશને માટે તે સુખી થશે. એકવાર પ્રેમનું કામ કર સસ્નેહથી ન્હાની બહેનને જવાની રજા આપ, તારી લક્ષ્મીને વિદાયગિરી આપ."

રઘુનાથ હવે વધારે સહન કરી શકયો નહિ, લક્ષ્મીના બે હાથ પકડીને ઊંચે અવાજે રોઈ પડયો. લક્ષ્મીની આંખમાં પાણી આવ્યાં.

સસ્નેહથી ભાઈની આંખમાંનાં આંસુ લોહીને

લક્ષ્મી બોલી "ભાઈ શુભ કાર્યમાં રૂવેછે શામાટે? પિતાના જેવી તારી હિંમત છે. પિતાના જેવુંજ તારૂં અંતઃકરણ મહાન છે, જગદીશ્વર તારૂં આથી પણ વધારે સારૂં કરશે; જગતમાં તારો યશ ફેલાશે. મારી છેલ્લી ઈચ્છા એ છે કે જગદીશ્વર તને સુખી રાખે! ભાઈ રજા આપ, દાસીને માટે સ્વામી વાટ જુએ છે."

કાતરસ્વરથી રઘુનાથ બોલ્યો, "લક્ષ્મી! તારા વિના જગત્ તુચ્છ સમજાય છે, જગત્માં બીજું રઘુનાથનું કોણ છે? બહેન લક્ષ્મી તને કેવી રીતે રજા આપુ, તને છોડીને હું કેવી રીતે જીવન ધારણ કરીશ? આર્ત્તનાદ કરીને રઘુનાથ જમીન પર પડી ગયો.

ઘણી કોશિશથી લક્ષ્મીએ રઘુનાથને જમીન ઉપરથી ઉઠાડયો, ફરીથી આંખમાંનાં આંસુ લોહ્યાં ઘણી સાન્ત્વના કરી, ઘણુંક સમજાવ્યું ત્યારપછી બોલી, "ભાઈ તું વીર શ્રેષ્ઠ છે! પુરૂષના જે ધર્મ છે તે તું પાળે છે, તારી લક્ષ્મીને નારીનો ધર્મ પાળવા દે. હવે વખત લગાડીશ નહિ. હરકત નાખીશમાં, જા પૂર્વ તરફ જો આકાશ રક્ત વર્ણ થયું છે, તારી લક્ષ્મીને જવાની રજા આપ."

આ સાંભળીને ગદ્દ ગદ્દ સ્વરથી રઘુનાથે કહ્યું, "લક્ષ્મી, સ્નેહમયી બ્હેન લક્ષ્મી, આ જગત્‌માં તને રજા આપુંછું પરંતુ પેલા આકાશમાં, પેલા પુણ્ય ધામમાં એકવાર તને ફરી મળીશ. ત્યાંસુધી જીવન્મૃત થઈ રહીશ."

ભાઈને પગે પડીને લક્ષ્મી ચિતાની પાસે ગઈ, સ્વામીના પગ માથા ઉપર રાખી બોલી," -હૃદયેશ ! જીવનમાં તમે વ્હાલી ને ઘણા ચહાતા હતા, હવે કૃપા કરો, કે હું તમારા પગની નીચે બેસી ને તમારી સાથે જઈ શકું. જન્મો જન્મ હું તમારી પત્ની થાઉં જન્મ જન્મ લક્ષ્મી તમારી પદ સેવા કરે જગદીશ્વર ! લક્ષ્મીની આ શિવાય બીજી ઈચ્છા નથી. "

ધીરે ધીરે તે ચિતા ઉપર ચઢી અને સ્વામીના પગ પાસે બેઠી, પગ ભક્તિભાવથી ખોળામાં લીધા. આંખ મીચી, તેને લાગ્યું કે તેજ પળમાં પોતાના આત્માએ સ્વર્ગમાં પ્રવેશ કર્યો હોય ને.

ચિતા સળગી ઘી ઘણુંજ નાખેલું હોવાથી આગ ભડ ભડ બળવા લાગી. અગ્નિની જ્વાળાએ પ્રથમ લક્ષ્મીના પવિત્ર શરીરને વીંટયું, પછી જલદીથી સતેજથી ચારે બાજુએ પસરીને લક્ષ્મીના માથા સુ-

ધી ચઢી નૈઋ ગગનની તરફ મહા શબ્દથી દોડી તો પણ લક્ષ્મીનું એક પણ અવયવ ખસ્યું નહિ. તેનો એ-કવાળ પણ કંપિત થયો નહિ.

એક પ્રહરમાં અગ્નિ નિર્વાણ થયો પરંતુ તે ભી-ષણ ચિતાનો તે નિરાશાજનક ભડ ભડ શબ્દ રઘુના-થ પોતાના જીવનમાં કદી વિસરયો નહિ.

**સમાપ્ત.**

